# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની લંડોળ કમિટિની સૂચના અનુસાર આ લઘુ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. એ તૈયાર કરવામાં મુખ્યત્વે કરીને નીચે ગણાવેલાં પુસ્તકોની મદદ લીધી છે; પણ પુસ્તકોમાંથી મળેલી વિગતોથી સંતોષ ન માનીને તેમાં ઘણા વધારા કરવાની જરૂર જોઈ છે, અને તે માટે મારા કેટલાએક મિત્રોને તસ્દી આપવી પડી છે. એ પ્રમાણે જુદાં જુદાં પ્રકરણો વાંચી જઇ તેમાં મહત્વના સુધારા-વધારાઓ સૂચવવાને માટે રા. રા. સીતારામ નારાયણ પંડિત, બૅરિસ્ટર-ઍટ-લૉ, રા રા નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ., અમદાવાદ મ્યુનિસિપાલિટિના ચીફ઼ ઓફ઼િસર, રા. રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય, બી. એ., બૅરિસ્ટર-ઍટ-લૉ, રા. બા. કેશવલાલ ગિરધરલાલ ત્રિવેદી અને ખાસ કરીને મ્હારા મિત્ર રા. રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરનો અત્રે ઉપકાર માનું છું.

આ વિષય ઉપર ગુજરાતી ભાષામાં આ પ્રથમ પ્રયાસ છે. કદ, ભાષા, વિષયોની પસંદગી અને વિષયોની ચર્ચાના સંબંધમાં શાળોપયોગી પુસ્તકને ઘટે તેવી મર્યાદામાં રહીને દરેક વિષયને ઘટે તેટલું મહત્વ આપવાનો પ્રયાસ એ કર્યો છે, છતાં ઘણી મહત્વની બાબત રહી ગઇ હશે, અથવા દરેક વિષયને ઘટતું મહત્વ આપવામાં કંઇને કંઇ ભૂલચૂક થઇ હોય, એ બનવા જોગ છે. આ અને બીજી કોઈ પણ ખામી ઉપર વિવેકી વાંચનાર મારું લક્ષ દોરશે તો પ્રસંગ મળ્યે તે સુધારવાનું બની આવશે.

૩૧-૧-૧૩.

હરિલાલ માધવજી ભટ્ટ.

*.* આ લઘુ પુસ્તક રચવામાં નીચેના પુસ્તકોનો આધાર લેવામાં આવ્યો છે


The Imperial Gazetteer of India ( New Ed )
Vol I Historical
Vol IV Administrative

The British Empire At Home and Abroad ( Cassells )

The Encyclopædia Britanica ( XIth. Ed )

Sir Courteney Ilbert, Government of India ( 3rd Ed).

The Government of Greater Britain ( Temple Cyclopædic Primers )

Sir John Strachey India Its Administration and Progress

Chesney Indian Polity

Sir A. Lyall British Dominion in India

Sir T Holderness Peoples and Problems of India

Chailley Administrative Problems of British India.

India and the Durbar : Articles contributed to the Empire Day Edition of the *Times* ( London )

Lee-Warner · Native States of India

S S Das Constitution of British India

Statement of Moral and Material Progress of India presented to the Houses of Parliament 1910-11

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.



ઇ. સ. ૧૯૧૯માં થયેલા નવા સુધારાથી હિંદના રાજ્ય બંધારણમાં જે મહત્વના ફેરફારો થયા છે તે આ પુસ્તકમાં દાખલ કરવામાં આવ્યા છે. ઇ. સ. ૧૯૨૧ ના શિયાળામાં ડયુક ઓફ કૉનોટના હાથે નવી ધારા સભાઓ ખુલ્લી મુકાઇ તે સમય સુધીનો અહેવાલ આપવામાં આવ્યો છે.

૨. સર એમ. વિશ્વશ્વરાયના પુસ્તક ઉપરથી દુનિયાના બીજા દેશો સાથે ભારત ની સરખામણીના જાણવા જોગ આંકડાઓનું એક પ્રકરણ ઉમેરવા આવ્યું છે.

૩. લેખકની લાંબી માંદગી તથા છાપખાનાની અડચણોને લીધે ૧૯૨૧ ના માર્ચમાં તૈયાર કરેલ પુસ્તક ૧૯૨૨ ના નવેમ્બરમાં બહાર પડી શ .

જુનાગઢ
નવેમ્બર ૧૯૨૨



હીરલાલ માધવજી ભટ્ટ

## શુદ્ધિપત્ર.

પૃષ્ઠ ૧૫૧ માં આપેલા પ્રાન્તોના ક્ષેત્રફળના આંકડા હજાર ચોરસ માઇલમાં આપ્યા છે પણ છેલ્લી પ્રાન્તિક હકુમત-દેહલીનું ક્ષેત્રફળ માત્ર ૫૯૩ ચોરસમાઇલ છે.

# અનુક્રમણિકા.



# હિંદનું રાજ્ય બંધારણ.



## પ્રકરણ ૧ લું.



### બ્રિટિશ મહારાજ્ય.

૧. બ્રિટિશ મહારાજ્યનો વિસ્તાર ૨. મહારાજ્યના વિભાગો–[૧] બ્રિટિશ રાજ્ય. રાજ્ય સત્તાના વિભાગો,–બ્રિટિશ રાજ્ય અને સંસ્થાનો વચ્ચે તેમની વહેંચણી–[૨] અ. સ્વશાસિત સંસ્થાનો બ. રાજ્યશાસિત સંસ્થાનો. [૩] બ્રિટિશ અધીન મુલકો–ઇમ્પીરિયલ કૉન્ફરન્સ ૩. મહારાજ્ય શબ્દના બે અર્થ-બ્રિટિશ સામ્રાજ્યનો-મુલક બ્રિટિશ રક્ષિત રાજ્ય. ૪. બ્રિટિશ મહારાજ્યની એકતાના આધારભૂત સિદ્ધાંત. બ્રિટિશ મહારાજ્યની પ્રગતિનો ભવિષ્યનો માર્ગ.

૧. આપણો હિંદુસ્તાન દેશ બ્રિટિશ મહારાજ્યનો એક અંશ છે. બ્રિટિશ મહારાજ્ય એ બ્રિટિશ રાજ્ય અને પૃથ્વીના પડ ઉપર આવેલાં એ રાજ્યનાં સંસ્થાનો, આધીન મુલકો, થાણાંઓ વગેરે મળી બનેલ છે. યૂરોપખંડના વાયવ્ય ખુણા ઉપર આવેલા બે નહાના ટાપુઓ બ્રિટિશટાપુઓ અથવા ગ્રેટબ્રિટન અને આયર્લાંડને નામે પ્રસિદ્ધ છે. એ ટાપુઓમાંની પ્રજાએ છેલ્લાં ૩૦૦ વર્ષમાં દુનિયાના જૂદા જૂદા ભાગપર વ્યાપાર અથવા વસાવટને માટે પોતાનાં થાણાં સ્થાપ્યાં અને પછી ધીમે ધીમે દેશના મૂળ વતનીઓને હાંકી કહાડી અથવા

કબજે લઇ પોતાની સર્વોપરિ સત્તા જમાવી છે. આ બધા મુલકના સમૂહને બ્રિટિશ મહારાજ્ય કહે છે. પૃથ્વીની સપાટી-પર જમીનનો વિસ્તાર લગભગ ૫,૨૫,૦૦,૦૦૦ ચોરસ માઇલ ગણાય છે. આમાંથી લગભગ ચોથા ભાગનો વિસ્તાર (૧,૨૦,૦૦,૦૦૦ ચોરસ માઇલ) બ્રિટિશ મહારાજ્ય રોકે છે, વિષુવવૃત્તથી માંડીને પૃથ્વીના ઉત્તર અને દક્ષિણ ગોળાર્ધ એમ ભાગ કરીએ તો બ્રિટિશ મહારાજ્ય બન્ને ભાગમાં લગભગ સરખું વહેંચાયલું છે. દક્ષિણ ગોળાર્ધ માં ઑસ્ટ્રેલેશિયા અને દક્ષિણ આફ્રિકાનો વિસ્તાર ૫૩,૦૮,૫૦૬ ચોરસ માઇલનો છે જ્યારે ઉત્તર ગોળાર્ધમાં બ્રિટિશ ટાપુઓ, કેનેડા અને હિંદુસ્તાનનો વિસ્તાર ૫૨,૭૧,૩૭૫ ચોરસ માઇલ થવા જાય છે. આ પ્રમાણે બ્રિટિશ મહારાજ્યના અર્ધ ભાગમાં શિયાળો હોય છે ત્યારે બીજા અર્ધ ભાગમાં ઉનાળો પ્રવર્તે છે. પૃથ્વીના પૂર્વ અને પશ્ચિમ ગોળાર્ધ એવા બે ભાગ કરીએ તો તેથી બ્રિટિશ મહારાજ્યના વધારે અસમાન વિભાગો બને છે. પશ્ચિમ ગોળાર્ધમાં કેનેડાનો વિસ્તાર ૩૬,૫૩,૯૭૬ ચોરસ માઇલ છે જ્યારે પૂર્વ ગોળાર્ધમાં ઑસ્ટ્રેલેશિયા, દક્ષિણ આફ્રિકા, હિંદુસ્તાન અને બ્રિટિશ ટાપુઓનો વિસ્તાર ૬૯,૨૫,૯૭૫ ચોરસ માઇલ થવા જાય છે. પરંતુ ઑસ્ટ્રેલેશિયાના પૂર્વના ભાગ પશ્ચિમ ગોળાર્ધની એટલે બધે નજીક આવેલ છે કે દિવસ અને રાત્રીનો ફેર ઋતુઓના ફેરની માફક બ્રિટિશ મહારાજ્યમાં બરાબર વહેંચાયેલ છે. અને અર્ધા રાજ્યમાં દિવસ હોય ત્યારે બાકીના અર્ધામાં રાત્રી હોય છે. આ ઉપરથી સામાન્ય ઉક્તિ થઇ છે કે બ્રિટિશ મહારાજ્ય ઉપર સૂર્ય કદી આથમતો નથી.

૨. આવા વિસ્તીર્ણ મહારાજ્યના મુખ્ય પાંચ વિભાગો છે ૧ બ્રિટિશ ટાપુઓ, ૨ દક્ષિણ આફ્રિકા, ૩ હિંદુસ્તાન, ૪ ઑસ્ટ્રેલેશિયા, ૫ કૅનેડા. આ પાચ વિભાગો વચ્ચે પૃથ્વીના ત્રણ મહાસાગરો આવેલા છે. ઇગ્લાંડના કોઇ પણ બદરથી કેપ ઑફ ગુડહોપનું અંતર ૫,૮૪૦ માઇલ છે, કેપ ઑફ ગુડહોપથી મુંબાઇનુ અતર ૪,૬૧૦ માઇલ છે, મુબાઇથી મેલ્બોર્ન ૫,૬૩૦ માઇલ છેટે છે, મેલબોર્નથી ઑકલાઠ ને વાનકુવર ૬,૨૧૦ માઇલ છે, અને હૅલિફાક્સથી લિવરપૂલ ૨,૭૪૪ માઇલ છે આવા મોટા અંતરોના વ્યાપારમાર્ગની સલામની માટે વચ્ચે વચ્ચે થાણાઓ સ્થાપી તેમા કોયલા વગેરે ભરી રાખવાની ગોઠવણ કરવી પડી છે અને આવી રીતે લશ્કરી અને વ્યાપારી જરૂરિયાતોને લઇને કેટલાક નહાના સંસ્થાનો અને થાણાઓ સ્થાપવા પડયા છે જેવાં કે જિબ્રાલ્ટર, માલ્ટા, એડન, મોરીશિયસ, સીલોન, સ્ટ્રેટ્સ સેટલમેન્ટ, લાબુઆન, હોગકોગ, જે પૂર્વના રસ્તા ઉપર અને અસેન્શન, સેન્ટહેલિના, વગેરે પશ્ચિમના રસ્તાપર આવેલા છે. આ ઉપરાત ઉત્તર પૅસિફિકમા આવેલા કેટલાએક નહાના ટાપુઓ મહારાજ્યના જુદા જુદા વિભાગોને તારના દોરડાંથી જોડી દેવાની યોજનામાં મધ્ય સ્થળો તરીકે ઉપયોગમા આવે છે.

રાજ્ય વ્યવસ્થાની પદ્ધતિના દષ્ટિબિંદુથી બ્રિટિશ મહારાજ્યના ત્રણ વિભાગો પડે છે,

(૧) બ્રિટિશ રાજ્ય.

(૨) સંસ્થાનો
- (અ) સ્વશાસિત સંસ્થાનો ( self-governing colonies )
- (બ) રાજ્યશાસિત સંસ્થાનો ( crown colonies )

(૩) અધીન મુલકો ( dependencies. )

(૧) બ્રિટિશ મહારાજ્યને કેન્દ્રસ્થાને બ્રિટિશ રાજ્ય આવેલું છે; તે 'ગ્રેટબ્રિટન (ઇંગ્લાંડ, સ્કૉટલાંડ, વેલ્સ), 'આયર્લાંડ'અને તેની આસપાસના થોડા ટાપુઓનું બનેલું છે. આ રાજ્યની વ્યવસ્થા પ્રજાના પ્રતિનિધિઓની બનેલ રાજસભા ( પાર્લમેંટ ) ની મદદથી રાજા ચલાવે છે. પાર્લમેન્ટના બે વિભાગ છે; ૧–અમીરોની સભા ( હાઉસ ઑફ લૉર્ડ્ઝ ): આ સભામાં અમુક દરજ્જાના ઇંગ્લાંડના અમીરો અને ધર્મગુરૂઓ બેઠક ધરાવે છે, અને સ્કૉટલાંડ અને આયર્લાંડના અમીરો પોતામાંથી અમુક સંખ્યાના અમીરોની ચુંટણી કરી તેમને અમીરોની સભામાં બેસવાનો હક આપે છે. આ ચુંટણી જીવિત પર્યંતની હોય છે; એટલે એકવાર એક અમીરને અમીરોની સભામાં બેસવાનો હક મળ્યો કે તે પછી પાછો રદ થઇ શકતો નથી. ૨.–હાઉસ ઑફ કૉમન્સ (સામાન્ય વર્ગની–આમની–સભા ): આ સભાના સભ્યો દર પાર્લમેન્ટમાં નવા ચુંટાય છે. પાર્લમેન્ટની મુદત છ વર્ષની ગણાય છે. રાજ્યને જુદાં જુદાં પરગણાંમાં વહેંચી નાખી દર પરગણા દીઠ તેના મત આપનારાઓની સંખ્યાના પ્રમાણમાં ૧, ૨ કે ૩ પ્રતિનિધિ ચુંટવાનો તેને હક આપવામાં આવે છે. એ પ્રમાણે આમની સભામાં કુલ ૬૦૫ સભાસદો થાય છે. એ સભાસદો જુદા જુદા પક્ષમાં વહેંચાઇ ગયેલા હોય છે; એક પક્ષ સંરક્ષક (કૉન્સર્વેટિવ) રાજનીતિ પસંદ કરે છે, બીજો પક્ષ સમયાનુકૂલ ફેરફારો કરી લોકોના હક વધારે વિસ્તૃત થાય એવી પદ્ધતિ અખત્યાર કરે છે, તે પક્ષ લિબરલ કહેવાય છે.

લિબરલ પક્ષનો એક પેટા વિભાગ ઉચ્છેદક પ્રવૃત્તિ તરફ વધારે ઢળતો હોવાથી રૅડિકલ કહેવાય છે. આ મુખ્ય બે પક્ષ ઉપરાંત મજૂર વર્ગના ચુંટનારાઓ પાર્લમેન્ટમાં ખાસ પોતાના પ્રતિનિધિઓજ મોકલતા થયા છે જેઓ એક અલગ પક્ષ તરીકે પાર્લમેન્ટમાં વર્તે છે અને મજૂર પક્ષ (લેબર પાર્ટિ) કહેવાય છે; તથા આયર્લૅંડના રોમન કૅથોલિક સભાસદોનો પોતાનો જુદો આઈરિશપક્ષ છે. એ પ્રમાણે હાલમાં પાર્લમેન્ટમાં ચાર પક્ષ છે. આ ચાર પક્ષમાંથી જે બે ન્હાના છે તેમની મદદ કોન્ઝર્વેટિવ પક્ષ મેળવી શકે તો તેની આમની સભામાં બહુમતિ થાય છે. અને જે પક્ષની બહુમતિ હોય તે પક્ષના સભાસદોમાંથી રાજા પ્રધાન નીમે છે; આનું કારણ એવું છે કે રાજ્ય ચલાવવામાં ડગલે ડગલે આમની સભાની જરૂર પડે છે. સરકારી નોકરોના પગાર આપવા, દેશના રક્ષણને માટે યોગ્ય લશ્કર અને નૌકાબળની વ્યવસ્થા કરવી અને તે માટે કર નાખવા એ બધાંની અથવા ટુંકામાં નાણાંને લગતી સર્વ સત્તા આમની સભા ધરાવે છે અને તે માટે દર વરસનું આવક ખર્ચનું અંદાજ પત્રક (બજેટ) ઘડી કહાડવાની સત્તા તેને છે. આથી અંગ્રેજી રાજ્ય પદ્ધતિનું એક મુખ્ય સૂત્ર ફલિત થાય છે કે રાજા રાજ્ય કરે છે પણ અમલ ચલાવતો નથી.* એટલે અમલ ચલાવવાનું કામ રાજાનું નહીં પણ પ્રધાનોનું છે, અને એ પ્રધાનોનું લક્ષ્ય તેઓ જે કાંઇ કરે તે તરફ આમની સભાની પસંદગી ઉતરશે કે નહિ તે જોવાનું છે. એટલે આમની સભામાં પોતાની બહુમતિ હોય

* "The King reigns but does not govern."

ત્યાં સુધીજ પ્રધાનો પ્રધાનપદે રહી શકે છે અને જેવી એ બહુમતિ નષ્ટ થઇ કે તુરત તેઓને રાજીનામું આપવાની ફરજ પડે છે. આમાંથી અંગ્રેજી રાજ્ય પદ્ધતિનું બીજું એક સૂત્ર સમજી શકાય છે. એ સૂત્ર એવું છે કે રાજા કાંઇપણ અન્યાય કરી શકતો નથી;* કારણ રાજા દરેક બાબત પોતાના પ્રધાનોની સલાહથીજ કરે છે અને જ્યારે કાંઇક અન્યાય થાય છે ત્યારે અયોગ્ય સલાહ આપવા માટે પ્રધાન મંડળ જવાબદાર છે. સ્ટ્રેફર્ડ, કલૅરન્ડન, ડૅન્બી, આદિ પ્રધાનો સામે તે તે વખતના રાજાઓના દોષોને માટે પણ કામ ચલાવીને તથા તે દોષોને સારૂ તેમનેજ યોગ્ય શિક્ષાએ પહોંચાડીને પાર્લમેંટે સર્વોપરિ સત્તા પોતાને હાથ કરી લીધી છે અને ત્યારથી પાર્લમેંટ મંજુર કરે એવીજ સલાહ પ્રધાનોએ રાજાને આપવાની છે એ સૂત્ર દૃઢ થયું છે. અને આમની સભામાં બહુમતિ ધરાવનાર પ્રધાનો સિવાય રાજ્યતંત્ર ચલાવવું અશક્ય છે એટલે એ પ્રધાનોની સલાહ પ્રમાણે વર્તવાની રાજાને ફરજ પડે છે. એ પ્રમાણે અંગ્રેજી રાજ્યસંસ્થા નિયંત્રિત રાજશાસન (constitutional monarchy) નું ઉદાહરણ થઇ પડી છે. જગતમાં બીજાં ઘણાં રાજ્યોમાં આવી પાર્લમેંટનું વત્તું ઓછું અનુકરણ થયું છે; અને તેથી અંગ્રેજી પાર્લમેંટ પ્રજાકીય સંસ્થાઓની માતા ( mother of parliaments ) કહેવાય છે.

બ્રિટિશ પાર્લમેન્ટનું કામ બ્રિટિશ રાજ્યની વ્યવસ્થા કરવા ઉપરાંત જુદાં જુદાં સંસ્થાનો અને મુલકોની વ્યવસ્થા

---

* " The King can do no wrong. "

કરવાનું પણ છે. પરંતુ આ કામ બ્રિટિશ પાર્લમેન્ટ પોતે કરવાને બદલે થોડા વત્તા પ્રમાણમાં જુદાં જુદાં સંસ્થાનોને પોતાનેજ સોંપે છેઃ જો કે કાયદાની રૂએ ગમે તે વખતે તે સત્તા પાછી ખેંચી લેવાનો અધિકાર બ્રિટિશ પાર્લમેન્ટ ધરાવે છે. આવી સત્તા સોંપતી વખતે તે પૂરેપૂરી સોંપવી કે તેમાં કાંઈ અપવાદ રાખવો એ નક્કી કરવાનો અધિકાર પણ પાર્લમેંટનો જ છે. દક્ષિણ આફ્રિકાનાં બ્રિટિશ સંસ્થાનોને એકત્ર કરી તેમને સ્વરાજ્ય બક્ષવાનો કાયદો ઈ. સ. ૧૯૦૯ માં બ્રિટિશ પાર્લમેન્ટે પસાર કર્યો પરંતુ તેમાં એશિયાવાસી અને આફ્રિકાની અસલ વતની જાતો સંબંધીના કાયદા મંજૂર કરવાની સત્તા બ્રિટિશ પાર્લમેન્ટે ખાસ પોતાની પાસે રાખી છે. આ પ્રમાણે દરેક સંસ્થાનની હકુમત ચલાવવાની છેવટની જવાબદારી બ્રિટિશ પાર્લમેન્ટની છે અને તે પોતાનું કામ કેટલુંક જાતે કરે છે અને કેટલુંક બજાવવાની સત્તા તે સંસ્થાનને બક્ષે છે.

રાજ્ય સત્તાના ત્રણ વિભાગ પાડી શકાય :

૧. કાયદા બાંધવાની સત્તા. ( લેજિસ્લેટિવ ), ૨. અમલ ચલાવવાની અગર વહીવટી સત્તા (એક્ઝિક્યુટિવ), ૩. ન્યાયાધિકારી સત્તા ( જ્યુડીશિયલ ). ઉપર જોયું તે પ્રમાણે બધાં સંસ્થાનોને કાયદા બાંધવાની સત્તા બ્રિટિશ પાર્લમેન્ટ તરફથી અમુક હદમાં આપવામાં આવે છે; તે ઉપરાંત તેમને માટે કાયદા બાંધવાની બ્રિટિશ પાર્લમેન્ટ પોતે સત્તા ધરાવે છે.

અમલ ચલાવવા માટે દરેક સંસ્થાનમાં બ્રિટિશ પ્રધાન મંડળ એક ગવર્નર ( હાકેમ ) નીમે છે અને આ ગવર્નર

પોતાના સંસ્થાનની પાર્લમેન્ટમાં જે પક્ષની બહુમતિ હોય તે પક્ષના આગેવાનોમાંથી પોતાનું પ્રધાન મંડળ નીમી તેમની મારફત હકુમત ચલાવે છે. તે ઉપરાંત સંસ્થાનિક પાર્લમેન્ટે પસાર કરેલા કાયદાઓને સંમતિ આપવાની અથવા રદ કરવાની સત્તા પણ ગવર્નરને હોય છે. બ્રિટિશ પાર્લમેન્ટે પસાર કરેલ કાયદાને રાજાની સંમતિની જરૂર છે તેને જ મળતી આ સત્તા સંસ્થાનોમાં ગવર્નરને આપવામાં આવી હોય છે અને તે સત્તા તે પોતાની મુનસફી પ્રમાણે વાપરે છે અથવા તો યોગ્ય લાગે તે કાયદો બ્રિટિશ પ્રધાન મંડળની મંજૂરી મળવા ઉપર મુલતવી રાખી શકે છે. આ ઉપરાંત પાર્લ-મેન્ટ બોલાવવાની, તેને બરખાસ્ત કરી નવી ચૂંટણી કરવાની, પ્રધાનોને રજા આપી બીજા પ્રધાનો નીમવાની વગેરે સત્તા ગવર્નર ધરાવે છે.

છેવટે ન્યાયખાતામાં પણ દરેક સંસ્થાનની અદાલતો ઉપર છેવટની અપીલ કોર્ટ બ્રિટિશ પ્રિવિ કાઉન્સિલ છે. આ કાઉન્સિલ બ્રિટિશ મહારાજ્યના બધા ભાગોમાંથી અપીલ સાંભળી શકે છે અને તેના ચુકાદા સર્વોપરિ ગણાય છે. આ કાઉન્સિલના ન્યાયાધિશો નીમવાની સત્તા બ્રિટિશ પ્રધાન મંડળની છે. જો કે જુદાં જુદાં સંસ્થાનોના સ્થાનિક કાયદાના જ્ઞાનની જરૂર હોવાથી થોડી જગા સંસ્થાનોમાંથી અને હિંદના કાયદાથી વાકેફ ન્યાયાધીશોને આપવામાં આવે છે.

હવે આપણે જુદાં જુદાં સંસ્થાનોના પ્રકાર તપાસીએ.

(૨) અ. બ્રિટિશ રાજ્યથી બીજે નંબરે સ્વશાસિત સંસ્થાનો ( Self-governing colonies ) આવે છે. આ

સંસ્થાનોમાં બ્રિટિશ પાર્લમેન્ટની માફક પાર્લમેંટ કે રાજ્ય-સભા સ્થાપવામાં આવે છે. એ સભાનાં બે મંડળ હોય છે જેમાંથી એક સેનેટ કહેવાય છે અને તેની સત્તા બ્રિટિશ અમીરોની સભાને મળતી આવે છે. બીજું મંડળ હાઉસ ઑફ રેપ્રિઝેન્ટેટિવ્ઝ એટલે પ્રતિનિધિ મંડળ કહેવાય છે અને તે આમની સભાને મળતું આવે છે. ઘણીખરી સત્તા આ પ્રતિનિધિ મંડળના હાથમાં હોય છે અને એ મંડળમાં બહુમતિ ધરાવનાર વર્ગ પ્રધાનપદે આવી શકે છે. કૅનેડા, ઑસ્ટ્રેલિયા, અને દક્ષિણ આફ્રિકા જેવા વિસ્તીર્ણ ખંડોમાં બ્રિટિશ વસાહત ( અગર બ્રિટિશ અમલ ) જુદા જુદા ભાગોમાં છુટી છુટી શરૂ થઈ એટલે એ દરેક ખંડમાં ધીમે ધીમે અનેક બ્રિટિશ સંસ્થાનો થયાં; સ્વશાસનના વત્તા ઓછા હકક આ પોતાના લોહીની કે પોતાના જેવીજ યુરોપીય પ્રજાને બ્રિટિશ પ્રજાએ પ્રથમથી આપ્યા હતા. આવાં દરેક સંસ્થાનમાં પાર્લમેંટ સ્થાપવામાં આવી ત્યારે ત્યાં આમની સભાનું પ્રતિબિંબ રચવામાં મુશ્કેલી ન પડી પણ અમીરોની સભાનું પ્રતિબિંબ રચતાં મુશ્કેલી પડી. પરંતુ જ્યારે એ દરેક ખંડના જુદાં જુદાં સંસ્થાનોને સંયુક્ત કરી કૅનેડા, ઑસ્ટ્રેલિયા, અને દક્ષિણ આફ્રિકા એ દરેક ખંડનું એક સંયુક્ત સંસ્થાન સ્થાપવામાં આવ્યું ત્યારે એ મુશ્કેલી દૂર થઈ ગઈ. કેમકે આવો સંયોગ [ federation ] રચાતાં યુનાઇટેડ સ્ટેટસના બંધારણનું અનુકરણ કરીને સેનેટમાં નહાનું કે મોટું દરેક આગલું પેટા સંસ્થાન એક સરખી જ સંખ્યાના સભાસદો મોકલે એ નિયમ અમલમાં મુકી શકાયો. સંસ્થાનોની સેનેટ આ પ્રમાણે બનેલી છે ત્યારે પ્રતિનિધિઓની ચૂંટણી કર ભરનારાઓ

સીધી રીતે કરે છે અને તેમની સંખ્યા કર ભરનારાના પ્રમાણમાં મુકરર કરવામાં આવે છે. આ પ્રમાણે સેનેટરોની સંખ્યા નિશ્ચિત હોય છે. ત્યારે પ્રતિનિધિઓની સંખ્યામાં વસ્તીના પ્રમાણમાં વધઘટ થાય છે. સેનેટ અને નીચલા મંડળના દરેક સભાસદને વાર્ષિક ૪૦૦ પાઉન્ડ પગાર મળે છે. આ પ્રકારનું સ્વરાજ્ય ભોગવતાં સંયુક્ત સંસ્થાનો નીચે પ્રમાણે છેઃ—૧. ઑસ્ટ્રેલિયા. ૨. ન્યુઝીલાંડ, ૩. કૅનેડા, ૪. દક્ષિણ આફ્રિકા.

બ. સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાંથી ઉતરતી પંક્તિનાં રાજ્યશાસિત સંસ્થાનો છે. આ સંસ્થાનોની હકુમત બ્રિટિશ પાર્લમેન્ટના સંસ્થાનો ખાતાના પ્રધાનની દેખરેખ નીચે ગવર્નરના હાથમાં હોય છે.

આ સંસ્થાનોના ચાર વર્ગ છે.

[૧] પહેલા પ્રકારના સંસ્થાનોમાં ગવર્નરને પોતાના કામમાં મદદ કરવા માટે વહીવટી મંડળ [ એક્ઝિક્યુટિવ કાઉન્સિલ ] અને ધારા સભા [ લેજિસ્લેટિવ કાઉન્સિલ ] આપવામાં આવી હોય છે. આ બન્ને મંડળના સભાસદોમાંથી થોડો ભાગ પ્રજા તરફથી ચૂંટી કહડાય છે જ્યારે બાકીનાના નીમણુંક કરવાની સત્તા ગવર્નરના હાથમાં હોય છે. આ વર્ગનાં સંસ્થાનોમાં સીલોન, બ્રિટિશ હૉન્ડુરસ, હૉંગકૉંગ, મોરીશિયસ, સ્ટ્રેટસ સેટલમેન્ટસ, અને સીયેર લિયોન, મુખ્ય છે.

[૨] બીજા પ્રકારનાં સંસ્થાનોમાં ધારાસભા પ્રજાના પ્રતિનિધિની બનેલી હોય છે પણ વહીવટી મંડળ ( એક્ઝિ-

ક્યુટિવ કાઉન્સિલ)ની નીમણુક ગવર્નર કરે છે. આવા સસ્થાનો સાત છે, તે નીચે પ્રમાણે બાર્બેડાસ, બર્મ્યુડા, બ્રિટિશ ગાયના, જામેકા, લીવર્ડ ટાપુઓ, માલ્ટા અને બહામા ટાપુઓ

[૩] ત્રીજા પ્રકારના સસ્થાનોમા વહીવટી તેમજ ધારા ઘડવાની સત્તા ગવર્નરનેજ આપવામા આવી હોય છે આવા સસ્થાનો ચાર છે, બાસુટોલાડ, જિબ્રાલ્ટર, લાબુઆન ટાપુઓ અને સેન્ટ હેલિના

(૪) છેવટે આપણે મહારાજ્યના અધીન મુલકપર આવીએ આવા મુલક ત્રણ છે, ૧ ચૅનલના ટાપુઓ ૨ મૅનનો ટાપુ, ૩ હિદુસ્તાન

ચનલના ટાપુઓ ચાર છે, જર્સી, ગર્ન્સી, આલ્ડર્ની અને સાર્ક, આ તેમજ મૅનના ટાપુઓની હકુમત બ્રિટિશ પાર્લમેન્ટના સ્વદેશ ખાતાના પ્રધાનના હાથમા છે તે પોતા તરફથી કામકાજ ચલાવવા એક ગવર્નર નીમે છે અને કાયદા બાધવામા તેને મદદ કરવા ચૂટાયેલી વ રાસભા [લેજિસ્લેટિવ કાઉન્સિલ] આપે છે બાકી રહ્યુ બ્રિટિશ હિદુસ્તાન, જેના બધારણની વિશેષ તપાસમા ઉતરવુ એ આ પુસ્તકનુ ખાસ કર્તવ્ય છે

બ્રિટિશ મહારાજ્યના વિભાગો આ પ્રમાણે છે એ દરેક વિભાગને બ્રિટિશ રાજ્ય સાથે કાયદાની રૂએ સબધ છે તે આપણે જોયુ, પરતુ કાયદા પ્રમાણેના હક હમેશા અમલમા મુકી શકાતા નથી. અઢારમા સૈકામા અમેરિકાના સસ્થાનો

ઇંગ્લાંડથી સ્વતંત્ર થઇ તેમાંથી યુનાઇટેડ સ્ટેટસનું સ્વતંત્ર રાજ્ય બન્યું ત્યારથી બ્રિટિશ રાજ્યે પોતાનાં સંસ્થાનોને ઘણા પ્રકારની છૂટ બક્ષી તેઓને લગભગ સ્વતંત્ર કર્યા છે, અને પોતપોતાની પ્રજાની ઉન્નતિ કરવાનું કામ તે તે સંસ્થાનની પાર્લમેંટોને સોંપ્યું છે; તે ઉપરાંત કેટલાક સવાલો બ્રિટિશ મહારાજ્યના બધા ભાગોને સરખા લાગુ પડતા હોવાથી તેના નિકાલ માટે દર ચાર વર્ષે લંડનમાં ઇમ્પીરિયલ કૉન્ફરન્સ (સંસ્થાનો ખાતાનું સંમેલન) ભરવામાં આવે છે અને તેમાં આવા સવાલોની ચર્ચા થાય છે. બ્રિટિશ મહારાજ્યની અંદર એક સરખાં ટપાલ, તાર, જકાત વગેરેનાં ધોરણ, મહારાજ્યના રક્ષણ માટે લશ્કરી અને નૌકાસૈન્યની યોજના, દેશ પરદેશ સાથેના કોલકરાર કરવામાં સંસ્થાનોની સંમતિ,વગેરે સવાલો આવાં સંમેલનોમાં ચર્ચાય છે અને તે ઉપર જે સવાલમાં સર્વાનુમતે ઠરાવ થઇ શકે તેજ હાથ ધરી બાકીનાનાં વિવેચન માત્ર જુદા જુદાં દૃષ્ટિબિંદુથી થાય છે. અને ઠરાવો પણ જુદાં જુદાં સંસ્થાનોને સલાહના રૂપમાંજ ઘડવામાં આવે છે. ઈ. સ. ૧૯૧૧ માં ભરાયેલી છેલ્લી કૉન્ફરન્સમાં સંસ્થાનો ખાતાના પ્રધાનોને બ્રિટિશ રાજ્યની પરદેશ ખાતાની રાજ્યનીતિ અને તેના જુદા જુદા સવાલોના સ્વરૂપ વિષે પણ વિગતવાર માહીતી આપવામાં આવી હતી અને તેથી બ્રિટિશ મહારાજ્યનાં જુદાં જુદાં અંગને મહારાજ્યની એકતાની ભાવનાનો વિશેષ રૂપે ખ્યાલ આપવામા આવ્યો હતો.

૩. બ્રિટિશ મહારાજ્યના વિભાગો સંબંધી ચર્ચા પૂરી કરતાં પહેલાં એક બીજી બાબત ઉપર ધ્યાન ખેંચવું આવશ્યક

છે. સામાન્ય વાતચિતમાં અને શાસ્ત્રીય લેખોમાં બ્રિટિશ મહારાજ્ય શબ્દ બે જુદા જુદા અર્થમાં વપરાય છે; જો કે આ બે અર્થને અમુક અંશે એક બીજા સાથે સંબંધ છે. સામાન્ય અર્થમાં બ્રિટિશ મહારાજ્ય શબ્દ બ્રિટન સાથે કોઇ પણ પ્રકારનો રાજકીય સંબંધ ધરાવનાર બધા દેશને લાગુ પાડવામાં આવે છે. ઉદાહરણ તરીકે બ્રિટિશ મધ્ય આફ્રિકા એ સામાન્ય રીતે બ્રિટિશ મહારાજ્યનો ભાગ ગણાય છે, પણ વાસ્તવિક રીતે તેમ નથી. બ્રિટિશ મધ્ય આફ્રિકા એ માત્ર રક્ષિત રાજ્ય (Protectorate) છે; અને તેનાપર બ્રિટિશ હકુમત માત્ર નામની જ છે. આ ઉપરાંત કેટલાક સ્વતંત્ર દેશોમાં બ્રિટનની લાગવગ સ્થાપિત થવાથી એ મુલક બ્રિટિશ લાગવગનો મુલક ( British Sphere of Influence ) કહેવાય છે. આને બ્રિટિશ મહારાજ્યના ભાગ તરીકે ગણી શકાય જ નહિ, એટલે બ્રિટિશ મહારાજ્યમાંથી બ્રિટિશ રક્ષિત સંસ્થાઓ ( protectorates ) અને બ્રિટિશ લાગવગના મુલક ( sphere of influence ) બાદ કરી માત્ર બ્રિટિશ હકુમતના બધા દેશોને જ એ નામ લાગુ પાડવું વાસ્તવિક છે; પણ બ્રિટિશ લાગવગના મુલક અને બ્રિટિશ રક્ષિત રાજ્યમાંથી ધીમે ધીમે બ્રિટિશ હકુમત સ્થાપિત થઇ મહારાજ્યના ભાગો બને છે એટલે ઉપરોક્ત બન્ને સંસ્થાના પ્રકાર તપાસવાની ફરજ પ્રાપ્ત થાય છે. એશિયા અને આફ્રિકામાં સ્થપાયલાં બ્રિટિશ સંસ્થાનો અને મુલકોની ઉત્પત્તિ ઘણું ખરૂં એજ પદ્ધતિએ થઇ છે.

રાજ્ય એટલે સંપૂર્ણ સત્તા ( Autonomy ) ધરાવનાર મંડળ. આ સત્તાના બે વિભાગ પાડી શકાય: ૧. બાહ્યસત્તા.

૨. આન્તર સત્તા. બાહ્યસત્તા એટલે પોતાનાં જેવાં બીજાં રાજ્યો સાથે સુલેહ યા વિગ્રહ ગમે તે કરવાની—એકંદરે તેમની સાથેનો પોતાનો સંબંધ ઠરાવવાની સત્તા. આ સત્તા પોતા પાસે હોય ત્યારે જ તે રાજ્ય સ્વતંત્ર કહી શકાય. આંતરસત્તા એટલે પોતાના રાજ્યની અંદરની વ્યવસ્થા કરવાની સ્વતંત્રતા; એટલે ટુંકામાં રાજ્યની પોતાની પ્રજા પ્રતિની સત્તા. હવે અમુક રાજ્યને આંતરસત્તા હોય અને બાહ્યસત્તા ન હોય એમ બની શકે. ઉદાહરણ તરીકે છેલ્લા બોઅર વિગ્રહ પહેલાં ટ્રાન્સવાલના પ્રજાસત્તાક રાજ્યને આંતર વ્યવસ્થામાં સંપૂર્ણ સ્વતંત્રતા હતી પરંતુ તેને કોઈ પણ પરદેશી રાજ્ય સાથે સંબંધ બાંધવાનો હક હતો નહિ. પરરાજ્યો સાથેનો બધો વ્યવહાર બ્રિટિશ સરકારની માર્ફતજ થાય એવો નિયમ હતો. આ પ્રમાણે જ્યારે એક રાજ્યની બાહ્યસત્તા બીજા રાજ્ય પાસે હોય છે ત્યારે તે રાજ્ય એક રક્ષિત રાજ્ય કહેવાય છે. રક્ષિત રાજ્ય ઉપર બીજા કોઈ પણ પરરાજ્યના હુમલા અટકાવવાની ફરજ આ રક્ષક રાજ્ય પોતાને માથે લે છે. આપણા દેશમાં દેશી રાજાઓને લશ્કર રાખવાની હવે જરૂર નથી તેનું કારણ એજ છે કે બ્રિટિશ સરકારે તેમના બચાવ કરવાની ફરજ પોતાને માથે લીધેલી છે. માત્ર દેખાવને માટે અને સાર્વભૌમ સત્તાને જરૂરને પ્રસંગે મદદ કરવા માટે થોડું થોડું લશ્કર રાખવામાં આવે છે. રક્ષક રાજ્ય અને રક્ષિત રાજ્ય વચ્ચે શરૂઆતમાં ઉપર કહેલ માત્ર બાહ્યસત્તાનોજ સંબંધ હોય છે. ઉદાહરણ તરીકે આફ્રિકામાં સોમાલિ કોસ્ટાપરનુ બ્રિટિશ ' પ્રોટેક્ટરેટ ' (રક્ષિત રાજ્ય) આ તરેહનું છે.

આ પ્રમાણે જ્યારે બાહ્ય દુશ્મનની બ્હીક નષ્ટ થાય છે ત્યારે દેશમાં સ્વસ્થતા અને શાન્તિ પ્રસરે છે. દેશ દેશના લોકો વ્યાપારધંધા અથવા ખ્રિસ્તી ધર્મના ઉપદેશ અર્થે ત્યાં આવી વસવાટ કરે છે; બીજી તરફથી રાજ્ય કારભાર ચલાવનાર ઉપરથી એક મોટો બોજો દૂર થવાથી એ પણ અમુક અંશે અંકુશ રહિત બને છે અને ત્યારે એવાં પગલાં ભરવા માંડે છે કે પછી રક્ષક રાજ્યને વચમાં પડવાની ફરજ પડે છે. આ પ્રમાણે પ્રથમ ઇજિપ્તમાં રાજ્યસત્તાથી સ્વતંત્ર ન્યાયાધિકારીઓ [ consular courts ] નીમવાનું કામ બ્રિટિશ સરકારને કરવું પડ્યું કે જેથી ઇજીપ્તવાસી અને જુદી જુદી કોમના યુરોપીય વ્યાપારીઓ વચ્ચે શુદ્ધ ન્યાય જળવાય. અત્યારે ઇજિપ્ત રક્ષિત રાજ્ય છે છતાં બ્રિટિશ એજન્ટ તેની આંતર હકુમતમાં પણ સલાહ આપે છે અને જો કે ખેદિવ [રાજા] ને મદદ કરવા પાર્લમેંટ આપવામાં આવી છે છતાં પાર્લમેંટનો મત બાજુએ મુકી બ્રિટિશ એજન્ટનો મત માનવાની ખેદિવને ફરજ પડે છે. ઈ. સ. ૧૯૧૦ માં ઇજિપ્તની પાર્લમેંટે સુવેઝની નહેરના પટ્ટાની મુદત પૂરી થઇ હતી તેને ફરી ચાલુ ન કરી આપવાનો ઠરાવ કરેલો, તે બ્રિટિશ એજન્ટની સલાહથી ખેદિવે રદ કર્યો હતો. આ પ્રમાણે ધીમે ધીમે સંજોગોને લઇને રક્ષિત રાજ્યમાંથી અધીન મુલકનું રૂપ આવતું જાય છે.

ઉપર મુજબ જેમ અમુક પ્રસંગોમાં રક્ષિત રાજ્ય અને અધીન મુલક વચ્ચેનો અંતર સ્પષ્ટ બતાવાતો નથી, તેમજ લાગવગનો મુલક અને રક્ષિત રાજ્ય એ બે વચ્ચેનો ભેદ પણ

અમુક ઠેકાણે સ્પષ્ટ દર્શાવી શકાતો નથી. લાગવગનો મુલક (sphere of influence) એ નામ એ મુલકનું રાખવામાં આવે છે કે જેની આંતર અથવા બાહ્ય સ્વતંત્રતામાં બ્રિટિશ સત્તાનો કાંઇ હિસ્સો ન હોય; માત્ર તેને પોતાનો રક્ષિત કે અધીન મુલક બીજું કોઈ રાજ્ય બનાવી ન શકે પણ જરૂર પડે તો બ્રિટિશ રાજ્ય બનાવી શકે, એવો એ મુલક સાથેનો બ્રિટિશ રાજ્યનો ખાસ સંબંધ કોલકરારોથી કે બીજી રીતે બીજાં રાજ્યોના ધ્યાનમાં આવી ચુકેલો હોય: એટલે બ્રિટિશ રાજ્ય આ દેશપર હકુમત મેળવતાં બીજાં રાજ્યોને અટકાવી શકે અને પોતાનો પ્રથમ હક રજૂ કરે. ઉદાહરણ તરીકે હમણાં ઇરાનમાં અવ્યવસ્થા ચાલે છે તેમાં બીજું કોઈ રાજ્ય વચ્ચે ન પડે તેમજ પોતપોતામાં પણ વિરોધ ન થાય એ હેતુથી બ્રિટિશ અને રશિયન સરકારે અનુક્રમે દક્ષિણ અને ઉત્તર ભાગમાં પોતપોતાની લાગવગ સ્થાપી છે અને આ બે ભાગ વચ્ચે આવેલો પ્રદેશ બન્નેને માટે સામાન્ય હકનો રાખ્યો છે. આવા લાગવગના મુલકની સંજ્ઞા ઘણુંખરૂં અસ્થિર રાજ્યવ્યવસ્થાવાળા દેશોને અપાય છે, અને તેમાંથી ધીમે ધીમે વ્યાપારીઓ મુસાફરો અને પાદરીઓના રક્ષણને માટે ઉપાયો લેવા પડે છે. દેશની જુદી જુદી જાતોને એક બીજા સાથે વિગ્રહ કરતાં અટકાવવી પડે છે, અને એવી રીતે ધીમે ધીમે તેમાંથી એક નવું રક્ષિત રાજ્ય જન્મ પામે છે. આ પ્રમાણે આપણે જોઇએ છીએ કે પ્રથમ લાગવગનો મુલક—તેમાંથી રક્ષિત રાજ્ય—અને તેમાંથી આધીન મુલક ઉદ્ભવે છે.

કેટલીક વખત અમુક લાગવગના મુલકની ખીલવણી કરવાનું કામ બ્રિટિશ સરકાર પોતાની વતી અમુક કંપનીને

પટ્ટો આપી સોંપે છે. જેવી રીતે ઈ. સ. ૧૮૮૬ માં બ્રિટિશ સરકારે રૉયલ નાઈજર [ Royal Niger Co ] કંપનીને પટ્ટો કરી આપી નાઈજર નદીના કાંઠાના મુલકમાં વ્યવસ્થા બેસાડવાનું, વસવાટ કરાવવાનું તથા વ્યાપાર ખીલવવાનું કામ સોંપ્યું. આ કંપનીએ પોતાનું કામ બરોબર બજાવ્યું એટલે ઈ. સ. ૧૮૯૯ માં બ્રિટિશ સરકારે એ મુલક ફરી પોતાના હાથમાં લઈ તેમાં નાઈજીરીયાનાં રક્ષિત રાજ્યની સંસ્થા સ્થાપન કરી. આજ પ્રમાણે ટ્રાન્સવાલની ઉત્તરે આવેલ હોડીસિયાના મુલકની વ્યવસ્થા બ્રિટિશ સાઉથ આફ્રિકા કંપની ચલાવે છે અને તે સાઉથ આફ્રિકાના હાઈ કમિશનર નામના સરકારી હોદ્દેદારની દેખરેખ નીચે પોતાનું કામ કરે છે. આપણા દેશમાં પણ ઈસ્ટ ઇંડિયા કંપનીએ લગભગ અઢીસો વર્ષ સુધી પટ્ટો મેળવી અમલ ચલાવ્યો, અને ઈ. સ. ૧૮૫૮ માં એ પટ્ટો રદ કરી પાર્લમેન્ટે દેશની હકુમત પોતાના હાથમાં લીધી તે સર્વને વિદિત છે.

વર્તમાન યુરોપીય વિગ્રહને અંતે પછાત પડેલી પ્રજાઓ અને દેશોને સ્વાધીન સ્વરાજ્ય સોંપવાની સ્થિતિ સુધી લઈ જવાને કાંઈ સુધરેલા દેશની દેખરેખ નીચે મુકવાની નવી યોજના જનરલ સ્મટ્સના ફલદ્રૂપ ભેજામાંથી ઉદ્‌ભવી અને યુરોપીય મહામંડલના બનેલા League of Nations ની સત્તા નીચે એ યોજના અમલમાં મૂકવામાં આવી છે તે પ્રમાણે સીરીયાની હકુમત ફ્રાન્સને, મેસોપોટેમિયાની હકુમત ઈંગ્લાંડને અને આર્માનિયાની હકુમત અમેરિકાના યુનાઈટેડ સ્ટેટ્સને સોંપવામાં આવી છે; પણ આમાંથી અમેરિકાએ એ

જવાબદારી સ્વીકારવાની આનાકાની કરી છે. આ પદ્ધતિ Mandatory System ને નામે ઓળખાય છે અને તેનાં શાં પરિણામ આવે છે તે હવે જોવાનું છે.

૪. છેવટ, આ ખાસ લક્ષમાં લેવાનું છે કે બ્રિટિશ મહારાજ્યના જુદા જુદા વિભાગોની એકતા એક રાજાના છત્ર નીચે સ્વરાજ્ય, સ્વાવલંબન અને સ્વરક્ષણની સિદ્ધાંતત્રયીથી સધાય છે. મહારાજ્યનાં જુદાં જુદાં અંગોમાં આ સિદ્ધાંતો વત્તા ઓછા પ્રમાણમાં લગાડવામાં આવ્યા છે. સ્વશાસિત સંસ્થાનો, રાજ્ય શાસિત સંસ્થાનો અને અધીન મુલકોનો ભેદ તે તે વિભાગમાં સ્વરાજ્યની ભાવના વધારે ઓછા પ્રમાણમાં સિદ્ધ થયા ઉપર આધાર રાખે છે. વળી મહારાજ્યનાં જુદાં જુદાં અંગ સ્વાવલંબી છે એટલે દરેક વિભાગ પોતાના ઉપજ ખર્ચના હિસાબમાં એક બીજાથી સ્વતંત્ર છે; પોતાના વિભાગના ખર્ચની જોગવાઈ કરવાની તેને સત્તા છે; તે માટે કર નાખે છે અથવા કરજ કરે છે, પણ **મહારાજ્યનો કોઈ વિભાગ બ્રિટિશ રાજ્યને કોઈ પ્રકારની ખંડણી આપતો નથી.** સ્વરક્ષણના સંબંધમાં મહારાજ્યનો દરેક વિભાગ પોતાની હદની અંદરના લશ્કરનો ખર્ચ આપે છે જ્યારે નૌકાબળનો ખર્ચ બ્રિટિશ રાજ્યને માથે પડે છે જો કે છેલ્લાં થોડાં વર્ષથી એ ખર્ચની અંદર પોતાનો ફાળો આપવાની ફરજ સંસ્થાનો પણ સમજવા લાગ્યાં છે.

રાજ્ય સંસ્થાઓની પ્રગતિમાં બાહ્ય તેમ જ આંતર એમ બંને પ્રકારનાં કારણ પ્રવર્તે છે. એકલા બ્રિટિશ ટાપુઓના બળથી મહારાજ્યનું રક્ષણ કરવું મુશ્કેલ પડે એવા કોઈ

રાજ્ય કે રાજ્યસમૂહ સાથે બ્રિટિશ મહારાજ્યને સ્પર્દ્ધા અને વિગ્રહનો જમાનો આવે તો એ જમાના દરમ્યાન બ્રિટિશ મહારાજ્યનું બંધારણ હાલ છે તેના કરતાં વધારે સુદૃઢ અને સુઘટિત બને એ કુદરતી છે. વળી ટપાલ, તાર, આગબોટ, વર્તમાનપત્રો, આદિ સાધન જેમ જેમ વિજ્ઞાન કુદરતનાં બલો ઉપર વધારે વધારે વિજય મેળવતું જાય છે તેમ તેમ અલવત્તર થતાં જાય છે. સ્કૉટલાંડ જેવા નહાના ટાપુમાં પહાડી લોકો અને ખીણની વસ્તી વચ્ચેનો ભેદ છેક અઢારમા સૈકા સુધી એટલો બધો હતો કે તેઓ એક પ્રજાના બે પેટાભાગને બદલે બે જુદી જુદી પ્રજાના જેવા વધારે હતા. પણ હાલના જમાનામાં કૅનેડા અને બ્રિટિશ ટાપુઓના લોકો એક બીજાને એટલા નિકટ આવી ગયા છે કે થોડા વખતમાં જ જાણે એક દેશની એક પ્રજા જેવા થઇ રહે તો નવાઇ નહીં : સંસ્થાનો અને બ્રિટિશ ટાપુઓ વચ્ચે હાલ જે રાજબંધારણમાં તફાવત છે તે આવાં આંતર કારણથી ભૂંસાવા માંડે એ પણ બનવા જોગ છે. બ્રિટિશ રાજબંધારણની પ્રગતિ આવાં કારણોથી આ દિશામાં થશે એવી આશા રાખી શકીએ—જો કે ભવિષ્યનો પડદો ઉઘાડવા મથવું એને ઇતિહાસ અને વસ્તુ સ્થિતિના અભ્યાસની સાથે કશો સંબંધ નથી. ( ઇ. સ. ૧૯૧૩. )

ઉપરનો પેરેગ્રાફ લખ્યાને આજે સાત વર્ષ થઇ ગયાં તે અરસામાં જગત ઘણું આગળ વધ્યું છે. ખાસ કરી છેલ્લા યુરોપીય મહાવિગ્રહને લીધે જગતના બધા દેશોમાં અમુક દિશામાં ન ધારી શકાય એવી ઝડપથી વિચારો, ભાવનાઓ પ્રવૃત્તિઓના ફેરફાર થયા છે. યુદ્ધની અંદર ફતેહ મેળવવા

માટે ઇંગ્લાંડે પ્રથમ ફરજીયાત લશ્કરી નોકરીનો કાયદો દાખલ કર્યો. ત્યાર સુધી આખા યુરોપમાં યુનાઇટેડ કિંગ્ડમ એજ માત્ર એક દેશ હતો કે જેમાં લશ્કરી નોકરી ફરજીઆત ન હતી; તે બદલીને ૨૧ થી ૪૫ વર્ષ સુધીના દરેક જણાને લશ્કરમાં જોડાવાની ફરજ નાખવામાં આવી અને એ કાયદાના જોરે અંગ્રેજી લશ્કર જે માત્ર ૨ા લાખ હતું તેમાંથી વધીને ૪૫ લાખ ઉપર ગયું. તે ઉપરાંત શહેનશાહતના બીજા ભાગોમાંથી પણ મોટા લશ્કરો ઉભાં કરી યુદ્ધમાં યોજવામાં આવ્યાં હતાં. આને પરિણામે યુદ્ધમાં ફતેહ મેળવવા માટે જરૂર જોગાં પગલાં વિષે વિચાર કરવા અને યુદ્ધને અંતે દુશ્મન સાથે કરવાની શરતોનો વિચાર કરવા સામ્રાજ્યના દરેક અંગના પ્રતિનિધિઓના બનેલા મંડળ Imperial War Cabinet સ્થાપવામાં આવ્યાં અને તેમાં હિંદના પ્રતિનિધિઓને સ્થાન આપવામાં આવ્યું હતું તથા યુદ્ધને અંતે સ્થાપવામાં આવેલા League of Nations માં હિંદને પણ પ્રથમના (original member) સભાસદ તરીકે સ્થાન મળ્યું છે.

યુદ્ધને અંતે નવી સંસ્થિતિમાં મહારાજ્યના જુદાં જુદાં અંગોને લગતા નૌકા સૈન્યની યોજના કરવા માટે લૉર્ડ જેલિકો (બ્રિટિશ નૌકા સૈન્યના વડા)ને નીમવામાં આવ્યા હતા વળી મહારાજ્યનાં અંગોને દોરડા વિનાના તારથી જોડવાની તથા એક હવામાં લડનાર કાફલો તૈયાર કરવાની યોજના ઉપર વિચાર ચાલે છે. (ઇ. સ. ૧૯૨૧)

---

# પ્રકરણ ૨ જું.



## ઐતિહાસિક સમાલોચના.

૧. પ્રાચીન ઇતિહાસનું દિગ્દર્શન—૨. યૂરોપીય જાગૃતિ—૩. પોર્ટુગીઝ, વલંદા અને અંગ્રેજ પ્રજાનું અનુક્રમે હિંદ તરફ આકર્ષણ—૪. બ્રિટિશ હિંદના ઇતિહાસના મુખ્ય વિભાગો—૫ ઈસ્ટ ઇન્ડિયા કંપનીની સ્થાપના અને શરૂવાતનો ઇતિહાસ—૬. કંપનીનું બંધારણ—૭. અઢારમા સૈકામાં હિંદની રાજકીય સ્થિતિ—૮. અંગ્રેજ અને ફ્રેન્ચ સત્તા વચ્ચે હરિફાઈ—પ્લાસીનું યુદ્ધ અને બંગાલની દીવાની—૯ નવી પરિસ્થિતિમાં જૂના બંધારણની ખામીઓ—રેગ્યુલેટિંગ એક્ટ—૧૦. વૉરન હેસ્ટિંગ્સનો અમલ રેગ્યુલેટિંગ એક્ટની ખામીઓ—૧૧ પિટનું ઇંડિયા બીલ—૧૨. લૉર્ડ કૉર્નવૉલિસ-ઈ. સ. ૧૭૯૧ નો કાયદો અને ઇ. સ ૧૭૯૩ ના બેંગાલ રેગ્યુલેશન [ નિયમો ]-જિલ્લાઓના વહીવટનું બંધારણ—૧૩ લૉર્ડ વેલેસ્લિનો અમલ-પિટની યૂરપીય રાજ્યનીતિ અને નેપોલ્યન બોનાપાર્ટ—તેનો વેલેસ્લીની રાજ્યનીતિ સાથે સંબંધ—સબ્સીડિયરી સિસ્ટમ—૧૪ ઇ. સ ૧૮૮૩ નો પરવાનાનો કાયદો—૧૫. ઈ. સ. ૧૮૫૩ નો પરવાનાનો કાયદો—૧૬. ઇ સ. ૧૮૫૭ નો બળવો અને મહારાણીનો ઢંઢેરો—૧૭. બળવા પછીથી આજ સુધીના હિંદની ભૂગોલના ફેરફારો—૧૮. બળવા પછીથી આજ સુધીના રાજ્ય વહિવટ સંબંધીના કાયદા—નાણાખાતાનો સભાસદ—વડી સરકારની કાર્ય પદ્ધતિમાં ફેરફાર—ઇ. સ. ૧૮૬૧ ના ધારા સભા વિષેનો કાયદો—હિંદી વરિષ્ઠ ન્યાયાધીશી ( હાઈકોર્ટ ) સ્થાપવાને લગતો ધારો—ઇ સ. ૧૮૯૨ નો ધારા સભાનો કાયદો—ઇ. સ. ૧૯૦૯ નો કાઉન્સિલ ઓફ ઇંડિયાનો કાયદો—લોર્ડ મિન્ટો—મોર્લિના સુધારા—મોન્ટેગ્યુ ચેમ્સફર્ડના સુધારા.

આપણા હિંદુસ્તાન દેશમાં પરમાત્માએ કંઇ એવી અજબ મોહિની મુકી છે કે પરાપૂર્વથી તે પરદેશીઓના આ-

કર્ષણનું સ્થાન બની રહ્યો છે. દેશની સીમાઓ તરફ નજર નાખતાં જણાય છે કે તેની ત્રણ બાજુએ હિંદી મહાસાગર આવેલ છે. અને ઉતરમાં દુર્લંઘ હિમાચલ પોતાની પ્રચંડ પાંખ વિસ્તારી પડ્યો છે. એટલે દાખલ થવાનો માત્ર એકજ માર્ગ અફઘાનિસ્તાન ને બલુચિસ્તાનના પહાડી રસ્તાઓપર થઈને છે. અને એજ માર્ગે પરદેશીઓના હુમલા પૂર્ણિમાની રાત્રીને વિષે મહાસાગરમાં આવતી ભરતીની પેઠે આવ્યા કર્યા છે.

દેશમાં મૂળ દ્રાવીડ જાતની કાળા રંગની પ્રજા વાસ કરતી હતી. અતિ પ્રાચીન સમયમાં કૉકેસસ પર્વત પાસેથી કે તેથી પણ કોઇ દૂરના દેશોમાંથી આર્ય નામે ગોર વર્ણની, અને કદાવર બાંધાની પ્રજાનો મોટો સમૂહ અફઘાનિસ્તાનને માર્ગે ઉતરી આવી સિંધુ નદીને કાંઠે આવી વસ્યો; અને પછી ધીમે ધીમે ગંગા જમનાના પ્રદેશ સુધી પોતાનો વિસ્તાર વધારતો ગયો, તેમ તેમ મૂળની કાળી પ્રજા વધારે ને વધારે દક્ષિણ તરફ પાછી હઠતી ગઇ. આ આર્ય પ્રજાના રાજા ભરતના નામ પરથી દેશનું પ્રથમ જાણીતું નામ ભારતવર્ષ પડ્યું. પણ તે વખતે તે નામ આર્ય પ્રજાના વસવાટના પ્રદેશનેજ એટલે હિમાચલથી વિંધ્યની પર્વતશ્રેણી સુધીના ભાગનેજ લગાડવામાં આવતું. દ્વીપકલ્પનો નીચેનો ભાગ દ્રાવીડી પ્રજાના તાબામાં હતો. સૂર્યવંશના રાજા રામચંદ્રજીએ આ દક્ષિણના પ્રદેશમાં ચ્હડાઇ કરી આર્યપ્રજાનો સુધારો ઠેઠ લંકા સુધી ફેલાવ્યો, અને સુગ્રીવ, હનૂમાન વગેરે વાનર રાજાઓની સાથે સંબંધ બાંધેલો એ વાત સુવિદિત છે. તે પછી લાંબા કાળનો

ઇતિહાસ અસ્પષ્ટ છે; પરંતુ તે અરસામાં મહાત્મા ગૌતમબુદ્ધ અને મહાવીર સ્વામીએ અનુક્રમે બૌધ અને જૈનધર્મની સ્થાપના કરેલી, અને તે અરસામાં હિંદુ સંસ્કૃતિનો ફેલાવ ઠેઠ જાવા સુધી થયલો જણાય છે.

ઇ. સ. પૂ. ૩૨૭ માં મહાન સિકંદરે પોતાના વિજયી સૈન્યને સિંધુ નદીને આ કાંઠે આણી પારવ રાજાને સખત હાર આપી પંજાબનો મોટો ભાગ જીતી લીધો. પણ તે પછી તરત તેને પાછું ફરવું પડયું, અને થોડા સમયમાં ૩૨ વર્ષની ભર જુવાન વયમાં તેનું મૃત્યુ થયું. તેજ અરસામાં બંગાળ ઇલાકાના પાટલીપુત્ર નગરમાં નંદ વંશનો નાશ કરી મૌર્ય વંશનો પહેલો રાજા ચંદ્રગુપ્ત ગાદીએ બેઠો. તેણે ગ્રીક સરદારો સાથે મિત્રતા બાંધી, દેશના બીજા ભાગોમાં પોતાની આણ વર્તાવી. તેના પછી તેના પૌત્ર મહાન અશોકે સમગ્ર હિંદ દેશને જીતી લઇ સાર્વભૌમ પદ ધારણ કર્યું દેશના જુદા જુદા ભાગમાં ઉભા કરેલા એના શિલાલેખો ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે અશોકના રાજ્યનો વિસ્તાર ઉત્તરમાં પેશાવરથી દક્ષિણે લંકા સુધી અને પૂર્વમાં ઓરિસ્સાથી પશ્ચિમે રૈવતાચલ ( ગિરનાર ) સુધી હતો. ત્યાર પછીના પાંચ છ સૈકાનો ઇતિહાસ સ્પષ્ટ નથી. પણ અનિશ્ચિતતામાંથી જે સત્ય આપણે તારવી શકીએ છીએ તે એ છે કે તે અરસામાં મધ્ય એશિયામાંથી શક, પહલવ, કુશન, ગુજ્જર વગેરે અનાર્ય જાતિઓએ હિંદમાં પોતાની સત્તા જમાવી, અને બ્રાહ્મણોએ એ જાતોને હિંદુ ધર્મમાં દાખલ કરેલી; ઘણુંખરૂં આ જાતોમાંથી હાલની રજપૂત વગેરે રાજ્ય કરતી કોમો ઉતરી આવી છે.

આ પ્રમાણે જ્યારે હિંદમાં અનાર્ય જાતિઓ પોતાનું પરિબળ જમાવતી જતી હતી, ત્યારે એશિયાના પશ્ચિમ ખૂણામાં એક નવો ધર્મ જન્મ પામતો હતો. આ ધર્મે એવા સમર્થ ઝનુનને જન્મ આપ્યો કે તેણે એશિયાના મોટા વિસ્તારને, આફ્રિકાના ઉત્તર વિભાગને, અને યુરપમાં ઠીક વિભાગને, તથા સ્પેનને પોતાના તાબામાં લીધા ઇ સ ૬૩૭ માં ત્યારે ચીનાઇ મુસાફર યવનચંગ હિંદમાં દેશાટન કરતો હતો, તે વખતે મહમદ પેગંબરનો મદિનામાં કાળ થયો અને ત્યારપછી માત્ર ૩૨ વર્ષના અરસામાં હિંદપર પહેલી મુસલમાન સવારી થઇ પણ તે ૫ જાબમાં લુંટ ચલાવી તરત પાછી ફરેલી તે પછી ૫૦ વર્ષે ઇ સ ૭૧૧ માં મહમદ બિન કાસિમની સરદારી નીચે એક આરબ લશ્કરે સિંધ જીતી ત્યાં પોતાની સત્તા જમાવી તેજ વરસમાં યુરપમાં છેલ્લો ગોથ સરદાર રોડરિક સ્પેનમાં મુસલમાન ( સેરેસન ) લશ્કરથી પરાજય પામ્યો અને ત્યારથી સ્પેનમાં મુસલમાન સત્તા જામી પરંતુ હિંદમાં રજપૂતોના શાર્ય અને બ્રાહ્મણોની મદદના સંયોગથી મુસલમાન સત્તા સામે ઉઠ જાગ્યું અને તેના પરિણામમાં મુસલમાન રાજાને હાંકી કહાડવામાં આવ્યો, અને દેશને બોજા દોઢસો વર્ષ સુધી શાન્તિ મળી

પછી પાછી ઇ સ ના દશમા સૈકામાં મહમદ ગઝનવીની પ્રખ્યાત ચડાઇઓ શરૂ થઇ, અને ત્યારથી ઇ સ ના સોળમા સૈકા સુધી મધ્ય એશિયાની લડાયક જાતોના એક પછી એક મોજા હિંદ ઉપર ચ્હડી આવ્યા, અને ઘોરી, તઘલખ અને મોગલ જાતના મુસલમાનોએ દેશપર ચ્હડી આવી પોતાની

સત્તા જમાવી. એ ઇતિહાસની વિગતમાં ઉત્તરવાની જરૂર નથી, પરંતુ એ સાત સૈકાઓના ઇતિહાસમાં પણ આપણે એકજ બીના જોઇએ છીએ કે મધ્ય એશિયામાંથી લડાયક પ્રજાઓનાં ધાડાં થોડા થોડા સમયને અંતરે હિંદ તરફ આકર્ષાય છે, અને ત્યાં આવી પોતાની સત્તા જમાવે છે.

આ પ્રમાણે એ માર્ગોનો ઉપયોગ અતિ પ્રાચીનકાળમાં આર્યોએ કર્યો ત્યારથી ઇ. સ. ના સોળમા સૈકા સુધી જુદી જુદી લડાયક જાતોએ કર્યા કર્યો.

૨. આ દૃષ્ટિબિંદુથી ઇ. સ. ના સોળમાં સૈકામા હિંદના ઇતિહાસનું બીજું પાનું ખુલે છે, એમ કહી શકાય. આર્ય પ્રજાનો એક સમૂહ હિંદ તરફ વળેલો; તેજ વખતે એક બીજો સમૂહ યૂરપ તરફ ગયેલ, તે સમૂહે સમુદ્ર પ્રયાણની કળા, અને તેને અંગે આવતાં હિંમત. શૌર્ય, સાહસ વગેરે ગુણો ખાસ કેળવ્યા. એ ગુણોને લીધે યૂરોપીય પ્રજાએ હિંદ આવવાનો બીજો માર્ગ શોધી કહાડયો. તે માર્ગ તે જલ માર્ગ. અને તે માર્ગ ઉપરના કાબુથી હિંદમાં પોતાની સત્તા જમાવી: આ ઇતિહાસની વિગતમાં ઉતરવાનું હવે પ્રાપ્ત થાય છે.

ઇ. સ. ના પંદરમા સૈકામાં કંઇક અપૂર્વ ચેતન્ય યૂરોપીય પ્રજા જીવનમાં તનમનાટ કરી રહ્યું હતું. પ્રખ્યાત અંગ્રેજ કવિ મિલ્ટને અંગ્રેજ પ્રજાને ઉદ્દેશી કહેલા શબ્દો પશ્ચિમ યૂરોપીય પ્રજાને સમગ્ર રીતે લાગુ પાડી શકાય છે. "Methinks I see in my mind a noble and puissant nation

rousing herself like a strong man after sleep and shaking her invincible looks,* એક હજાર વર્ષની ગાઢ નિદ્રામાંથી યૂરોપીય પ્રજાઓ જાગ્રત થતી હતી, અને જાગ્રતિની પ્રવૃત્તિ સર્વત્ર દૃષ્ટિગોચર થતી હતી. ક્રૂઝેડના ધર્મવિગ્રહો બંધ થયા હતા. પણ સ્વધર્મમાં પ્રવર્તતી અંધાધુંધી, અને અન્યાય તરફ માર્ટિન લ્યુથરે ધ્યાન ખેંચી પ્રોટેસ્ટંટ પંથની શરૂઆત કરી હતી; યૂરોપીય સમાજની જુની વતન વ્યવસ્થા ( feudal system ) શિથિલ થઇ તેને સ્થાને દેશપ્રીતિનું નવું ચેતન સ્ફૂરવા માંડયું હતું. ગ્રીસ અને રોમના જુના પુસ્તક ભંડારો જે ઘણા સમયથી બંધ હતા, તે ઉઘાડી, તેની અંદરનાં પુસ્તકોનાં વાંચન મનન શરૂ થયાં હતાં. બાઇબલ સિવાય બીજાં પણ સત્ય જાણવાનાં સાધનો છે, અને તેમો ઉપયોગ કરી મનુષ્યના જ્ઞાનની વિવૃદ્ધિ કરવી, એમાં મનુષ્યની બુદ્ધિની મહત્તા છે, એમ પ્રતિપાદન થવા લાગ્યું હતું. હાર્વિએ રૂધિરાભિસરણની અને ગિલ્બર્ટે લોહચુંબકત્વ ( magnetism ) ની શોધ કરી હતી. ગેલીલિઓએ પૃથ્વી ગોળ છે એમ પ્રતિપાદન કર્યું; એટલે પશ્ચિમમાં વહાણ હંકારતાં પણ આખરે સમૃદ્ધિવાન અને તેજાનાના ભંડારરૂપ હિંદ દેશે પહોંચી શકાશે એવા ખ્યાલથી ક્રિસ્ટોફર કોલંબસે ઈ. સ. ૧૪૯૨ માં સફર આરંભી, જેને અંતે અમેરિકા ખંડની શોધ થઇ. ત્યાર પછી ઉત્તર સમુદ્રને માર્ગે હિંદ શોધવાના બે ત્રણ ભગીરથ પ્રયત્નો થયા, પણ તે બધા અફળ ગયા. તેજ અરસામાં બાર્થોલોમ્યુ ડાયસે આફ્રિકાને કાંઠે કાંઠે ફરી કેપ ઑફ ગુડહોપ શોધી કહાડી, અને એ શોધનો લાભ લઈ ઈ. સ.

---

* Areopagitica.

૧૪૯૭ માં વાસ્કોડીગામાએ લિસ્બોનથી સફર કરી, અગિયાર માસની મુસાફરી કરી, ઈ. સ. ૧૪૯૮ ના મે માસની ૨૦ મી તારીખે કાલિકટ બંદરે લંગર નાખ્યું. આ તારીખ હિંદના ઇતિહાસમાં નોંધી રાખવા જેવી છે. કારણ ત્યારથી યૂરપને હિંદ સાથે સીધો સંબંધ શરૂ થાય છે; જે દિવસે દિવસે વધારે ને વધારે દૃઢ થતો જાય છે; જેના યોગે અંગ્રેજ પ્રજા સાર્વભૌમ સત્તા રૂપે સ્થાપન થઇ મહાન અશોકના વખત પછી સમગ્ર દેશે વચમાં કદી ન અનુભવેલી એવી એકતાની (sense of unity) ભાવના ફરી પાછી જાગ્રત થવા પામી છે.

૩. ઈ. સ. ૧૪૦૮ ના મે માસમાં વાસ્કોડીગામા કેપ-ઑફ્ ગુડહોપ વટાવી મલબાર કિનારે કાલિકટ બંદરે ઉતર્યો, ત્યારથી પૂર્વના મુલકોમાં પોર્ટુગીઝ સત્તાનું પ્રબળ જામવા લાગ્યું. સોળમી સદીની શરૂઆતમાં આલ્ફોન્સો ડી આલ્બુકર્ક નામે મહાન રાજદ્વારીએ પશ્ચિમ કિનારા ઉપર ગોવા શહેર બાંધી પોર્ટુગીઝ સત્તાનું પ્રબળ વધાર્યું; અને સોળમી સદીની અધવચમાં તો તેઓએ દીવ, દમણ, વસાઇ, કોચીન વગેરે સ્થળે પોતાની કોઠીઓ સ્થાપી ધમધોકાર વેપાર ચલાવવા માંડ્યો હતો. પરંતુ ઈ. સ. ૧૫૮૦ માં સ્પેને પોર્ટુગલ જીતી લીધું, તેની સાથે પોર્ટુગીઝ સાહસમાંથી આત્મા ઉડી ગયો. અને સ્પેનિશ પ્રજાએ, પોતાનાં અમેરિકાનાં સંસ્થાનોમાં રૂપાની ખાણો હાથ લાગેલી હોવાથી પૂર્વના દેશો સાથેના વ્યાપારની કનવાર કરી નહિ. આ પ્રમાણે સત્તરમી સદીની શરૂઆતમાં પૂર્વના દેશો સાથેનો વેપાર વલંદા અને અંગ્રેજ પ્રજાના હાથમાં જવા માંડયો. ઈ. સ. ના સો-

ળમા સૈકાના અંતમાં વલંદા લોકોએ પૂર્વના દેશો સાથે વેપાર ખેડવા માંડયો હતો. હૉલંડ દેશ જે મૂળ સ્પેનને તાબે હતો તેની પ્રૉટેસ્ટંટ પ્રજાએ રોમન કૅથોલિક સ્પેનની સરદારી નીચેથી ખસી જઈ સ્વતંત્રતાનો વિગ્રહ આરંભ્યો; અને એ વિગ્રહ માત્ર યૂરપમાંજ નહિ, પણ એશિયામાં આવેલાં સ્પેનનાં થાણાંઓમાં પણ એટલાજ પ્રબળ રૂપે ચાલુ રહ્યો. ઈ. સ. ૧૬૦૭ માં સ્પેનિશ રાજાએ પૂર્વના દેશો સાથે વેપાર કરવાનો પોતાનો હક વલંદાઓ છોડી દે એવી શરતે હૉલંડની સ્વતંત્રતા સ્વીકારવાનું કબુલ કર્યું. પણ વલંદા પ્રજાએ તે સ્વીકાર્યું નહિ. કારણ તેઓ જાણતા હતા કે પૂર્વના દેશોના વેપાર ઉપરજ તેમના દેશની સમૃદ્ધિનો આધાર હતો.

આજ અરસામાં અંગ્રેજ પ્રજામાં પણ પૂર્વના દેશો સાથે વેપાર ખેડવાનો જુસ્સો વધતો જતો હતો. ઇલિઝાબેથ રાણીના રાજ્યમાં અંગ્રેજ નૌકાએ સ્પેનની અજય્ય નૌકા (Invincible Armada) ને સખત હાર આપી, ત્યાર પછી સમુદ્ર માર્ગે દૂર દેશો સાથે વેપાર ખીલવવાનો જુસ્સો અંગ્રેજ પ્રજામાં વધવા લાગ્યો. અને તેમાં ઠેકાણે ઠેકાણે સ્પેનની સાથે વિરોધ આવવાથી રોમન કૅથોલિક સ્પેન સાથે લડવામાં પ્રૉટેસ્ટંટ અંગ્રેજ પ્રજાનું ધાર્મિક ઝનુન મદદ કરતું હતું. પરંતુ શરૂઆતના પ્રયત્નો છૂટા છવાયા સાહસિક પુરૂષોના હતા. ઈ. સ. ૧૬૦૦ માં પૂર્વના દેશોનો વેપાર સ્પેન પોર્ટુગલ પાસેથી વલંદાઓએ ઝુંટી લીધો હતો; અને મસાલાનો વેપાર એક હથ્થે કરી વલંદાઓએ મરીનો ભાવ જે રતલ ૧ ના ૩ શિલીંગ હતો તે વધારીને ૮ શિલીંગ કર્યો. આથી લંડનના વેપારીઓને એટલો

બધો ગુસ્સો સ્હડયો કે ઇ સ. ૧૫૯૯ ના સપ્ટેમ્બર માસમા તેઓએ લોર્ડમેયરના પ્રમુખપણા નીચે સભા ભરી પૂર્વના દેશો સાથે વેપાર કરવા માટે કંપની સ્થાપવાનો ઠરાવ કરી ઇલિઝાબેથ રાણી પાસે પરવાનો માગ્યો. અને સોળમા સૈકાને છેલ્લે દિવસે (ઈ. સ ૧૬૦૦ ના ડિસેમ્બર માસની ૩૧ મી તારીખે) રાણી ઈલિઝાબેથે માગેલો પરવાનો આપી ઈસ્ટ ઈન્ડિયા કંપનીની સ્થાપના કરી. ખરેખર એક ઝીણી ચિણગારીમાથી મહાન જ્વાળા પ્રકટી નીકળે છે, તેમ મહાન બનાવોની શરૂઆત ઝીણી નજીવી બાબતમાંથી થાય છે. મરી જેવા એક સામાન્ય ઉપયોગની વસ્તુની કીમતમા એકદમ થએલા વધારાએ લંડનના વેપારીઓનો જુસ્સો ઉશ્કેર્યો તેમાથી આપણી હાલની શહેનશાહત ઉદ્ભવી

આ પ્રમાણે ઇંગ્લાંડનો હિંદ સાથે સંબંધ જોડાયો ઈસ્ટ ઈન્ડિયા કંપની શરૂઆતમા વેપાર કરનાર મંડળ માત્ર હતુ. તેમાથી રાજ્ય કરનાર સત્તા તરીકેનો ફેરફાર કેવા સંજોગોમાથી થયો, અને દેશની સ્થિતિ અને સ્વદેશથી લાવેલ રાજ્ય પદ્ધતિના આદર્શોનો કેવી રીતે સમન્વય કરવામા આવ્યો એ બિના હવે આપણે તપાસીએ

૪. બ્રિટિશ હિંદના ઇતિહાસના ત્રણ મુખ્ય વિભાગ પાડી શકાય સત્તરમા સૈકાની શરૂઆતથી અઢારમા સૈકાના મધ્ય ભાગ સુધીના દોઢસો વર્ષમા ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ ફ્રાન્સ અને હૉલંડની કંપનીઓ સાથે હરીફાઈ કરનાર,

દેશી રાજ્યોની મદદ અને મહેરબાની નીચે વેપાર કરનાર મંડળ માત્ર છે. તે અરસામાં કંપની બીજાં યુરોપીય રાજ્યોની સત્તા તોડી હિંદ સાથે વ્યાપાર કરવાનો પોતાનો એકલો હક સ્થાપિત કરે છે. તે પછીનાં સો વર્ષમાં ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ પોતાના વ્યાપારી હક ધીમે ધીમે છોડી, દેશના વિભાગો પટ્ટે લઈ અથવા જીતી લઈ તેપર પોતાની હકુમત બેસાડે છે; અને પછી પરસ્પર લડતી જુદી જુદી રાજ્ય સત્તાઓમાં માથું મારી તેઓને દેશની સુલેહ જાળવવા અને અંગ્રેજ સત્તાનું સાર્વભૌમપદ સ્વીકારવા ફરજ પાડે છે; પિંઢારા, ઠગ વગેરે, પ્રજાને હેરાન કરતી જાતોને તાબે કરે છે, અને એકંદરે દેશના મોટા ભાગને તાબે કરી બીજા રાજાઓ સાથે શાન્તિ જાળવવાના કોલકરારો કરી દેશમાં શાન્તિ અને સ્વસ્થ વ્યવસ્થા સ્થાપે છે. આ જમાનાને અંતે ઈ. સ. ૧૮૫૭ નો બળવો જાગે છે, અને તેને પરિણામે બ્રિટિશ રાજ્ય દેશની હકુમત પોતાના હાથમાં લઈ " રાજા કંપની કેરૂં રાજ્ય " પુરૂં કરે છે. નવા જમાનામાં સુવ્યવસ્થા અને શાન્તિને લઈને પ્રજા જીવનના જુદા જુદા અંકુરો ફૂટવા માંડે છે, યુનિવર્સિટીઓ સ્થપાય છે, વ્યાપારનાં સાધનોની ખિલવણી થાય છે, અને એકંદરે નવા જીવન અને પ્રગતિના અંકુરો ફૂટવા માંડે છે. આ ઈતિહાસની બારિક વિગતમાં ઉતરવાની જરૂર નથી. પરંતુ બ્રિટિશ પ્રજાનો ખાસ ગુણ ધીમે ધીમે અને જરૂર જોગા ફેરફારો સાથે રાજ્ય વ્યવસ્થાને અનુભવના આધાર ઉપર રચવાનો હોવાથી બ્રિટિશ રાજ્ય પદ્ધતિનો ઉદ્ભવ અને પ્રકાર

સમજવા માટે દેશના બ્રિટિશ ઇતિહાસના મુખ્ય બનાવો તરફ નજર નાખવી આવશ્યક છે.

૫. ઈ. સ. ૧૫૯૯ ના સપ્ટેમ્બર માસની ૨૪ મી તારીખે લંડનના વેપારીઓએ એકઠા થઈ પૂર્વના મુલકો સાથે પરભારો વેપાર કરનાર મંડળી સ્થાપન કરવાનો ઠરાવ કર્યો. અને સોળમા સૈકાને છેલ્લે દિવસે (૩૧ મી ડિસેમ્બર ૧૬૦૦ ને રોજ) રાણી ઈલિઝાબેથે જ્યોર્જ અર્લ ઓફ કંબરલાંડ અને બીજા ૨૧૫, અમીરો, વેપારીઓ અને નાગરીકોને "પૂર્વ ઇંડિઝ સાથે વેપાર કરનાર મંડળ (ઈસ્ટ ઈંડિયા કંપની) અને તેના ગવર્નર" એ નામથી પટ્ટો કરી આપ્યો. આ પટ્ટાથી કંપનીને કેપ ઑફ ગુડહોપથી માગેલનની સામુદ્રધુનિ સુધીના બધા મુલકોમાં વેપાર કરવાનો એકલો હક આપવામાં આવ્યો. કંપનીએ દર વર્ષે એક સામાન્ય સભા ભરવી, તેમાં ગવર્નર અને ચોવીશ સભાસદોનું મંડળ નીમવું, અને બધો વહીવટ આ મંડળે કરવો, એમ એ પટ્ટામાં ફરમાવવામાં આવ્યું હતું, અને આ વહીવટને અંગે જરૂર જોઇતી સત્તા પણ એ મંડળને આપવામાં આવી હતી. ઈલિઝાબેથ પછી સ્ટુઅર્ટ વંશના રાજાઓએ તેમજ ક્રૉમવેલે કંપનીને વખતો વખત નવા પટ્ટા કરી આપી તેના વેપારની વૃદ્ધિ માટે જોઇતી મદદ કરી હતી. પહેલાં દોઢસો વર્ષ કંપનીના પ્રયત્નો માત્ર વ્યાપાર વૃદ્ધિ માટેનાજ હતા; ઈ. સ. ૧૬૧૨ થી કંપનીને પોર્ટુગીઝ સત્તાની ચખત હરીફાઇ ખમવી પડી. પણ ઈ. સ. ૧૬૨૨ માં ઇરાની અખાતમાં પોર્ટુગીઝ સત્તાએ જબરી શિકસ્ત ખાઇ ઓર્મઝનો ટાપુ

ખોયો. અને ત્યારથી એ સત્તાનું જોર તૂટયું તે તૂટયુંજ. કંપનીની વલંદા પ્રજા સાથેની હરીફાઇ લાંબો વખત ટકી, પણ તે પ્રજાએ પોતાનું મુખ્ય મથક જાવાના બટેવિયા નગરમાં રાખ્યું હતું. અને ૧૬૨૩ માં આમ્બોયનામાં તેઓના કિલ્લા કબજે કરવાના કાવત્રાં માટે નવ અંગ્રેજોની કતલ કરી ત્યાર પછી તેજાનાના વેપારમાંથી કંપનીએ પોતાનો હાથ ઉઠાવ્યો. અને માત્ર હિંદુસ્તાનના વેપારપર પોતાનું બધું ધ્યાન રોકયું. ઈ. સ. ૧૬૧૧–૧૨ માં પૂર્વમાં મછલીપટણ અને પશ્ચિમમાં સુરતની કોઠીઓ સ્થાપવામાં આવી. ઇ. સ. ૧૬૩૯ માં સ્થાનિક રાજા પાસેથી મદ્રાસ પટ્ટે લેવામાં આવ્યું. ઈ. સ. ૧૬૬૧ માં ઇંગ્લાંડનો રાજા બીજો ચાર્લ્સ પોર્ટુગલની કુંવરી પરણ્યો, તેના દાયજામાં મુંબાઇનો ટાપુ તેને મળ્યો; અને ચાર્લ્સે ઇ. સ. ૧૬૬૮ માં તે ઇસ્ટ ઇંડિયા કંપનીને સોંપ્યો. ઈ. સ. ૧૬૩૪ માં બંગાળા પ્રાન્તમાં વેપાર કરવાનો પરવાનો મુગલ શહેનશાહ પાસેથી લેવામાં આવ્યો, અને ૧૬૪૦ માં હૂગલીની કોઠી સ્થપાઈ ઇ. સ. ૧૬૮૬ માં બંગાળાના સૂબાએ કંપનીને હૂગલીની વધારે દક્ષિણે જવાની ફરજ પાડયાથી કલકત્તાની સ્થાપના થઈ. સત્તરમા સૈકાના અંતમાં એક બીજી કંપનીને પણ પૂર્વના દેશો સાથે વેપાર કરવાની છુટ આપવામાં આવી હતી, અને થોડો વખત બન્ને કંપનીઓ વચ્ચે સખત હરીફાઈ રહી, પણ આખરે ઈ. સ. ૧૭૦૨ માં તે બન્ને જોડાઈ ગઈ; તેજ અરસામાં ઈ. સ. ૧૬૮૮ માં રાજાની સ્વતંત્ર સત્તા (prerogative) અને પાર્લમેન્ટની સત્તા વચ્ચે ચાલતા વિરોધનો પાર્લમેન્ટના લાભમાં નિકાલ આવ્યો, અને

ત્યારથી કંપનીના પરવાના રાજા તરફથી મળવાને બદલે પાર્લમેન્ટે કાયદા ઘડી આપવા શરૂ કર્યા.

૬ ઇલિઝાબેથ રાણીએ આપેલા પરવાનામા કંપનીનો વહીવટ ચલાવવાના નિયમો ઘડવા માટે આખા મંડળની સભા અને એ નિયમોનો અમલ કરવા માટે વાર્ષિક ચૂંટણીથી નિમાતા એક ગવર્નર અને ચોવિશ સભાસદોના મંડળની યોજના કરવામા આવી હતી. તે પ્રમાણે એક માલિકોનુ મંડલ (Court of Proprietors) અને બીજુ કારોબારી મંડલ (Court of Directors) એમ બે મંડલો સત્તરમા સૈકા સુધી ચાલુ હતા. ૫૦૦ પાઉંડના શેર રાખનાર દરેક સભાસદને માલિકોના મંડલમા એક મત મળતો, અને કારોબારી મંડલમા ચૂંટી કહાડવાની લાયકાત માટે ઓછામા ઓછા ૨૦૦૦ પાઉંડના એટલે ચાર શેર લેવા પડતા. માલિકોનુ મંડલ દર વર્ષે કારોબારી મંડલની ચૂંટણી કરતુ, અને તે મંડલના ઠરાવ રદ કરવાની સત્તા ધરાવતુ. હિંદુસ્તાનમાની જુદી જુદી કોઠીઓનો વહીવટ મુંબાઈ, મદ્રાસ અને કલકત્તાની મુખ્ય કોઠીઓ વચ્ચે વહેંચી દેવામા આવ્યો હતો, અને આ દરેક સ્થળ સર્વોપરિ સત્તા કંપનીના ઉપલા દરજ્જાના અધિકારીઓના મંડલમા સમર્પિત થતી. આ મંડળની સંખ્યા ૧૨ થી ૧૬ ની હતી, અને તેઓમાનો સૌથી જુનો અધિકારી એ મંડલનો પ્રમુખ (પ્રેસિડેન્ટ) ગણાતો, આ મંડલના અધિકાર નીચેની કોઠીઓનો પ્રદેશ આ ઉપરથી પ્રેસિડન્સી કહેવાયો. એ પ્રમાણે મુંબાઈ, મદ્રાસ, અને બંગાળા પ્રેસિડન્સી નામ સ્થાપિત થયા. દરેક પ્રેસિડન્સી એક બીજાથી સ્વતંત્ર

સ્વતંત્ર રીતે કર્નાટક ઉપર અમલ ચલાવતો હતો. હજી દક્ષિણે કેટલાંક હિંદુ રાજ્યો અસ્તિત્વ ધરાવતાં હતાં. આ બધા મુલકોમાં વખતો વખત વિગ્રહની જ્વાળા સળગી ઉઠતી અને તેને પરિણામે જુદાં જુદાં રાજ્યોની સીમામાં ફેરફાર થયા કરતા, અને જુના રાજ કુટુંબોનો અસ્ત થઇ વિજયી સરદારો નવાં રાજકુટુંબો સ્થાપતા હતા.

૮. આવી પરિસ્થિતિમાં કંપની પોતે શાંતિથી પોતાનો વ્યાપાર ચલાવી શકે તેમ ન હતું. જે સત્તાની પરવાનગીથી કંપનાએ પોતાનો કોઠીઓ સ્થાપન કરેલ, તે સત્તા તેઓને જોઇતી સલામતી આપી શકે નહિ, ત્યાં અવલંબન માત્ર પોતાના બાહુબળનું રહ્યું. ઈ. સ. ૧૭૪૫ માં યૂરોપમાં ઈંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે વિગ્રહ શરૂ થયો; તેની અસર હિંદમાં પણ જણાઈ. પ્રથમ કોરોમાંડલ કિનારાપર એક બ્રિટિશ નૌકાસૈન્ય ચ્હડી આવ્યું, પણ ફ્રેન્ચ ગવર્નર ડુપ્લેએ અર્કાટના નવાબને લાંચ આપી તેના મુલકમાં ફ્રેન્ચ અને અંગ્રેજ લડે એ તેની સર્વોપરિ સત્તાનું અપમાન ગણાય એમ સમજાવી અંગ્રેજી નૌકાસૈન્યને તેની પાસે રજા અપાવી. ઈ. સ. ૧૭૪૬ માં લાબુર્દનેની સરદારી નીચે ફ્રેન્ચ કાફલો ચ્હડી આવ્યો, અને તેણે એકદમ મદ્રાસ લઇ લીધું અને સેંટડેવિડના કિલ્લા સિવાય બધાં બ્રિટિશ થાણાં કબજે કર્યાં. નવાબે પોતાની નિષ્પક્ષપાત વૃત્તિથી આગલે પ્રસંગે ફ્રેન્ચ વિરૂદ્ધ લડનાર અંગ્રેજોને રજા આપી હતી. તેમ આ વખતે પોતાના મુલકની સલાહશાન્તિ તોડનાર ફ્રેન્ચ સૈન્યને મદ્રાસમાંથી હાંકી કાઢવા દસ હજારનું લશ્કર લઇ કૂચ કરી; પણ મદ્રાસની દક્ષિણે

સેન્ટથોમે અથવા મલાયાપુરમ નામના સ્થાનમાં તેને માત્ર ૪૦૦ સિપાહ અને ૨ તોપ ધરાવનાર નાનું ફ્રેન્ચ સૈન્ય સામું મળ્યું, અને બધાની અજાયબી વચ્ચે નવાબના સૈન્યની સંપૂર્ણ હાર થઇ. ત્યાર પછી અંગ્રેજ સૈન્યે મદ્રાસ પાછું લેવાના ઘણા પ્રયત્નો કર્યા જે બધા નિષ્ફળ ગયા. પરંતુ ઇ. સ. ૧૭૪૮ માં યૂરોપમાં ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે એલાશાપેલનો સંધિ થયો, જેને પરિણામે ઇંગ્લાંડને મદ્રાસ પાછું મળ્યું.

ફ્રેન્ચ ગવર્નર ડુપ્લે મહા વિચક્ષણ બુદ્ધિશાળી નર હતો; દેશની અંદરનાં રાજ્યોની ખટપટને પોતાની મહત્વાકાંક્ષાનાં સાધન તરીકે વાપરવામાં તે એકકો હતો. સેન્ટથોમેના યુદ્ધથી તેણે બે મહત્વના સિદ્ધાંતો બાંધ્યાઃ—

૧ દેશી લશ્કરને વિલાયતી લશ્કરના જેવીજ તાલીમ આપી શકાય છે.,

૨ વિલાયતી ઢબ મુજબ તાલીમ પામેલ લશ્કરની સામે દેશના જૂની તાલીમ પામેલ લશ્કર બીલકુલ ટકી શકતાં નથી.

આથી હિંદમાં મુસલમાની છાયા નીચે સમર્થ ફ્રેન્ચ સામ્રાજ્ય ઊભું કરવાનો તેને મનોરથ થયો અને એ હેતુ પાર પાડવાને તેણે તે સમયના દેશી રાજ્યોના વિગ્રહોમાં ભાગ લેવા માંડયો. ટુંક સમયના અરસામાં હૈદરાબાદના નિઝામની અને અર્કોટના નવાબની ગાદી ખાલી પડતાં ડુપ્લેએ ફ્રેન્ચ સૈન્યની મદદથી પોતાના માનીતા ઉમેદવારોને ગાદી અપાવી અને તે બન્ને દરબારમાં પોતાના તરફથી એક ફ્રેન્ચ અમલદાર નીમ્યો. એ રીતે દક્ષિણ હિંદમાં સર્વથી સમર્થ રાજદ્વારી

પુરૂષ તે થઇ પડયો, અને પછી તે સ્થિતિનો લાભ લઇ અંગ્રેજ કંપનીની જડ દક્ષિણ હિંદમાંથી ઉખેડી નાખવાના પ્રયત્નો તેણે આરંભ્યા. આથી આત્મ રક્ષણ માટે અંગ્રેજોને પણ રાજકીય ખટપટમાં ભાગ લેવાની ફરજ પડી. સુભાગ્યે અંગ્રેજ સૈન્યમાં રોબર્ટ કલાઈવ અને આયર કુટ જેવા સરદારો હાજર હતા જેઓ ડુપ્લેના જેટલાજ રાજ્ય ખટપટ કુશલ હોવા ઉપરાંત તેના કરતાં વિશેષ યુદ્ધ કુશલ હતા એટલે આ પ્રમાણે શરૂ થયેલો વિગ્રહ દશ વર્ષ બન્ને પક્ષને હાર જીત આપતાં ચાલ્યો. આખરે ઇ. સ. ૧૭૬૧ માં ફ્રેન્ચોની છેવટની હાર થઇ, અને ત્યારથી મદ્રાસ ઇલાકામાં અંગ્રેજ સત્તાનું પરિબળ જામ્યું.

આજ પ્રમાણે બંગાળ ઇલાકામાં પણ બ્રિટિશ સત્તા ફ્રેન્ચ સત્તાની હરીફાઈ ને લીધે પ્રબળ થઈ. યુરોપમાં ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે લડાયક તૈયારીઓ થવા લાગી એટલે અંગ્રેજોએ કલકત્તાની પોતાની કોઠીની કીલ્લેબંધી મજબૂત કરવા માંડી. આથી બંગાળાના હાકેમ સિરાજ-ઉદ્-દૌલાને વહેમ આવ્યો કે કંપની તેનાથી સ્વતંત્ર થવા માગે છે. એ અને બીજાં કેટલાંક ક્ષુદ્ર કારણથી એ લશ્કર લઇ કલકત્તા પર ચ્હડી આવ્યો. આ રીતે સળગેલા વિગ્રહમાં ઇ. સ. ૧૭૫૭ માં પ્લાસીના યુદ્ધમાં કલાઇવે નવાબને હરાવ્યો; અને એ એકજ ફટકાથી કંપની હિંદના સર્વથી વધારે ફળદ્રૂપ પ્રાન્તની માલેક થઇ. ડુપ્લેએ શરૂ કરેલ પદ્ધતિ પ્રમાણે પટણામાં અંગ્રેજોએ પોતાને અનુકૂલ પુતળું નવાબ તરીકે બેસાડયું. પણ તેની સત્તા વાસ્તવિક રીતે કંપનીના સૈન્યને લીધે હતી.

આ પછી થોડો વખત અંધાધુંધીનો ચાલ્યો, જેનો લાભ લેવા અયોધ્યાના નવાબ વઝીરે બંગાળ પ્રાન્ત ઉપર હુમલો કર્યો. પણ કંપનીના સેનાપતિ સર હેકટર મનરોએ ૧૭૬૪ ની બકસરની લડાઇમાં તેને સંપૂર્ણ હાર ખવરાવી. આને પરિણામે બંગાળાની સરહદ પર ૪૦ વર્ષ સુધી શાંતિ રહી. અને દેહ્‌લીનો મુગલ શહેનશાહ–જે નવાબ વઝીરના સૈન્યમાં નામના શહેનશાહ તરીકે પણ વાસ્તવિક રીતે નજરકેદની સ્થિતિમાં હાજર હતો–તેણે બંગાળ, બિહાર, અને ઓરિસ્સા પ્રાન્તની દિવાની એટલે વસુલાતી હકુમત કંપનીને સોંપી; અને ફોજદારી હકુમત નવાબ પાસે રહી. એ પ્રમાણે બંગાળ ઇલાકામાં બેવડી હકુમત ( Double Government) દાખલ થઇ; અને ઈસ્ટ ઈંડિયા કંપની માત્ર વેપાર કરનાર મંડળ મટીને રાજ્ય કારભાર ચલાવનાર મંડળ પણ થયું. તે જ અરસામાં હૈદરાબાદના નિઝામે ગંતુર, રાજમહેન્દ્રી, વિઝાગાપટ્ટણ, ગંજામ અને મછલીપટ્ટણના સમુદ્ર કાંઠાપરનાં પરગણાં ( ઉત્તર સરકાર ) મદ્રાસની કોઠીને ભેટ આપ્યાં; જેમાંથી મદ્રાસ ઇલાકાની શરૂઆત થઈ.

૯. આ નવા સંજોગોમાં અત્યાર સુધી કંપનીના વહીવટની ચાલતી આવેલી પદ્ધતિ નુકશાનકારક જણાવા લાગી. આપણે જોઇ ગયા છીએ કે દરેક મોટી કોઠીઓનો વહીવટ કંપનના ઉપલા દરજ્જાના અધિકારીઓનાં મંડળ અને તેના પ્રેસિડેન્ટના હાથમાં રહેતો, અને તે પરથી એ બધો સમૂહ પ્રેસિડન્સી કહેવાતો હતો. આ મંડળની સંખ્યા બારથી સોળ સભાસદોની હતી; વળી તેમાંના કેટલાક

સભાસદો જુદી જુદી નહાની કોઠીઓના ઉપરી પદે હોવાથી દરેક બેઠકમાં હાજરી આપી શકતા નહીં. એટલે જુદે જુદે વખતે વત્તા ઓછા સભાસદોની હાજરીવાળા મંડળમાં બહુમતિથી કામ લેવામાં આવતું. જ્યાં સુધી કંપનીનું કામ માત્ર વ્યાપાર ખીલવવાનું અને જુદી જુદી કોઠીઓની વ્યવસ્થા કરવાનું રહ્યું ત્યાં સુધી તો આ પદ્ધતિથી કાંઈ ખાસ નુકસાન જણાયું નહિ. પણ જ્યારે કંપનીને વ્યાપાર કરનાર મંડળમાંથો એક રાજ્ય કરનાર સંસ્તાનું સ્વરૂપ પ્રાપ્ત થયું અને વિશાળ રાજ્યતંત્ર ચલાવવાની, અને તેના ટકાવ માટે સમર્થ સૈન્યની ગોઠવણ કરવાની ફરજ આવી ત્યારે ચાલી આવેલી પદ્ધતિ યોગ્ય વ્યવસ્થા માટે અસમર્થ જણાવા લાગી. વળી તે જ અરસામાં કંપનીના નોકરો અઢળક ધન સંપાદન કરી સ્વદેશ પાછા ફરતા અને તે વડે પાર્લમેન્ટમાં પણ પોતાની લાગવગ પહોંચાડી શકતા હતા.* એથી અંગ્રેજ પ્રજાનું ધ્યાન ઇસ્ટ ઇંડિયા કંપનીપર ખેંચાયું હતું. તેમાં વળી કલાઇવની અદ્ભુત કારકીર્દિ અને તેની આશ્ચર્યકારક ફત્તેહોથી હિંદ સંબંધી જિજ્ઞાસા પણ તે દેશમાં જાગ્રત થઇ હતી. આ બધાને પરિણામે કંપનીનો વહીવટ તપાસવા આમની સભાએ એક ખાસ કમિટિ (Select Committee) નીમી. તે કમિટિએ બારીક તપાસ કરી રિપોર્ટ કર્યો, જેને પરિણામે ઈ. સ. ૧૭૭૩ માં લૉર્ડ નૉર્થની સરકારે રેગ્યુલેટિંગ એક્ટ

* આ લોકો વિલાયતમાં 'નવાબ'ના નામથી ઓળખાતા એવા એક લોર્ડ રીટ્ઝરારન નામના નવાબનું આબેહુબ વર્ણન લોર્ડ બીકન્સફીલ્ડે પોતાની 'સિબિલ' નામની નવલ કથામાં આપ્યું છે

(રાજ્ય બંધારણનો કાયદો) નામનો કાયદો ઘડયો. આ કાયદો હિંદ સરકારના બંધારણના પાયા સમાન ગણાય છે. આ કાયદામાં ઈસ્ટ ઇંડિયા કંપની માત્ર વેપાર કરનાર મંડળ નથી, પણ તે ઉપરાંત દેશ ઉપર હકુમત ચલાવનાર મંડળ પણ છે એવો એની પદવીનો સ્વીકાર પહેલીજ વાર કરવામાં આવ્યો છે. અને એ કામ માટે સોળ વેપારીઓનું મંડળ રદ કરી, તેને બદલે એક ગવર્નર જનરલ અને ચાર સભાસદોના મંડળની નીમણુક કરવામાં આવી. પ્રથમના સભાસદોનાં નામ તે કાયદામાં જે લખવામાં આવ્યાં, તેઓના હોદ્દાની મુદત પાંચ વર્ષની રાખવામાં આવી. પછીની નવી નીમણુક કરવાનો હક કોર્ટ ઑફ ડિરેકટર્સ (કારોબારી સભા) ને સોંપવામાં આવ્યો. બંગાળાના ગવર્નર-જનરલ અને કાઉન્સિલનું કામ પોતાના મુલકની વ્યવસ્થા કરવા ઉપરાંત મુંબાઇ અને મદ્રાસ ઇલાકા ઉપર સામાન્ય દેખરેખ રાખવાનું પણ ઠરાવવામાં આવ્યું, અને એ ઈલાકાઓની સરકારનો સ્વતંત્ર રીતે કોઇ પણ દેશી રાજ્ય સત્તા સાથે વિગ્રહ યા સંધિ કરવાનો હક લઈ લેવામાં આવ્યો. ન્યાય માટે કલકત્તામાં વરિષ્ટ ન્યાયાધીશી (સુપ્રીમ કોર્ટ) સ્થાપવામાં આવી અને તેના ઉપર ઓછામાં ઓછાં પાંચ વર્ષ ધંધો ચલાવેલ બૅરીસ્ટરની નીમણુક કરવામાં આવી. ગવર્નર-જનરલ, કાઉન્સિલના સભાસદો, અને સુપ્રીમ કોર્ટના ન્યાયાધીશોનાં મોટા પગાર ઠરાવવામાં આવ્યા. તે ઉપરાંત કંપનીના બધા નોકરોના પગાર વધારવામાં આવ્યા, અને તેઓને દેશી રાજાઓ અથવા ધનાઢયો પાસેથી બક્ષીસ લેવાની અને સ્વતંત્ર વેપાર કરવાની મના કરવામાં આવી.

આ કાયદા પ્રમાણેનો પહેલો ગવર્નર-જનરલ વૉરન હેસ્ટિંગ્સ થયો. તેના અમલનો સમય બ્રિટિશ સત્તાને માટે ઘણો ભય ભરેલો હતો. યુરોપમાં ફ્રાન્સ, સ્પેન અને હૉલાંડ જેવાં સમર્થ નૌકાસૈન્યવાળાં રાજ્યો સાથે બ્રિટનને વિગ્રહ ચાલતો હતો. તે જ અરસામા કંપનીને હિંદમાં સમર્થ મરાઠા સત્તા તથા હૈદરઅલિની સામે ટક્કર ઝીલવાની હતી. વળી તે જ અરસ માં અમેરિકામાં ઇંગ્લાંડને પોતાનાં સંસ્થાનો સામે પણ લડવાનું હતુ. અમેરીકા ખંડમાં ઇંગ્લાડના શત્રુઓ ફાવ્યા અને એ સંસ્થાનોએ ઇંગ્લાડથી સ્વતંત્રતા મેળવી. અમેરિકાનાં મોટાં અંતરો અને લડાઈવાળા મુલકમાંથી જોઇતો સામાન મેળવવાની મુશ્કેલીને લીધે અંગ્રેજી લશ્કરનું કામ વિકટ તો હતું જ, તેમા ફ્રાન્સ અને સ્પેને "સાત વર્ષના વિગ્રહ" મા હાર ખાધેલી તેનું વેર વાળવાને આ તક સાધી સંસ્થાનોની મદદે પોતાના નૌકા સૈન્યો મોકલ્યા અને અંગ્રેજી લશ્કરનો પોતાના સ્વદેશ સાથેનો સંબંધ તોડી નાખવામાં ફત્તેહ મેળવી. હિંદમા પણ હૈદરઅલિની પ્રેરણાથી ફ્રેન્ચ નૌકાએ એ જ જાતની ખટપટ આદરી હતી પરંતુ બ્રિટિશ કાફલાએ હિંદી મહાસાગરમા તો પોતાની સર્વોપરી સત્તા જાળવી રાખી, અને તેને પરિણામે દશ વર્ષના વિગ્રહ પછી પણ બ્રિટિશ સત્તા હિંદમા અડગ રહી.

આ પ્રમાણે બ્રિટિશ કાફલાએ હિંદ સાથેનો સંબંધ ચાલુ રાખ્યો ત્યારે હિંદમા વૉરન હેસ્ટિંગ્સની દેશી રાજ્યો સાથેની રાજ્યનીતિ બ્રિટિશ સત્તા ટકાવી રાખવામાં સમર્થ નીવડી. મુંબાઇ અને મદ્રાસની સરકારે પોતાની

મૂર્ખાઈથી મરાઠાઓ અને મ્હૈસુરના સરદાર હૈદરઅલિ સાથે વિગ્રહ આરંભેલા તે પાર પાડવાનું કામ તેણે બજાવ્યું. અને બબે વાર તેણે મોકલેલા સૈન્યે બ્રિટિશ સૈન્યની નામના જાળવી રાખી. પણ પરદેશ સાથેની રાજ્યનીતિ કરતાં પણ વધારે મહત્વનું કામ વૉરન હેસ્ટિંગ્સે આંતર વ્યવસ્થા સુદૃઢ કરવાનું કર્યું હતું. કલાઈવ હિંદમાં બ્રિટિશ રાજ્યનો પાયો નાખનાર તેમ વૉરન હેસ્ટિંગ્સ એ રાજ્યની વ્યવસ્થા ઘડનાર ગણાયો છે. કલાઈવે દાખલ કરેલી બેવડી હકુમતથી દેશમાં અવ્યવસ્થા અને જુલમનો પાર રહ્યો નહતો. લાલચુ અંગ્રેજ અમલદારો, અને તેમના એવાજ લાલચુ દેશી નોકરોના હાથમાં બધી સત્તા હતી. આ સઘળાનું મૂળ વૉરન હેસ્ટિંગ્સે શોધીને દૂર કર્યું. મુગલ શહેનશાહના દિવાન તરીકે કંપનીનું કામ વસુલાત ઉઘરાવવાનું તથા દિવાની દાવાઓના ચુકાદા કરવાનું હતું. આ કામ માટે તેણે દરેક પરગણામાં અંગ્રેજ અમલદાર નીમ્યા; તથા ન્યાય માટે કલકત્તામાં અદાલતો સ્થાપી.

વૉરન હેસ્ટિંગ્સના અમલ દરમિયાન રેગ્યુલેટીંગ એકટની ખામીઓ સ્પષ્ટ પ્રદર્શિત થઇ. ચાર સભાસદોની કાઉન્સીલથી તેને પોતાનો અમલ ચલાવવાનો હતો. આ ચારમાંનો એક બારવેલ, કંપનીનો જુનો નોકર હોવાથી દેશની સ્થિતિ સમજતો હતો. ફ્રેન્સિસ, કેમ્બરવેલ અને મોન્સન વિલાયતથી નવા આવ્યા હતા. આમ ગવર્નર–જનરલ અને બારવેલ મળી એક બાજુએ બે અને વિરૂદ્ધ ત્રણ મત થવાથી બધી બાબતો હેસ્ટિંગ્સની સલાહથી તદ્દન વિપરીત કરવામાં આવતી. આવી

સ્થિતિથી હેસ્ટિંગ્સ એટલો બધો નારાજ થયેલો કે તેણે પોતાના વિલાયતના આડતીઆ ઉપર અમુક શરતોએ પોતાનું રાજીનામું રજુ કરવાનું લખી નાખેલું અને તે આડતીઆએ તે પ્રમાણે તેનું રાજીનામું કોર્ટ ઑફ ડિરેકટર્સ આગળ રજુ કરેલું તથા ડિરેકટરોએ તે મંજુર પણ કર્યું. તે દરમિયાન હિંદમાં મોન્સનનું મૃત્યુ થયું અને તેથી કાઉન્સિલમાં પોતાની વિરૂદ્ધની બહુમતિ તૂટવાથી હેસ્ટિંગ્સે તે રાજીનામું પાછું ખેંચી લીધું. અને ત્યાર પછી પોતાની ઇચ્છા મુજબ હકુમત ચલાવવા લાગ્યો.

૧૧. ઇ. સ. ૧૭૮૪ માં મહાન રાજદ્વારી વિલિયમ પિટ્ટ ઈંગ્લાંડના પ્રધાનપદે આવ્યો; તેણે ૧૭૭૪ ના રેગ્યુલેટીંગ એકટની ખામીઓ દૂર કરવા માટે કાયદો ઘડયો, જે પિટ્ટના બિલને નામે પ્રસિદ્ધ છે. એ કાયદાથી વિલાયતમાં માલેકોના મંડળ ( House of Proprietors)ની સત્તા ખેંચી લઇ એ સત્તા પાર્લામેન્ટની એક નાની કમિટિને સોંપવામાં આવી. અયોધ્યાની બેગમ, ચૈતસિંહ વગેરે પાસેથી જબરાઇથી નાણાં ઓકાવવા માટે હેસ્ટિંગ્સ વિરૂધ્ધ પોકાર ઉઠયો હતો. અને કોર્ટ ઑફ ડિરેકટર્સ અને આમની સભાએ એક કરતાં વધારે વખત વોરન હેસ્ટિંગ્સને પાછો બોલાવવાના ઠરાવો કર્યા હતા; પણ માલેકોના મંડળે તે ઠરાવો રદ્દ કરી હેસ્ટિંગ્સને પોતાના પદપર કાયમ રાખ્યો હતો. આવો પ્રસંગ ફરી ન આવે એ હેતુથી પિટ્ટે માલેકોના મંડળની સત્તા ઘટાડી પ્રિવિ કાઉન્સિલના છ સભાસદોના એક મંડળને બોર્ડ ઑફ કંટ્રોલ ( સર્વોપરિ મંડળ ) ના નામથી વિસ્તીર્ણ સત્તા આપી.

ગવર્નર-જનરલથી માંડી બધા અમલદારોની નીમણુક કરવાની સત્તા કોર્ટ ઑફ ડિરેક્ટર્સના હાથમાં હતી તે કાયમ રાખવામાં આવી પણ કંપનીના દરેક કામકાજપર દેખરેખ રાખવા તથા દેશના વહીવટની રાજ્યનીતિનું ધોરણ ઠરાવવાનું કામ આ બોર્ડ ઑફ કંટ્રોલને સોંપવામાં આવ્યું. આ મંડળને કંપનીનાં બધાં દફતર તપાસવાનો, ડિરેક્ટરોના હુકમ રદ કરવાનો, અને હિંદુસ્તાન મોકલવાના હુકમો ઘડી કહાડવા સુધ્ધાંનો હક આપવામા આવ્યો હતો. વખત જતાં બોર્ડ ઑફ કન્ટ્રોલના બંધારણમાં ફેરફાર કરવામાં આવ્યો અને છેવટે બોર્ડની બધી સત્તા તેના પ્રમુખને સોંપવામાં આવી એટલે બોર્ડને નામે પ્રધાન મંડળનો એક સભાસદ હિંદ સંબંધી બધું કામ બજાવતો. આવી રીતે આ યોજનાથી હિંદુસ્તાનની હકુમત વાસ્તવિક રીતે કંપનીના હાથમાંથી બ્રિટિશ પાર્લામેન્ટની પાસે ગઇ. પણ ડિરેક્ટરોને નવી યોજનાઓ ઘડવાનો, નવી નીમણુકો કરવાનો વગેરે હક રહ્યો હતો એટલે હિંદની હકુમતનો મોટો ભાગ હજી તેઓના હાથમા રહ્યો

પિટ્ના કાયદાથી હિંદની રાજ્ય વ્યવસ્થામાં પણ ફેરફાર થયા. કલકત્તાની માફક મુંબાઈ અને મદ્રાસમાં પણ ગવર્નર અને ચાર સભાસદોની વહીવટી સભા (Executive Council) સ્થાપવામા આવી, અને તે બન્ને સરકારપર બંગાળાના ગવર્નર જનરલની ઉપરી સત્તા સ્પષ્ટપણે સ્વીકારવામાં

---

'He succeeded in the task of linking an Oriental autocracy with the ancient parliamentary system of the Teutonic race' Dr. Rose's Life of Pitt.

આવી. મુંબાઈ, મદ્રાસ અને બીજે જ્યાં જ્યાં પ્રેસિડન્સી સ્થપાય તે તે સ્થાનનાં દેશી રાજ્યો સાથે વિગ્રહ યા સંધિ કરવાની સત્તા તેમજ તે તે સ્થાનનાં સૈન્ય બંગાળાના ગવર્નર-જનરલની હુકુમત નીચે મુકવામાં આવ્યાં. અને તે ઉપરાંત બીજી જે જે બાબતો ડિરેક્ટરો ઠરાવે તે તે બાબતોમાં સર્વોપરી સત્તા ગવર્નર-જનરલની ઠરાવવામાં આવી. અને પોતાના હુકમોનો અનાદર કરે, તો તેવા ગવર્નર અથવા સભાસદને બરતરફ કરવાની સત્તા સુદ્ધાં બંગાળ સરકારને આપવામાં આવી; આ છતાં મુંબાઇ અને મદ્રાસ અને બંગાળ વચ્ચેનાં અંતરને લીધે તે તે સરકાર ઘણે અંશે સ્વતંત્રપણે વર્તી શકતી.

૧૨. વૉરન હેસ્ટિંગ્સ પછી ઈ. સ. ૧૭૮૬ માં લૉર્ડ કૉર્નવૉલિસ ગવર્નર-જનરલ પદે આવ્યો; હેસ્ટિંગ્સ પોતાની કાઉન્સિલના સભાસદોની વિરૂદ્ધતાથી પોતે પસંદ કરેલી રાજ્યનીતિનો અમલ કરી શકયો ન હતો. એ અનુભવપરથી કૉર્નવૉલિસે કાઉન્સિલના મતને, વખત ઉપર એક બાજુએ મુકી દેવાની સ્વતંત્ર સત્તા મળે તો જ ગવર્નર-જનરલ પદ સ્વીકારવાનું કબુલ કર્યું હતું. આ પરથી ઈ. સ. ૧૭૮૬ માં પિટ્ટનુ બીજું ઇન્ડિયા બીલ ઘડવામાં આવ્યું, જેમા સભાસદોના લેખિત મત લીધા પછી જરૂરના પ્રસંગે એ મત ઉપરાંત જઇને પોતાની મુનસફી પ્રમાણેજ હુકમ ફરમાવવાની સત્તા ગવર્નર-જનરલને આપવામા આવી. કયા પ્રસંગ જરૂરી ગણવા એની મુનસફી પણ ગવર્નર-જનરલનીજ રાખવામાં આવી એટલે હવે પછી તેની સત્તા હિંદમાં

સર્વોપરિ થઈ રહી. વહીવટી મંડળની કામ કરવાની પદ્ધતિ પણ આ પરિણામની પોષક હતી; કારણ દરેક બાબતના કાગળ તૈયાર કરી પ્રથમ ગવર્નર-જનરલ પાસે મુકવામાં આવતા; આ વિષય ઉપર ગવર્નર-જનરલ પોતાનો અભિપ્રાય લખે પછી બીજા સભાસદો પાસે તેમના દરજ્જાના પ્રમાણમાં અનુક્રમે એ કાગળ મુકાતા. આથી ગવર્નર-જનરલને દરેક વિષય ઉપર પોતાનો મત બાંધી દર્શાવવાની પ્રથમ જરૂર પડતી; અને બાકીના સભાસદોને કોઇ પણ જાતની જવાબદારીની ગેરહાજરીને લીધે ગવર્નર—જનરલથી જુદા પડી સ્વતંત્ર મત આપવાની વૃત્તિ થાય એવા ખાસ સંજોગો ન હતા. એટલે પરિણામે વહીવટી મંડળના સભાસદો માત્ર સલાહકારી મંડળ જેવા થઇ રહ્યા. ત્યાર પછીના બધા કાયદામાં ગર્વનર-જનરલની આ સત્તા કાયમ રાખવામાં આવી છે. અને બધા ઇલાકેદાર ગવર્નરોને પણ એને મળતી સત્તા આપવામાં આવી છે. વહીવટ મંડળના સામાન્ય સભાસદો સિવિલ સર્વિસનાં ઓછામાં ઓછાં બાર વરસના અનુભવવાળા અમલદારોમાંથી નીમાયા એવું ધોરણ પણ આ વખતે ઠરાવવામાં આવ્યું.

વળી દેશી રાજ્યો સાથેના સંબંધમાં જુદાં જુદાં એલચીખાતાં જુદી જુદી સરકારોના તાબામાં હતાં તે બંધ કરી બધાં એલચીખાતાં ગવર્નર-જનરલના તાબામાં મુકવામાં આવ્યાં. અને તેજ પ્રમાણે ઇલાકેદાર સૈન્ય ઇલાકાની સરકારના તાબામાં રહેતાં, તે પધ્ધતિ બંધ કરી દેશનું સમગ્ર બ્રિટિશ સૈન્ય ગવર્નર-જનરલને અધીન રાખવામાં આવ્યું

હેસ્ટિંગ્સના વખતમાં બીજો એક વિરોધ તેની કાઉન્સિલ અને વરિષ્ટ ન્યાયાધીશી ( Supreme Court ) વચ્ચે ચાલતો હતો. ઇસ્ટ ઇંડિયા કંપનીના પરવાનામાં તેની કોઠીઓના વહીવટ માટે નિયમો કરવાની સત્તા કંપનીને આપવામાં આવી હતી અને તે સત્તાની રૂએ મુંબાઇ મદ્રાસ અને કલકત્તામા અદાલતો સ્થાપવામાં આવી હતી, અને આ અદાલતો મુખ્યત્વે અંગ્રેજી કાયદાનો અમલ કરતી. પણ જ્યારે કંપનીને મુગલ શહેનશાહતના દિવાનની પદવી પ્રાપ્ત થઇ, અને તેથી વસુલાતી ઉઘરાત અને દિવ.ની કાયદાનો અમલ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો, ત્યારે કંપનીની અદાલતો મુગલ શહેનશાહતનો ચાલતો આવેલો કાયદો પાળતી અને વારસા વગેરેના કેસોને માટે ધર્મશાસ્ત્ર જાણનાર પંડિત અથવા મુસલમાની શરેહ જાણનાર મુલ્લાંઓની મદદ લેતી, પણ રેગ્યુલેટિંગ એકટ પ્રમાણે કલકત્તામા સ્થપાયેલી સુપ્રીમ કોર્ટ અંગ્રેજી કાયદો પાળતી અને વળી પાર્લમેંટની સત્તાથી સ્થપાયેલ હોવાથી પોતાને ગવર્નરની કાઉન્સિલથી સ્વતંત્ર અને તેના હુકમોની વાસ્તવિકતા તપાસવા માટે પણ પોતાને લાયક ગણતી; આથી ગવર્નર-જનરલની કાઉન્સિલ અને સુપ્રીમ કોર્ટ વચ્ચે વિરોધ થયો, જે દૂર કરવા ઇ. સ. ૧૭૮૧ મા પાર્લમેંટે કાયદો ઘડી એ વિરોધના અંશોનો નિકાલ આણ્યો અને દેશની અદાલતો માટે નિયમો ( Regulations ) ઘડવા માટે ગવર્નરની કાઉન્સિલને સત્તા આપી, આ સત્તા પ્રમાણે ઘડાયેલા નિયમોને કાયદાનું સ્વરૂપ આપવામા આવ્યું અને ઇ સ. ૧૭૯૭ મા આ પ્રમાણે ઘડાયેલા નિયમોને એક સાથે

છપાવવા, તેનાં દેશી ભાષામાં ભાષાન્તર કરાવવાં, તથા દરેક નિયમની પ્રસ્તાવના તરીકે તેનાં કારણુ દર્શાવવાં, એમ ફરમાવવામાં આવ્યું. આ પ્રમાણે લોર્ડ કૉર્નવૉલિસના અમલ દરમ્યાન બંગાળ ઇલાકાના રેગ્યુલેશન ( નિયમો ) કરવામાં આવ્યા હતા, તેજ પ્રમાણે ઇ. સ. ૧૮૦૭ માં મુંબાઇ અને મદ્રાસની સરકારને રેગ્યુલેશનો કરવાની સત્તા આપવામાં આવી હતી; અને એ સત્તાની રૂએ રચાયેલા કેટલાક નિયમો હજી પણ કાયદાનું સ્વરૂપ ધરાવે છે. વળી ઇ. સ ૧૭૯૭ ના ઉપલા કાયદાની રૂએ ધારા સભામાં દાખલ કરવાના કોઇ પણ કાયદાના મુસદ્દા ( બિલ ) ની પહેલાં તેનાં કારણો અને હેતુઓ ( Statement of Objects and Reasons ) આપવાની પદ્ધતિ ચાલી આવે છે.

આ કરતાં પણ વધારે મહત્વના ફેરફાર તેણે હકુમતની પદ્ધતિમાં કર્યા. વૉરન હેસ્ટિંગ્સે કલકત્તામાં સદર અદાલત સ્થાપી હતી, પણ દેશના આંતર વિભાગો માટે ન્યાયના કાંઇ મંસ્થાઓ રચવામાં આવી નહતી. કૉર્નવૉલિસે બંગાળા ઇલાકાના પરગણાં જુદાં પાડી દર પરગણે મહેસુલી, ફોજદારી અને દિવાની કામકાજ માટે કલેક્ટર, મેજીસ્ટ્રેટ અને ન્યાયાધીશ તરીકે અંગ્રેજ અમલદારોને નીમ્યા, તેઓની સત્તાની હદ ઠરાવી તથા અદાલતના કામકાજ માટે નિયમો ઘડી સુવ્યવસ્થિત બંધારણ રચ્યું આ પછી નવા મુલકો છતાતા ગયા તેમ તેમ તેઓની હકુમત ઉપરનાં ધોરણે રચાતી ગઇ, અને આજના વખત સુધી ઉપરની પદ્ધતિ કયામ રહી છે. તેજ પ્રમાણે કંપનીના સૈન્યમાં ચાલતો અસંતોષ દૂર કરવા માટે

તેણે યોજના ઘડી કહાડી અને એ યોજના પ્રમાણેનું બંધારણ કંપનીની હયાતી સુધી ચાલુ રહ્યું. વળી કંપનીના નોકરોના પગાર અતિશય ઓછા હતા, અને તેથી અપ્રમાણિકતા અને જુલમને અવકાશ મળતો; તે દૂર કરવા કૉર્નવૉલિસે પગાર એકદમ વધારી દીધા; તેથી તથા પોતાના ઉચ્ચ ચારિત્રથી સ્વતંત્ર, ઉત્સાહી તથા પ્રમાણિક નોકરીનો આદર્શ તેણે સ્થાપ્યો, જેને લીધે આજે પણ હિંદી સનદી નોકરી (Indian Civil Service) ઉપરના ગુણો માટે વિખ્યાત થઈ છે.

૧૩. કૉર્નવૉલિસ પછીના ગવર્નર–જનરલ સર જૉન શૉરનો છ વર્ષનો સમય સુલેહ અને શાન્તિનો હતો. ઈ. સ. ૧૭૯૮ માં લૉર્ડ વેલેસ્લી ગવર્નર–જનરલ પદે નિમાયો, અને તેના અમલ દરમ્યાન દેશી રાજ્યો સાથેની રાજ્યનીતિએ જુદું સ્વરૂપ પકડયું. વેલેસ્લી ઈંગ્લાંડના વડા પ્રધાન વિલિયમ પિટ્નો મિત્ર હતો અને તેની રાજ્યનીતિ પિટ્ની યુરોપીય રાજ્યનીતિના પ્રતિબિંબ જેવીજ હતી. ઈ. સ. ૧૭૮૯ ના ફ્રેન્ચ રાજ્ય વિપ્લવ પછી થોડા સમયની અવ્યવસ્થાને અંતે નેપોલિયન બોનાપાર્ટ મહારાજા (એમ્પરર) થયો, અને પોતાના યુદ્ધચાતુર્ય અને પ્રબળ યોજના શક્તિને પ્રભાવે આખા યૂરોપને મુંઝાવવા લાગ્યો. તેની સત્તા ગમે તેમ કરીને તોડવી એ પિટ્ની રાજ્યનીતિનું મુખ્ય સૂત્ર થઇ પડયું; એણે દેશપર કરજ કરીને પણ જુદાં જુદાં યૂરોપીય રાજ્યોને નાણાંની મદદ આપી નેપોલિયન સામે નવાં નવાં સૈન્યો ઉભાં કરવા માંડયાં; પણ નેપોલિયનના અજીત સૈન્ય સામે એ કોઈ રાજ્યો ટકી શકયાં નહિ. અને યૂરોપીય રાજ્યોની મદદમાં અઢળક દ્રવ્ય પાણીના મૂલે રેડયા છતાં

પણ નેપોલિયનનું બળ તૂટયું નહિ. સ્પેન, પ્રશિયા, ઑસ્ટ્રિયા, સ્વિટ્ઝલાંડ, ઈટલી, ટર્કી, પેલેસ્ટાઈન અને ઇજિપ્ત સુધી તેનું સૈન્ય ફરી વળ્યું. છેવટે યૂરોપ ખંડમાં માત્ર રશિયા અને બ્રિટિશ ટાપુઓ એ બે તેના પંજામાંથી બહાર રહયાં. તેમાં આખરે તેણે રશિયા ઉપર પણ ચ્હડાઇ કરી, પોતાના સમર્થ ફ્રેંચ સૈન્યને છેક મૉસ્કો સુધી પહોંચાડયું. પણ ત્યાં પહોંચતાં રશિયનોએજ મોસ્કોને આગ લગાડી, અને ત્યાંથી પાછા ફરતાં તે દેશનાં વિશાળ અંતરો, નિર્જન પ્રદેશ, સખત શિયાળાની ટાઢ તથા તેમાં વારે વારે થતાં ભયંકર બરફના વરસાદવાળાં તોફાનોમાં એ મહાન સૈન્યનો મોટો ભાગ નાશ પામ્યો. કેટલીક જીતો સખત હાર કરતાં પણ વધારે નુકશાનકારક નિવડે છે, એ સત્યનું આ પ્રસંગ એક અચ્છું ઉદાહરણ છે. બ્રિટિશ ટાપુઓ નેપોલિયનના સપાટામાંથી બચ્યા તે માટે તેઓ ૨૨ માઇલના ઇંગ્લિશ ખાડીના વિસ્તારને આભારી છે. નેપોલિયન જેવો સમર્થ સેનાપતિ હતો તેવો સમર્થ નૌકાપતિ તેની પાસે નહતો. અને ઇંગ્લાંડ તે વખતે નેલ્સન નામે સમર્થ નૌકાપતિ ધરાવતું હતું. તેણે ટ્રફાલ્ગરના નૌકાયુદ્ધમાં સ્પેન અને ફ્રાન્સની સંયુક્ત નૌકાને સખત હાર આપી ઇંગ્લાંડને પરદેશી દુશ્મનના ભયમાંથી મુકત કર્યું. નેપોલિયન મૉસ્કોથી પાછો ફર્યો તે અરસામાં પોર્ટુગાલમાં અંગ્રેજ સેનાપતિ આર્થર વેલેસ્લી અંગ્રેજ સૈન્યને કેળવતો હતો અને ફ્રેંચ સૈન્યને સમુદ્ર સુધી પહોંચતાં અટકાવતો હતો. તેણે ધીમે ધીમે ફ્રેન્ચ સૈન્યને પાછું હઠાવ્યું, અને પછી સંયુક્ત રાજ્યોના સૈન્ય

સાથે આગળ કુચ કરી. તે પોર્ટુગાલમાંથી સ્પેનમાં પેઠો. અને ફ્રેંચ સૈન્યને પોતાની આગળ હાંકતો હાંકતો સ્પેનમાંથી છેક ફ્રાન્સમાં પહોંચ્યો. અને આખરે ઈ. સ. ૧૮૧૫ માં વૉટરલુના જગપ્રસિદ્ધ રણમાં તેણે નેપોલિયનને સખત હાર આપી યૂરપ ખંડને તેના ભયમાંથી મુક્ત કર્યો. આ નાટકના પહેલા અંકનો મુખ્ય નાયક વિલિયમ પિટ્ટ હતો. પરંતુ તે પોતાની રાજ્યનીતિની ફત્તેહ જોવા ભાગ્યશાળી થયો નહિ. ઇ. સ. ૧૮૦૫ માં ઑસ્ટરલિટ્ઝના યુદ્ધમાં નેપોલિયને ઓસ્ટ્રિયાના સૈન્યને સખત હાર આપી તેના ખબર સાંભળતાં પીટ્ટની નબળી તબીયતને એવો સખત ફટકો લાગ્યો કે તે ટુંકા સમયમાં મૃત્યુ પામ્યો. પરંતુ તેની પછીના પ્રધાનોએ તેનીજ રાજ્યનીતિ ચાલુ રાખી આખરે નેપોલિયનનું બળ તોડયું.

યૂરપમાં પિટ્ટની રાજ્યનીતિ નેપોલીયનની સામે ટક્કર ઝીલવાની હતી; તેમજ હિંદમાં વેલેસ્લીની રાજ્યનીતિ દેશમાંથી ફ્રેંચ પરિબળ તોડવાની હતી. ફ્રેંચ અમલદારો મ્હૈસૂરમાં ટિપુના સૈન્યમાં તેમ મરાઠા સરદારોના સૈન્યમાં હતા. અને તેઓ તે તે રાજ્યના સૈન્યને ઉંચી જાતની લશ્કરી તાલીમ આપતા. ટિપુ તો ફ્રાન્સ સાથે પત્રવ્યવહાર પણ રાખતો; અને પોતાને સિટિઝન (ફ્રેન્ચ રાજ્યના શહેરી) ટિપુ નામે ઓળખાવતો. એ ફ્રેંચ પરિબળ તોડવા વેલેસ્લીએ સબ્સીડિયરી સિસ્ટમ* દાખલ કરી હૈદરાબાદના

---

* સબ્સીડિયરી સિસ્ટમના કોલ કરાર એટલે હિંદનાં રાજ્યો અંગ્રેજને સાર્વભૌમ ગણી પોતે તેના માંડલિક હોવાનું સ્વીકારે એના કોલકરાર.

નિઝામના રાજ્યમાં પણ ફ્રેંચ અમલદારો નીચે તાલીમ 'લીધેલ સૈન્ય હતું પણ વેલેસ્લીએ નિઝામને સમજાવી એ અમલદારોને રજા અપાવી; તથા પરદેશી દુશ્મન સામે ટક્કર ઝીલવા માટે અંગ્રેજ સૈન્ય તેના રાજ્યમાં સ્થાપન કર્યું; તથા અંગ્રેજ સરકારની પરવાનગી સિવાય કોઇ પણ યૂરોપીય અમલદારને પોતાની નોકરીમાં ન રાખવાની કબુલાત કરાવી. આવી શરત તે સમય પછીના દરેક દેશી રાજ્ય સાથેના કરારમાં દાખલ કરવામા આવી છે. નિઝામને બાજુમાં લીધા પછી વેલેસ્લીએ પોતાની નજર ટિપુ તરફ ફેરવી; તેનો ફ્રાન્સ સાથેનો પત્રવ્યવહાર ખુલ્લો કર્યો; અને તે છોડી દઇ સબ્સીડિયરી સિસ્ટમ સ્વીકારવાનું કહેણુ મોકલાવ્યું. ટિપુએ તે સ્વીકાર્યું નહિ; એટલે વિગ્રહ સળગ્યો, તેમાં ટિપુ બહાદુરીથી લડતાં આખરે મરાયો. તેના રાજ્યનો મૂળ ભાગ જે હિંદુ રાજાને પદભ્રષ્ટ કરી હૈદર ગાદીએ બેઠો હતો તેના વંશજોને પાછો આપ્યો. અને બાકીના ભાગમાંથી એક હિસ્સો નિઝામને આપી બાકીનો મદ્રાસ ઈલાકામાં જોડી દીધો. ટિપુ પછી વેલેસ્લીએ મરાઠા રાજ્યો તરફ દૃષ્ટિ કરી. આ રાજ્યો પાંચ હતાંઃ સર્વથી ઉપરી પદે પૂનામાં પેશ્વા મનાતા, જે મરાઠી પ્રજાના નિવાસસ્થાન પશ્ચિમ ઘાટના પહાડી પ્રદેશ ઉપર અમલ ચલાવતા. ગુજરાતના ફળદ્રૂપ પ્રાન્તોમાં વડોદરાના ગાયકવાડના ઘોડાં દર વરસ ખંડણી ઉઘરાવતાં. મધ્ય હિંદમાં ગ્વાલિયરના સિંધિઆ અને ઇન્દોરના હોલકર સર્વોપરિ સત્તા માટે મથન કરતા, અને પશ્ચિમે, નાગપુરના ભોંસલા વરાડ પ્રાન્તથી ઓરિસ્સા સુધી હકુમત ચલાવતા. આ બધી મરાઠી સત્તાઓને પોતાની સબ્સીડિયરી

(સિસ્ટમની જાળમાં લેવા વેલેસ્લીએ પ્રયત્નો કર્યા; અને તેમાં સંજોગોએ અનુકૂલતા કરી આપી. ઈ. સ. ૧૮૦૨ માં બાજીરાવ પેશ્વા જશવંતરાવ હોલકરથી નાસતો બ્રિટિશને શરણે આવ્યો, અને વસાઈના તહનામાથી તેણે સબ્સીડિયરી સિસ્ટમ સ્વીકારી, અંગ્રેજ લશ્કરની ટુકડી પોતાના રાજ્યમાં રાખી તેના ખર્ચ માટે અમુક મુલક કહાડી આપ્યો, અને દેશી કે યૂરોપીય કોઇ રાજ્ય સાથે સીધો વ્યવહાર ન કરવાની કબુલાત કરી. આથી પશ્ચિમ હિંદમાં બ્રિટિશ સત્તા પ્રબળ થઈ, પણ તેમાંથી બીજો મરાઠા વિગ્રહ આરંભાયો. એ વિગ્રહને અંતે ભોંસલે અને સિંધિઆએ સબ્સીડિયરી સિસ્ટમ સ્વીકારી પોતાના સૈન્યમાંથી ફ્રેન્ચ અમલદારોને રજા આપી, તેને બદલે બ્રિટિશ લશ્કરની ટૂકડી તથા તોપખાનું રાખવાનું કબુલ કર્યું; અને વરાડ પ્રાન્ત તથા રાજપુતાનાનાં રાજ્યો બ્રિટિશ છત્ર નિચે આવ્યાં. એજ પ્રમાણે ઈ. સ. ૧૮૦૩ માં વડોદરાના ગાયકવાડ જોડે પણ સબ્સીડિયરી સંધિ થયો. જેને પરિણામે બ્રિટિશ પાયદલ લશ્કરની પાંચ ટૂકડી વડોદરામાં રાખવી અને તેના ખર્ચ પેટે રૂ. ૧૨ લાખની મહેસૂલ જેટલો મુલક બ્રિટિશ સરકારને આપવો ઠર્યો; તેજ વખતે કર્નલ વૉકરે કાઠિયાવાડનાં દેશી રાજ્યો સાથે ખંડણીની રકમ નક્કી કરી તે વખતસર ભરાય એવાં પગલાં લીધાં અને રાજાઓ તથા તેના ભાયાતો વચ્ચેના નિકાલ લાવવા રાજસ્થાનિક કોર્ટ અને સામાન્ય કજીઆઓ તથા ફોજદારી ગુનાહની શિક્ષા માટે અદાલતો સ્થાપી, કાઠિયાવાડનાં નહાનાં મોટાં રાજ્યોને સલાહ આપવા કાઠિયાવાડ પોલિટિકલ એજન્સીની સ્થાપના કરી. આ અસંખ્ય વિગ્રહોથી કોર્ટ ઑફ ડિરેક્ટર્સ કંટાળી

ગયા હતા, તેમણે આખરે ઈ. સ. ૧૮૦૫ માં વેલેસ્લીને પાછો બોલાવી લીધો. આ પ્રમાણે વેલેસ્લીની રાજ્યનીતિએ હિંદમાં બ્રિટિશ સત્તા સર્વોપરી કરવાનાં બીજ રોપ્યાં. વેલેસ્લી પછી સર જ્યોર્જ બાર્લો, લૉર્ડ મિન્ટો અને લૉર્ડ હેસ્ટિંગ્સ અનુક્રમે ગવર્નર-જનરલ પદ પર આવ્યા. તેઓએ કોર્ટ ઑફ ડિરેક્ટર્સના હુકમને આધીન રહી વેલેસ્લીની રાજ્યનીતિ છોડી નૉન-ઇન્ટરવેન્શનની રાજ્યનીતિ અખત્યાર કરી; પણ તેથી દેશમાં એટલી અવ્યવસ્થા થઈ અને ખાસ કરી પિંઢારાઓનો ત્રાસ એટલો બધો થવા લાગ્યો કે લૉર્ડ હેસ્ટિંગ્સને એ પદ્ધતિ છોડવી પડી અને એ વીશ વર્ષના અરસામાં પેશ્વા, ગુરખા, અને બ્રહ્મદેશના રાજા સાથે વિગ્રહ થયા, જેને પરીણામે પેશ્વાનો મુલક મુંબઈ ઈલાકામા જોડાયો, ઓરિસ્સા પ્રાન્ત બંગાળ ઈલાકામાં ભળ્યો, અને સિકિમ, નૈનિતાલ, મસૂરી, સીમલા, વગેરે ટેકરીઓનો મુલક ગુરખાઓ પાસેથી મળ્યો.

૧૪. કંપનીના પરવાનાની મુદત ૨૦ વર્ષની હોવાથી તેને તાજો કરવાનો વખત આવતો ત્યારે ત્યારે પાર્લમેન્ટ એક નહાની ચૂંટી કહાડેલી સભાસદોની ખાસ કમિટિ નીમી તે મારફત કંપનીના વહીવટની બારિક તપાસ કરાવતી, અને તેને પરિણામે પરવાનામાં જરૂરી ફેરફાર પણ કરતી. એ પ્રમાણે ઇ. સ. ૧૭૯૩ માં અને ૧૮૧૩ માં કંપનીના પરવાના તાજા કરી આપવામાં આવ્યા હતા. તે વખતે કાંઈ મહત્વના ફેરફાર કરવામાં આવ્યા નહતા. માત્ર છેલ્લા પરવાનામાં કંપનીના હિંદની અંદરના વ્યાપારની છુટ સમગ્ર અંગ્રેજ પ્રજા માટે ખુલ્લી મુકી, કંપની

માટે માત્ર ચહાનો અને ચીન દેશ સાથેના વ્યાપારનો એકલો હક રાખવામાં આવ્યો હતો. તે ઉપરાંત કંપનીના સનદી અને લશ્કરી નોકરોના શિક્ષણ માટે, તેમની ધર્મક્રિયાઓ માટે, તેમજ દેશની અંદર કેળવણીના પ્રચાર માટે પણ યોજના કરવામાં આવી હતી. કલકત્તામાં એક મોટો ધર્મગુરૂ નીમવામાં આવ્યો. કલકત્તા અને બીજા સ્થાનની કૉલેજો બોર્ડ ઓફ કંટ્રોલની દેખરેખ નીચે મુકવામાં આવી. અને હિંદના વિદ્વાન દેશીઓના ઉત્તેજન માટે તથા બ્રિટિશ હિંદની રૈયતમાં શાસ્ત્રીય જ્ઞાનની વૃદ્ધિ અને ઉત્તેજનના કાર્ય માટે દર વર્ષે રૂપીઆ એક લાખ ખર્ચવાનું ઠરાવવામાં આવ્યું. ઈ. સ. ૧૮૩૩ માં કંપનીનો પરવાનો ફરી તાજો કરવાનો સમય આવ્યો, ત્યારે લૉર્ડ વિલિયમ બેન્ટિક હિંદમાં પાંચ વર્ષથી ગવર્નર જનરલ પદ ઉપર હતો. ઇંગ્લાંડમાં ૧૮૩૨ નો પાર્લમેન્ટના સુધારાનો કાયદો (રીફોર્મ બિલ) તરતનોજ પસાર થયો હતો. બેન્થામ અને જેમ્સ મિલ જેવા સુધારાના અગ્રણીઓ પાર્લમેન્ટ ઉપર જબરી લાગવગ ધરાવતા હતા. ૧૮૩૩ ના પરવાનામાં મહત્ત્વના ફેરફાર કરવામાં આવ્યા. ચીન દેશ સાથેનો અને ચહાનો એકહથ્થુ વેપાર કંપનીના હાથમાં હતો તે બંધ કરવામાં આવ્યો. અને કંપની હવેથી માત્ર હકુમત ચલાવનાર મંડળ થઈ રહ્યું. એ ઉપરાંત હિંદની હકુમતની પદ્ધતિમાં પણ અગત્યના ફેરફાર કરવામાં આવ્યા; તે નીચે મુજબ :—

(૧) નવા મુલકો જીતાતા ગયા તેમ તેમ જુના ઈલાકાઓમાં તે ઉમેરાતા ગયા. તેથી બંગાળા ઈલાકો એટલો મોટો

થઈ ગયો હતો કે તેના બે વિભાગ કરી એકને બંગાળ ઈલાકો અને બીજાને આગ્રા ઈલાકો એવું નામ આપવું, અને આગ્રા ઈલાકા માટે મુંબાઈ અને મદ્રાસ ઈલાકા માફક એક ગવર્નર અને કાઉન્સિલ નીમવાં એમ ઠર્યું. મૂળ ઈરાદો બંગાળ, મદ્રાસ, મુંબાઈ અને આગ્રા માટે એક એક ગવર્નર અને કાઉન્સિલ નીમવાનો હતો; પણ હાલને માટે બંગાળ ઈલાકાનું કામ ગવર્નર-જનરલ પોતાના કામ ઉપરાંત કરે એમ ઠરાવવામાં આવ્યું. જરૂર લાગે ત્યાં કાઉન્સિલના સભાસદોની સંખ્યા ઘટાડવાની પણ સત્તા આપવામાં આવી. આ સત્તા પ્રમાણે ઈ. સ. ૧૮૩૩ માં મદ્રાસ અને મુંબાઈની કાઉન્સિલના સભાસદોની સંખ્યા ઘટાડીને ૨ ની કરવામાં આવી, તે ઇ. સ. ૧૯૦૭ માં લૉર્ડ મોર્લીના ઇન્ડિયન કાઉન્સિલ એકટના સમય સુધી કાયમ રહી.

(૨) ગવર્નર-જનરલનો હોદ્દો ગવર્નર-જનરલ ઑફ બેંગાલ કહેવાતો તે બદલીને તેને ગવર્નર-જનરલ ઑફ ઇન્ડિયા એ નામ આપવામાં આવ્યું. અને બંગાળ ઈલાકાના ગવર્નર તરીકે પણ ગવર્નર-જનરલ અથવા તેની ગેરહાજરીમાં કાઉન્સિલનો વડો સભાસદ કામ કરે એમ ઠરાવવામાં આવ્યું.

(૩) ગવર્નર-જનરલની કાઉન્સિલમાં ધારા શાસ્ત્રી તરીકે એક ચોથો સામાન્ય સભાસદ વધારવામાં આવ્યો. આ સભાસદ ઇંગ્લાંડ અથવા સ્કૉટલાંડનો બૅરિસ્ટર હોવો જોઈએ એમ ઠરાવવામાં આવ્યું. અને તેનું કામ માત્ર કાયદા બાંધવાનું અને

જ્યારે જ્યારે કાઉન્સિલ કાયદા બાંધવા માટે એકઠીથાય ત્યારે તેમાં હાજરી આપવાનું હતું. દેશના વહીવટને લગતાં કોઇ પણ કામના કાગળ જોવાનો તેને બિલકુલ હક્ક હતો નહિ. પોતાના તાબાના મુલક માટે કાયદા કરવાની સત્તા મુંબાઈ અને મદ્રાસના ગવર્નરની કાઉન્સિલ ધરાવતી હતી, તે લઈ લેવામાં આવી અને વડી સરકારને સ્વાધીન કરવામાં આવી. અને શરૂઆતમાં જુદા જુદા પ્રાન્તના કાયદાને એક સરખાં ધોરણ ઉપર રચવા માટે ઇંન્ડિયન લૉ કમિશન નીમવામાં આવ્યું; તેના પ્રમુખપદે પહેલો સભાસદ પ્રખ્યાત મેકૉલે નીમાયો; તેણે કરેલા મહત્વના કામમાં ઈન્ડિયન પીનલ કોડ એ પ્રથમ પંકિત ધરાવે છે.

(૪) ગવર્નર-જનરલની કાઉન્સિલની વડી સરકાર તરીકેની સત્તા વધારે નિશ્ચિત રૂપમાં સ્થાપિત કરવામાં આવી. ગવર્નર-જનરલની કાઉન્સિલની મંજુરી વગર કોઇ ગવર્નરને કોઈ નવી જગ્યા સ્થાપવાની કે કોઇ ખર્ચ માટે કાંઈપણ રકમ મંજુર કરવાની સત્તા ન હતી. મુંબાઇ, મદ્રાસ, બંગાળ અને આગ્રાની સરકારના લશ્કરી અને સનદી વહીવટના દરેક કામ ઉપર વડી સરકારની દેખરેખ અને અંકુશ મુકવામાં આવ્યો; અને તેટલા માટે ઈલાકેદાર સરકારને સાથે વડી સરકારના બધા હુકમો ઉઠાવવાની અને પોતાના કામકાજની વિગત દર્શાવનાર કાગળ પત્રોની નકલો તથા નિયમિત રીતે અમુક પત્રકો મોકલતા રહેવાની ફરજ નાખવામાં આવી. આ પ્રમાણે નિયમિત વખતે રજુ કરવાનાં પત્રકો વગેરેથી વડી સરકાર ઈલાકેદાર સરકારોના કામ કાજ ઉપર દેખરેખ રાખવા લાગી.

(૫) ઉપરના કાયદામાં આપવામાં આવેલ આગ્રા ઈલાકો જુદો પાડી તેના માટે ગવર્નર અને કાઉન્સિલ નીમવાની સત્તાનો અમલ કરવામાં આવ્યો નહિ, પણ તેને બદલે એ પ્રાન્ત માટે સિવિલ સર્વિસના અનુભવી અમલદારને લેફ્ટેનન્ટ ગવર્નરના હોદ્દાથી નીમવાની કોર્ટ ઑફ ડિરેકટરોએ સૂચના કરી, અને તે સૂચના બોર્ડ ઑફ કંટ્રોલને પસંદ પડવાથી ૧૮૩૫ માં પાર્લમેન્ટે નવો કાયદો રચી આ સૂચનાને કાયદાની બહાલી આપી. આ પ્રમાણે સ્થપાયલા નવા પ્રાન્તનું નામ વાયવ્ય પ્રાન્ત રાખવામાં આવ્યું, કારણ તે પ્રાન્ત કલકત્તાથી વાયવ્ય દિશામાં આવ્યો હતો.

તે પછીના વીશ વર્ષના સમયમાં દક્ષિણમાં કુર્ગ અને કર્નુલ, ઉત્તરમાં પંજાબ, પૂર્વમાં બ્રહ્મદેશનો ભાગ, અને પશ્ચિમમાં સિંધ દેશ બ્રિટિશ મુલકોમાં ઉમેરાયા. આમાંથી કુર્ગની હકુમત મ્હૈસુરના રેસિડેન્ટને સોંપવામાં આવી, સિંધ નોન–રેગ્યુલેશન પ્રોવિન્સ તરીકે મુંબઈ ઈલાકામાં જોડવામાં આવ્યો; પંજાબની હકુમત ગવર્નર–જનરલના એક એજન્ટની દેખરેખ નીચે મૂકવામાં આવી; અને બ્રહ્મદેશ માટે પણ નોન–રેગ્યુલેશન પ્રોવિન્સ તરીકે એક કમિશ્નર નીમવામાં આવ્યો.

૧૫. ઈ. સ. ૧૮૫૩ માં કંપનીનો પરવાનો ફરી પાછો તાજો કરવાનો વખત આવ્યો. આ પરવાનામાં કરવામાં આવેલ અગત્યના ફેરફારમાંનો એક બંગાળા ઈલાકા માટે જુદો લેફ્ટેનન્ટ ગવર્નર નીમવા માટેનો હતો. અત્યાર સુધી બંગાળાના ગવર્નરનું

કામ ગવર્નર-જનરલને કરવું પડતું, પણ નવા નવા મુલકો જીતાતા ગયા, તેમ વડી સરકારનું કામ વધતું ગયું; અને વળી છેલ્લાં વીશ વર્ષમાં એક પછી એક ચાલતા વિગ્રહોમાં ગવર્નર-જનરલની હાજરીની જરૂર હોવાથી તે ઘણુંખરૂં કલકત્તામાં હાજર રહી શકતો નહોતો. અને તે સમયે કાઉન્સિલનો વડો સભાસદ બંગાળાના ગવર્નર તરીકેક કામ કરતો, પણ જ્યારે જ્યારે ગવર્નર-જનરલ કલકત્તામાં આવે કે તરત બંગાળાના ગવર્નરનું કામ તેની પાસે આવે. એટલે ખરી રીતે બંગાળાના ગવર્નરનું કામ ટુંકા પગારવાળા અને ઓછા અનુભવવાળા સેક્રેટરીઓના હાથમાં રહેતું. પરિણામમાં બંગાળા ઇલાકો બીજા બધા ઈલાકા કરતાં પછાત રહી ગયો હતો. આ પરથી બંગાળા ઈલાકા માટે ખાસ જુદો લેફટેનન્ટ-ગવર્નર નીમવાનું ઠરાવવામાં આવ્યું, અને તેનું પાટનગર પણ કલકત્તા રાખવાનું ઠર્યું.

૧૮૩૫ માં મેકૉલે ગવર્નર-જનરલની કાઉન્સિલનો ન્યાયમંત્રિ નીમાયો હતો, ત્યારથ તે સભાસદને કાઉન્સિલની સામાન્ય બેઠકમાં ભાગ લેવાનો હતો નહિ. આ સ્થિતિ રદ કરી તેને બીજા સામાન્ય સભાસદોની માફક કારોબારી મંડળમાં બેસવાનો, કાગળો જોવાનો, મત આપવાનો, વગેરે સામાન્ય સભાસદના બધા હક આપવામાં આવ્યા. વળી આજ સુધીના વહીવટી મંત્રીમંડળને વધારી નવું ધારા બાંધનારૂં મંત્રીમંડળ નીમવામાં આવ્યું. તેમાં ૧૨ સભ્યો નીચે પ્રમાણેના ઠરાવવામાં આવ્યા.

૧ ગવર્નર–જનરલ. ૨ વડો સેનાધિપતિ.

૩–૬ ગવર્નર–જનરલની કાઉન્સિલના ૪ સભાસદો.

૭ બંગાળ હાઈકોર્ટનો મુખ્ય ન્યાયાધીશ.

૮ ,, એક બીજો ન્યાયાધીશ.

૯–૧૨ બંગાળ, મદ્રાસ, મુંબાઈ અને વાયવ્ય પ્રાન્તોની સરકારનો એક એક પ્રતિનિધિ.

આ ધારાસભા ( Legislative Council ) ની બેઠક જાહેર પ્રજા માટે ખુલ્લી મુકવામાં આવી; અને તેના કામકાજનો સત્તાવાર હેવાલ સરકારી ગેઝેટ માં છપાવવાની ગોઠવણ કરવામાં આવી.

છેવટે હિંદી સનદી નોકરીમાં નીમણુક કરવાનો હક કોર્ટ ઓફ્ ડિરેક્ટર્સના હાથમાંથી લઈ બોર્ડ ઑફ્ કંટ્રોલને સોંપવામાં આવ્યો, અને તેણે હિંદી સનદી નોકરી માટે જાહેર હરિફાઈથી પરીક્ષા ( સિવિલ સર્વિસ પરીક્ષા ) લેવાનું ધોરણ દાખલ કર્યું.

ઈ. સ. ૧૮૫૪ માં પસાર કરેલા એક બીજા કાયદાથી પણ હિંદની રાજ્ય વ્યવસ્થામાં અગત્યના ફેરફાર થયા હતા. જુની પદ્ધતિ પ્રમાણે જ્યારે જ્યારે નવો મુલક બ્રિટિશ સત્તા નીચે આવતો, ત્યારે તેને મુંબાઈ, મદ્રાસ અથવા બંગાળા

ઇલાકા સાથે જોડી દેવામાં આવતો. આથી બંગાળા ઇલાકાનો વિસ્તાર બહુ મોટો થયો હતો. અને તેપરથી વાયવ્ય પ્રાન્તોનો ભાગ જુદો કરી તેને માટે એક લેફ્ટેનન્ટ-ગવર્નર નીમવામાં આવ્યો હતો તે આપણે જોઇ ગયા છીએ. ૧૮૫૩ ના કાયદાથી બંગાળ માટે નવો ગવર્નર અથવા લેફ્ટેનન્ટ-ગવર્નર નીમવાની ગોઠવણ પણ કરવામાં આવી હતી. સત્તાની આટલી વહેંચણી પણ અપૂર્ણ લાગવાથી આ નવો કાયદો ઘડવામાં આવ્યો, જેની રૂએ બોર્ડ ઑફ કંટ્રોલ અને ડિરેક્ટરોની સંમતિથી ગવર્નર-જનરલ ઈસ્ટ ઇન્ડિયા કંપનીને તાબેના કોઈ પણ મુલકને જુના ઇલાકાઓમાં ન જોડી દેતાં એક જાહેરનામું બહાર પાડી ખુદ પોતાના અખત્યારમાં લઈ તેના વહીવટ માટે યોગ્ય લાગે તેવા હુકમ ફરમાવી શકે.

આ વહીવટ ચલાવવા માટે ગવર્નર-જનરલ પોતા તરફથી એક ચીફ કમીશનર નીમે અને તેને પોતાની સત્તામાંથી યોગ્ય લાગે તેટલો ભાગ સુપ્રત કરે. આ પ્રમાણે મધ્ય પ્રાન્તો, આસામ અને બ્રહ્મદેશમાં ચીફ કમીશનરો નીમાયા, અને તેઓને વહીવટી બધી સત્તા આપવામાં આવી હતી. પણ કાયદા બાંધવાની સત્તા ગવર્નર-જનરલની કાઉન્સિલે પોતાની પાસે રાખી; જેથી તે તે પ્રાન્તો માટેના કાયદા વડી ધારાસભામાં પસાર કરવામાં આવતા. આ પદ્ધતિ પ્રમાણે આસામ, બ્રહ્મદેશ અને મધ્ય પ્રાન્તોમાં આ મુલકોની હકુમત ગવર્નર-જનરલ પોતેજ ધરાવતા હતા; અને એજન્ટો, કમીશનરો તે ગવર્નર-જનરલની વતી કામ કરનાર અમલદારો માત્ર હતા.

૧૬. કંપનીને પરવાનો તાજો કર્યે માત્ર ત્રણ વરસ થયાં ત્યાં ૧૮૫૭ નો બળવો જાગ્યો. તેને પરિણામે હિંદની હકુમત ઇસ્ટ ઇન્ડિયા કંપનીના હાથમાંથી લઇ બ્રિટિશ રાજ્ય સત્તાએ પોતાના હાથમાં લીધી. બોર્ડ ઑફ કંટ્રોલ અને કોર્ટ ઑફ ડિરેક્ટર્સ મારફત ચાલતી બેવડી હકુમતનો અંત આવ્યો. અને હિંદની રાજ્ય વ્યવસ્થાની છેવટની જવાબદારી બ્રિટિશ પાર્લમેન્ટે પોતાની પાસે રાખી. બ્રિટિશ પ્રધાન મંડળના એક સભાસદની નીમણુક હિંદના પ્રધાન ( સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇન્ડિયા ) ના નામથી કરી તેને પંદર સભાસદોની એક કાઉન્સિલ ( મંત્રિમંડળ ) મદદમાં આપી, બોર્ડ ઑફ કંટ્રોલ અને કોર્ટ ઑફ ડિરેક્ટર્સની સત્તા અનુક્રમે સુપ્રત કરી તથા હિંદુસ્તાનના આવક ખર્ચનું દર વરસનું સરવૈયું પાર્લમેન્ટમાં રજુ કરવાની આજ્ઞા કરી.

હિંદની હકુમત હાથમાં લેતી વખતે મહારાણી વિકટોરિઆએ પોતાની હિંદની પ્રજા જોગો એક ઢંઢેરો બહાર પાડી તેમને બ્રિટિશ છત્ર નીચે સમાનતા, ધાર્મિક સ્વતંત્રતા અને સામાજિક સ્વાધીનતાની ખાત્રી આપી. આ ઢંઢેરો હિંદની પ્રજા બ્રિટિશ રાજ્ય તરફની અમૂલ્ય બક્ષીસ તરીકે ગણી તેને પોતાનું મોટામાં મોટું હક પત્રક માને છે. લૉર્ડ કેનિંગે તે

---

× હિંદની હકુમત બ્રિટિશ રાજ્યની સીધી દેખરેખ નીચે લેતી વખતે મહારાણી વીકટોરીયાને આ દેશની પ્રજા તરફ કેટલો અપાર ભાવ અને લાગણી હતાં તે દર્શાવનાર બે ત્રણ પત્રો અહીં ટાંકવા જેવા છે.

ઢંઢેરો ઈ. સ. ૧૮૫૮ ના નવેંબર માસની પહેલી તારીખે બહાર પાડયો, અને તેની તાત્કાલિક ઘણી સારી અસર થવા પામી. એ ઢંઢેરો નીચે પ્રમાણે હતોઃ—

મુકામ અલાહાબાદ, સોમવાર, તા. ૧ નવેંબર ૧૮૫૮

માલિકા મોઆઝમા ઇગ્લિસ્તાન એઓનેત્યાંથી હિંદુસ્થાન માહેંના રાજા રજવાડા, તથા સરદાર, તથા બીજા લોકોને હેઠળ લખેલું મહેરબાનીનું જાહેરનામું પ્રસિદ્ધ કરવા સારૂ નવાબ ગવરનર જનરલ બહાદુરને હુકમ સાદર થયો છે. હિંદુસ્તાન માંહેના રાજા રજવાડા, તથા સરદાર, તથા બીજા લોકોને મલિકા મુઆઝમા દર ઇજ્જિસાલ કાઉન્સિલનું—

## જાહેરનામું.

વિકટોરીયા—ઈશ્વર કૃપાથી ગ્રેટબ્રિટન, તથા આયર્લાન્ડ આ સંયુક્ત રાજની તથા એ રાજના તાબામા યુરોપ, એશિયા, આફ્રિકા, અમેરિકા અને ઑસ્ટ્રેલેશિયા આ ખંડો મધ્યે જે વસાહતી, તથા ઉપરાજ્યો છે તે સર્વની મલિકે મોઆઝમા તથા ધર્મ સંરક્ષક.

---

(૧.)

લોર્ડ ડર્બી ઉપર મહારાણીનો પત્ર

બેબલ્સબર્ગ ૧૫ ઓગષ્ટ ૧૮૫૮

હિંદુસ્તાન માટેના ઢંઢેરાનો મુસદો તૈયાર કરવામાં આવ્યો છે તે સંબંધી મહારાણીને જે કાંઇ વાંધા છે તે સંપૂર્ણપણે લોર્ડ ડર્બીને સમજાવવા માટે લોર્ડ માલ્મ્સબરીને કહેવામાં આવ્યું છે. એ ઢંઢેરો જો

આજ સુધી હિંદુસ્થાન માહેલા મુલકનો રાજ્ય કારભાર અમારી વતી ઑનરેબલ ઇસ્ટ ઇંડિયા કંપની ચલાવતી હતી તે પોતેજ ચલાવવો એવું કેટલાએક મહત્વના કારણોથી પાર્લમેન્ટ સભામાં એકઠા થયેલા સ્પિરિચ્યુઅલ તથા ટેમ્પોરલ લૉર્ડ અને કોમન એઓની સલાહથી, તથા અનુમતિથી અમોએ ઠરાવ્યું છે.

---

લોર્ડ ડર્બી પોતે પોતાની ભાષામાં લખશે, તો મહારાણી ખુશી થશે. એ લખતાં લોર્ડ ડર્બીએ યાદ રાખવાનું છે કે આ ઢંઢેરો એક સ્ત્રી રાજ્ય કર્તા તરફથી પોતાની ૧૦૦,૦૦૦,૦૦૦ (દસ કરોડ) પૌર્વાત્ય પ્રજાને એક ક્રૂર આંતર વિગ્રહ પછી રાજ્યની લગામ પોતાના હાથમાં લેતી વખતે આપવાનો છે, અને તેમાં પોતાની ભવિષ્યની હકુમતમાં પાળવાનાં વચનો તથા પોતાના સમયના સિદ્ધાંતો સમજાવવાના છે. આ જાતના લખાણની અંદર ઉદારતા ધાર્મિકતા અને દયાની લાગણી સ્પષ્ટ રીતે દેખાઇ આવવી જોઇએ. બ્રિટિશ રાજ્યની રૈયત સાથે સમાનતામાં મૂકાવાથી હિંદીઓને જે હકો મળવાના તે અને સુધારાને પરીણામે જે સંપત્તિ દેશમા વધશે તે જતાવી આપવાં જોઇએ.

(૨)

સેક્રેટરી ઑફ સ્ટેટની કાઉન્સિલના કામકાજની પદ્ધતિમાં પણ મહારાણી વિક્ટોરિયા કેટલી કાળજી રાખતાં તે નીચેની યાદી ઉપરથી સ્પષ્ટ થશે.

ઓઝબોર્ન, ૪ સપ્ટેંબર ૧૮૫૮.

મહારાણી ઇચ્છે છે કે તેને રજુ કરવાના કામની પદ્ધતિ પરદેશ ખાતાની કામ કરવાની પદ્ધતિને ધોરણેજ રાખવી.

હિંદથી આવેલા બધા કાગળ પત્રો સેક્રેટરી ઑફ સ્ટેટે વાંચી મહારાણીને મોકલવા. એ પત્રો ઑફીસની પેટીમાં એમને એમ મોકલવામાં

વાસ્તે અમો હવે આ જાહેરનામાંથી જણાવીએ છીએ કે ઉપર લખ્યા પ્રમાણે સલાહ તથા અનુમતિ લઇને સદરહુ રાજ્ય કારભાર અમોએ અમારા હાથમાં લીધો છે; અને સદરહુ મુલક માંહેની અમારી સર્વ રૈયતને ફરમાવીએ છીએ કે અમારી સાથે, તથા અમારાં વારસોની સાથે, અને અમારા

હરકત નથી. માત્ર જ્યાં કોઇ પણ જાતના સ્પષ્ટીકરણની જરૂર હોય ત્યાં તે ઉમેરવું. મહારાણીની આગળ રજુ કર્યા સિવાય કોઇપણ જાતના હુકમો અથવા સૂચનાઓ બહાર પાડવાનાં નથી; એ જાતના હુકમોના મુસદ્દા એક જુદી પેટીમાં મોકલવા અને તેનાપર ' મંજૂરી માટે ' એમ શબ્દો લખવા.

સનદી નોકરીપરની નીમણુંક માટે મહારાણી સાથે વાતચિત કર્યા પહેલાં જે અમલદારની નીમણુક કરી હોય તેની સાથે કાંઇ પણ સંદેશા ચલાવવા નહિ.

કાઉન્સિલની બેઠકનો ટુંક હેવાલ મહારાણીને નિયમસર પહોંચાડવો.

કાઉન્સિલ આગળ ચર્ચવાના મહત્વના વિષયો સંબંધી સેક્રેટરી ઑફ સ્ટેટે મહારાણીની પ્રથમ મંજૂરી મેળવવી.

( ઢ. )

## મહારાણીનો લૉર્ડ કૅનિંગપર પત્ર.

વિંડસર કૅસલ, ર જી ડિસેમ્બર ૧૮૫૮.

લૉર્ડ કૅનિંગના ૧૯ મી અકટોબરના પત્રની મહારાણી પહોંચ સ્વીકારે છે, જે તેણીને ર૯ મી નવેંબરે મળ્યો, અને જેણે મહારાણીને ઘણાં ખુશી કર્યા છે.

તે વિશાળ મહારાજ્ય ( empire ) જે રાણીના તાજનો આવો ચળકતો હીરો છે; અને જેને મહારાણી સુખી સંતોષી અને શાન્ત જોવા ઇચ્છે છે તેની સાથે સીધા વ્યવહારમાં આવવામાં મહારાણીને ઘણો સંતોષ અને અભિમાન થાય છે. રાણી ઇચ્છે છે કે તેણીના

જાયનિશીનો સાથે તમોએ ઈમાનથી તથા ખરેખરા પ્રજાધર્મ પ્રમાણે ચાલવું; અને આજ પછી સદરહુ મુલકનો રાજ્ય કારભાર અમારે નામે તથા અમારી તરફથી ચલાવવા સારૂ જે જે વખતે જેની જેની નિમણુક અમે કરીએ તે તે અધિકારીઓનો હુકમ તમોએ માનતા જવું.

અમો અમારા ઘણા વિશ્વાસુ અને ઘણા પ્યારા મંત્રી નવાબ ચાર્લ્સ વાઈકાઉન્ટ કેનીંગ સાહેબનાં ઈમાન, યોગ્યતા, તથા શહાણપણ ઉપર પૂર્ણ વિશ્વાસ, અને ભરોંસો રાખીને તેઓને એટલે સદરહું વાઈકાઉન્ટ કેનિંગ સાહેબને સદરહુ મુલકમાં અમારા પહેલા વાઈસરોય તથા ગવર્નર જનરલ

---

ઢંઢેરાનુ જાહેરનામું એ એક નવા જમાનાની શરૂઆત કરે અને દિલગીરી ભરેલા ખુનખાર ભૂતકાળ આડો અંધાર પછેડો ઉભો કરી શકે!

રાણી સાંભળીને રાજી થયાં છે કે ઢંઢેરામાંનો ધર્મ સંબંધી ફકરો વાઈસરાય પસંદ કરે છે. તેણીએ એ ફકરાને ખાસ મહત્વ આપ્યું હતું.

વળી તેણીને દૃઢ વિશ્વાસ છે કે, તા. ૧ લી જાનેવારી સુધી બળવાના ગુનેહગારોની માફીની બક્ષીસ ( નવાજેશ ) આપવાથી કાંઇ ગંભીર નુકસાન થવા નહિ પામે.

\+ + × +

આજના તારમાં મહારાણીનો ઢંઢેરો વંચાયાના અને તેની સારી અસર થયાના ખબરો મળ્યા છે.

× × × ×

છેવટે રાણી લોર્ડ કેનિંગની ફતેહ માટે પોતાની સંપૂર્ણ સહાનુભૂતિ પ્રદર્શિત કરે છે, અને તેના ઉપરના પોતાના સંપૂર્ણ વિશ્વાસની ખાત્રી આપે છે.

ઠરાવીએ છીએ, તથા નિમીએ છીએ અને અમારે નામે સદરહુ મુલકનો રાજ્ય કારભાર ચલાવવાને, તેમજ એક મુખ્ય સ્ટેટ સેક્રેટરીની મારફતે જે જે હુકમ તથા કાયદા તેઓને વખતે વખતે અમારે ત્યાંથી પહોંચે તે પ્રમાણે હરેક બાબતમાં અમારે નામે, તથા અમારી તરફથી વહીવટ કરવાનો તેઓને અધિકાર આપીએ છીએ.

ઑનરેબલ્ ઈસ્ટ ઇંડિયા કંપનીએ હાલમાં જે જે મુલકી તથા લશ્કરી કામ ઉપર જે જે આસામીઓને નીમેલા છે તે સર્વને તે તે કામ ઉપર અમે કાયમ કરીએ છીએ આગળ જેવી અમારી મરજી થશે, અને જે કાયદા તથા કાનુન અમો ઠરાવશું તે પ્રમાણે ફેરફાર થશે.

અમો હિંદુસ્થાન માંહેલા રાજા રજવાડાઓને જાહેર કરીએ છીએ કે તેઓની સાથે ઑ. ઈસ્ટ ઇંડિયા કંપનીએ જે તહનામાં તથા કરારનામાં કર્યા હશે, અથવા જે સદરહુ કંપનીના હુકમથી થયાં હશે તે સર્વ અમારે કબુલ છે; અને અમો બરાબર પાળશું; તેજ પ્રમાણે રાજા રજવાડાઓએ પણ પોતાની તરફથી તે તહનામાં તથા કરારનામાં પાળવાં જોઈએ.

અમારૂં જે હાલનું રાજ્ય છે તે વધારવાની અમોને મુદ્દલ ઇચ્છા નથી. અમારાં રાજ્યને તથા રાજ્યાધિકારને ધકકો પહોંચાડવાને કોઇ યત્ન કરશે તો અમો તેને સજા કર્યા વગર રહેશું નહિ; અને તેજ પ્રમાણે બીજાના મુ લકને અથવા હકને ધકકો પહોંચે એવી વાત્ અમો કદી મંજુર કરશું નહિ. જે પ્રમાણે અમો અમારો અધિકાર, અમારો

દરજ્જો, અને અમારો મરતબો સંભાળી રાખીએ છીએ, તેજ પ્રમાણે હિંદુસ્થાન માંહેલા રાજા રજવાડાઓનો અધિકાર, તથા દરજ્જો અમો સંભાળી રાખીશું. રાજા રજવાડાઓની તથા અમારી રૈયતની આબાદાની, તથા બઢતી થાય એવું અમો ઇચ્છીએ છીએ; અને એ વાત દેશમાં સ્વસ્થતા અને સારા પ્રકારની રાજ્ય વ્યવસ્થા હશે તોજ બનશે.

અમારી બીજી સર્વ રૈયત બાબત જે રાજ્ય ધર્મ અમો અવશ્ય માનીએ છીએ તેજ રાજ્યધર્મ હિંદુસ્થાન માંહેના અમારા મુલકની રૈયત બાબત અમારે પાળવા જોઇએ એવું અમો સમજીએ છીએ; અને ઇશ્વરની કૃપાથી તે સર્વ વાસ્તવિક રીતે, તથા અંતઃકરણથી પાળશું.

ખ્રિસ્તિ ધર્મનાં ખરાપણાં ઉપર અમારો પૂરો વિશ્વાસ છે, અને ધર્મના યોગથી જે સમાધાન થાય છે તે સંભારીને અમો ઇશ્વરનો ઉપકાર માનીએ છીએ; એવું છે તો પણ ધર્મ સંબંધી અમારા જે વિચાર છે તેનો અમારી રૈયત પાસે સ્વીકાર કરાવવા બાબત સખતી કરવાનો અમારો અધિકાર નથી, તેમ તેવી ઇચ્છા પણ નથી. ધર્મ સંબંધી વિચારના તથા આચરણના સબબથી કોઇની તરફદારી થાય નહિ, અને કોઇને ઇજા થાય નહિ, અને કોઇને દુઃખ થાય નહિ; અને તેજ પ્રમાણે કાયદાનો આશ્રય સર્વને સમાન રીતે નિષ્પક્ષપાતપણે મળે એવી અમારી આજ્ઞા છે. અમારા સર્વ અધિકારીઓને અમારા સખત તાકીદ છે કે અમારી રૈયતની ધર્મ સંબંધી સમજણ, અથવા ભકિત વિષે તેઓએ કોઇ

પ્રકારે હાથ ઘાલવો નહિ; ઘાલશે તો તેઓની ઉપર અમારી મોટી ગેરમરજી થશે.

વળી અમારી એવી આજ્ઞા છે કે અમારી રૈયતમાં જે કોઇ વિદ્યાએ કરીને, તથા હુશિયારીએ કરીને, અને પ્રમાણિકપણે જે જે સરકારી કામો બજાવવાને લાયક હશે, તે તે કામો અનુકૂળ હશે તે પ્રમાણે બેફિક્ત, વગર તરફદારીએ તે લોકોને ન્યાત, અથવા ધર્મ ઉપર નજર રાખ્યા વગર આપવા.

બાપદાદાથી ચાલતી આવેલી જમીન ઉપર હિંદુસ્થાનનાં લોકોનો પ્યાર છે તે અમોને માલમ છે અને અમારા ધ્યાનમાં છે. સરકારનું વ્યાજબી લેણું હશે તે લઇને લોકોના જે જે હક હશે તે તેઓની પાસે સુરક્ષિત રાખવા, અને હરેક બાબતમાં કાયદા ઠરાવતી વખતે, તથા તે અમલમાં લાવતી વખતે હિંદુસ્થાનમાં જે પ્રાચીન હક, તથા વહીવટ, તથા રિવાજ ચાલતો આવ્યો હોય તે ઉપર યોગ્ય રીતે નજર રાખવી, એવી અમારી આજ્ઞા છે.

રાજ્યનાં લોભી માણસોએ પોતાના દેશના લોકોને ખોટું ખોટું સમજાવીને ફસાવ્યા, અને દંગો કરવાને પ્રવૃત્ત કીધા; એવાં તેઓનાં કામથી હિંદુસ્થાનનાં લોકોને ઇજા અને દુઃખ પ્રાપ્ત થયાં; તેણે કરી અમને ઘણું દુઃખ થયું છે. દંગો કરનારાઓનો પરાજય કરીને દંગો બેસાડી દીધો, એ ઉપરથી અમારૂં સામર્થ્ય સર્વને જાહેર થયું છે; પણ સદરહુ પ્રમાણે ફસેલા લોકોમાંથી જે પાછા યોગ્ય રીતે ચાલવા ઇચ્છે છે તેઓની ઉપર દયા કરીને તેઓના અપરાધની ક્ષમા કરવી, એવી અમારી મરજી છે.

વધારે ખુનરેજી ન થાય, તથા હિંદુસ્થાન માંહેના હમારા મુલકમાં સ્વસ્થતા વહેલી થાય એવા ઇરાદાથી એક પ્રાંતમાં તો અમારા વૉઇસરૉય, તથા ગવર્નર-જનરલે, આગળ જે દુઃખકારક દંગા થયા તેમાં જે લોકોએ સરકારની વિરૂદ્ધ ગુન્હા કીધા તેમાંના ઘણાખરા લોકોને, કેટલીએક સરતથી ગુન્હાની માફી થશે, એવી આશા દેખાડી છે. અને જેઓના ગુન્હા માફ કરવા લાયક નહિ હશે તેવા ગુન્હેગારોને શી શી સજા થશે તે પણ તેઓએ ઠરાવ્યું છે. સદરહુ તજવીજ અમારા વૉઇસરૉય, અને ગવર્નર-જનરલે કરી તે અમારે કબુલ મંજુર છે; અને એ સિવાય વળી અમો જાહેર કરીએ છીએ તે હેઠળ મુજબઃ—

અંગ્રેજ સરકારની રૈયતના ખુ. કરવામાં પ્રત્યક્ષ સંબંધ રાખવાની જેની ઉપર સાબીતી થઇ હોય, અથવા થાય તે ગુન્હેગારો ઉપર દયા કરવી તે, ન્યાય વિરૂદ્ધ છે; પણ તે સિવાય બાકીના સઘળા ગુન્હેગારો ઉપર દયા કરવામાં આવશે.

ખુની ગુન્હેગારોને જે લોકોએ જાણી જોઇને આશ્રય આપ્યો હશે, અથવા જેઓ દંગો કરવાને આગેવાન અથવા પ્રવર્તક થયા હશે તેઓને જીવદાન સિવાય બીજો કાંઇ દિલાસો દેવાતો નથી. પણ એવાં માણસો સરકારની સાથે બેઈમાન થવાને શા કારણથી પ્રવૃત્ત થયાં તેનો પકકો વિચાર તેઓની ઉપર સજા ઠરાવતી વખતે કરવામાં આવશે; અને મતલબી માણસે ખોટી વાત ઉઠાવી હોય તે છેકજ અવિચારથી ખરી માનીને જે લોકોએ ગુન્હા કીધા, એવું માલમ પડે, તે લોકો બાબત ઘણીજ રહેમ નજર રાખવામાં આવશે.

સદરહુ માણસો સિવાય જે લોક દંગામાં હોય અને લડાઇ કરતા હોય તેઓ જો પોતપોતાને ઘેર પાછા આવીને સ્વસ્થપણે

પોતપોતાનો ધંધો કરવા માંડશે તો, તેઓએ અમારી વિરૂદ્ધ, અમારાં રાજ્ય વિરૂદ્ધ, અને અમારા હરેન્જા વિરૂદ્ધ કરેલા સઘળા ગુન્હા વિસરી જઇને, કંઇ સરત કર્યા વગર તેઓને માફી, તથા ક્ષમા મળશે, એવો અમો આ જાહેરનામાથી દીલાસો આપીએ છીએ.

ગુન્હાની માફી, તથા મહેરબાની કરવા બાબતના જે નિયમ ઉપર લખ્યા છે તે પ્રમાણે આવતા જાનેવારી મહિનાની પહેલી તારીખ પહેલાં જે ચાલશે તે સર્વેને માફીના, તથા મહેરબાનીના સદરહુ ઠરાવ લાગુ કરવા, એવી અમારી આજ્ઞા છે.

ઇશ્વરની કૃપાથી જ્યારે હિંદુસ્થાનમાં સ્વસ્થતા થશે ત્યારે તે દેશના વેપાર ધંધાને ઉત્તજન આપવું, લોકોપયોગી અને લોકોનાં કલ્યાણનાં કામોની વૃદ્ધિ કરવી, અને તે દેશમાં રહેનારી અમારી સર્વ રૈયતનું સારૂં થાય એવી રીતે રાજ્ય કારભાર ચલાવવો, એવી અમારી અંતઃકરણથી ઇચ્છા છે. અમારી રૈયતની આબાદાની તેજ અમારૂં સામર્થ્ય, તેઓનો સંતોષ તેજ અમારા રાજ્યની મજબૂતી, અને તેઓની કૃતજ્ઞતા તેજ અમોને ઉત્તમ ફળ, એવું અમે માનીએ છીએ. રૈયતનાં કલ્યાણ બાબત અમારી જે આ ઇચ્છા છે તે પાર પાડવાને સર્વ શક્તિમાન જે પરમેશ્વર તે અમને, તથા અમારા અધિકારીઓને સામર્થ્ય આપે એવી અમારી પ્રાર્થના છે.

(True translation)

VENAYEK WASSOODEW,

Oriental Translator to Government.

૧૭. ઈ. સ. ૧૮૫૪ માં નાગપોરના ભોંસલે રાજા બિનવારસ ગુજરી જવાથી ગવર્નર-જનરલ લોર્ડ ડેલહાઉઝીએ તેનો મુલક

જપ્ત કર્યો, અને તેનાપર ગવર્નર-જનરલની દેખરેખ નીચે એક કમિશનર નીમ્યો. ઈ. સ. ૧૮૬૧ માં વાયવ્ય પ્રાન્તો નીચે મુકેલા સાઉગર અને નર્મદાનાં પરગણાંઓ આ મુલક સાથે જોડી તેનું મધ્ય પ્રાન્તો નામ આપવામાં આવ્યું, અને તેનાપર એક ચીફ કમીશનર નીમવામાં આવ્યો. ત્યારથી તે પ્રાન્ત એક નોન–રેગ્યુલેશન પ્રોવિન્સ તરીકે આજ સુધી ચાલતો આવ્યો છે. ઈ. સ. ૧૯૧૨ ની સાલમાં પસાર થયેલા ગવર્મેન્ટ ઓફ ઇન્ડિયાના કાયદા પ્રમાણે આ પ્રાન્તમાં હવે ધારા સભા સ્થાપવાનું ઠરાવવામાં આવ્યું છે.

ઈ. સ. ૧૮૭૪ માં આસામ પ્રાન્તને બંગાળા ઇલાકાથી જુદો પાડી તેની હુકમત માટે એક ચીફ કમિશનર નીમવામાં આવ્યો. ત્યાર પછી લૉર્ડ કર્ઝનના અમલ દરમ્યાન બંગાળા ઇલાકાના બે વિભાગ કરી પૂર્વ બંગાળને આસામ સાથે જોડી દેવામાં આવ્યો અને તેને માટે જુદો લેફ્ટેનન્ટ ગવર્નર (નાયબ હાકેમ) નીમવામાં આવ્યો. ઈ. સ. ૧૯૧૧ ના ડિસેમ્બરની બારમી તારીખના પ્રખ્યાત દેહલી દરબાર વખતે બંગાળા ઇલાકાને ફરી એકત્ર કરી તે પર ગવર્નર ઇન કાઉન્સિલ નીમવાનું ઠર્યું. અને આસામ પ્રાન્તને માટે ફરી ચીફ-કમિશનર નીમવામાં આવ્યો. પણ આ ચીફ–કમિશનરને વહીવટી મંડળ અને ધારાસભા બન્ને આપવામાં આવ્યાં.

ઈ. સ. ૧૮૭૬ પછી પંજાબની દક્ષિણે સિંધુ નદીના પશ્ચિમનો કેટલોક મુલક ખેલાતના ખાન પાસેથી વેચાતો લેવામાં આવ્યો, અને તેને અફઘાનિસ્તાનની દક્ષિણનો થોડો મુલક જોડી દઈ બ્રિટિશ બલુચિસ્તાન નામથી એક નવો પ્રાન્ત

બનાવવામાં આવ્યો છે અને તેની હકુમત એક એજન્ટને સોંપવામાં આવી છે.

ઈ. સ. ૧૯૦૧ માં લોર્ડ કર્ઝનના અમલ દરમિયાન સિંધુ નદીના કાંઠાનો પેશાવર પાસેનો મુલક પંજાબથી જુદો પાડી તેને વાયવ્ય સરહદનો મુલક (North-West Frontier Province) એ નામથી સ્થાપવામાં આવ્યો છે. અને તેની હકુમત એક ચીફ કમિશનરને સોંપવામાં આવી છે. તેજ વખતે જુના વાયવ્ય પ્રાન્તનું નામ હવેની સ્થિતિમાં અયોગ્ય હતું, એટલે તે ફેરવીને તેનું નામ આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાન્તો ( ટુંકમાં સંયુક્ત પ્રાન્તો ) રાખવામાં આવ્યું છે.

૧૮. ઈ. સ. ૧૮૫૭ ના બળવાથી વિલાયતમાં ઈસ્ટ ઈન્ડિયા કંપનીનો અંત આવ્યો. અને તેને બદલે બ્રિટિશ રાજ્યે હિંદની હકુમતની સીધી જવાબદારી પોતાને માથે લીધી તે આપણે જોઇ ગયા. પણ આ ફેરફારથી હિંદની અંદરની વ્યવસ્થામાં કાંઈ મહત્વના ફેરફાર કરવામાં આવ્યા નહિ. માત્ર ગવર્નર-જનરલને વાઈસરૉય ( શહેનશાહના પ્રતિનિધિ )નો વિશેષ ખેતાબ આપવામાં આવ્યો. વળી બળવો દાબી દેવા માટે ભારે કરજ કરવાની જરૂર પડી હતી. અને તેટલા માટે હિંદુસ્તાનની નાણા સંબંધી સ્થિતિ તપાસવા તથા તેમાં જરૂર જોઇતા સુધારા કરવા માટે એક કાબેલ નાણા શાસ્ત્રી બોલાવવાની ફરજ પડી. આથી વડી સરકારની વહીવટી કાઉન્સિલમાં એક સભાસદ વધારવો પડ્યો. અને તે જગ્યાપર મિ. જેમ્સ વિલ્સન નામે સુપ્રસિદ્ધ નાણાં શાસ્ત્રીને નીમી તેને ખજાનચીનો ખાસ હોદ્દો આપવામાં આવ્યો. તેજ વખતે લૉર્ડ

કેનિંગે વહીવટી કાઉન્સિલના સભાસદોને જુદાં જુદાં ખાતાં વહેંચી આપી તે તે ખાતાના ઉપરી અમલદારો બનાવી વિલાયતના પ્રધાન મંડળના ધોરણ ઉપર રચના કરી, જે આજ સુધી ચાલી આવી છે. લાર્ડ કૉર્નવૅાલિસના વખતથી વહીવટી કાઉન્સિલ માત્ર સલાહ આપનાર મંડળ રહ્યું હતું, અને તેની કામ કરવાની પદ્ધતિ પણ એવી હતી કે જેથી કામનો નિકાલ બહુ અસંતોષકારક રીતે આવતો અને ગવર્નર-જનરલપર કામનો બોજો ઘણો વધી ગયો હતો, જ્યારે બાકીના સભાસદો માથે કોઈ જાતની જવાબદારી કે કામ કરવાની વૃત્તિ રહે એવું હતું નહિ. આ બધું દૂર કરી લૉર્ડ કેનિંગે દરેક સભાસદને એક એક ખાતાના ઉપરી બનાવી તે સંબંધી જવાબદારી સોંપી અને જ્યારે બે ખાતાંઓ વચ્ચે મતભેદ થાય અથવા કોઈ સ્થાનિક સરકારની ભલામણ વિરૂદ્ધ કામ લેવાનો કોઇ ખાતાનો અભિપ્રાય થાય ત્યારેજ તે સવાલ આખી કાઉન્સિલ આગળ મૂકાય, એમ ઠરાવ્યું. આ પ્રમાણે લોર્ડ કેનિંગે વાઈસરાયપરના કામનો બોજો ઓછો કર્યો. અને વહીવટી કાઉન્સિલ હવેથી તેના નામ પ્રમાણે કામ કરનાર મંડળ થયું.

ત્યાર પાછી ૧૮૬૧ માં બે અગત્યના કાયદાથી હિંદના રાજ્ય કારોબારમા ફેરફાર કરવામાં આવ્યા. તેમાનો પહેલો ઇન્ડિયન કાઉન્સિલ્સ એકટ હતો. આ કાયદાથી વડી સરકારના વહીવટી મંડળમાં, અને ધારાસભામાં અગત્યના ફેરફાર કરવામાં આવ્યા. વાઈસરૉયના વહીવટી મંડળમાં એક પાંચમો સામાન્ય સભાસદ વધારવામાં આવ્યો. આ પાંચ

સભાસદોમાથી ત્રણ તો હિંદી સનદી નોકરીના ઓછામા ઓછા દસ વર્ષના જુના સભાસદ હોવા જોઇએ. અને એક પાચ વર્ષ સુધી ધંધો ચલાવેલ બૅરિસ્ટર હોવો જોઇએ આ ઉપગત વડા સેનાધિપતિને અસાધારણ સભાસદ નીમવાની સત્તા કાયમ રાખવામા આવી.

કાયદા ઘડવાના કામ માટે ગવર્નર-જનરલની કાઉન્સિલમા ઓછામા ઓછા છથી વધારેમા વધારે બાર સુધી વધારાના સભાસદો નીમવાની સત્તા ગવર્નર-જનરલને આપવામાં આવી. આ સભાસદોમાથી અર્ધી સંખ્યા બિન-સરકારી (સરકારની સનદી વા લશ્કરી નોકરીમા ન હોય તેવા) સભાસદોની જોઇએ વળી જે જે પ્રાન્તમા વડી ધારાસભા મળે તે તે પ્રાન્તના લેફ્ટેનન્ટ ગવર્નરને ધારાસભામા વધારાના સભાસદ તરીકે બેઠક મળવી જોઇએ

૧૮૫૩ ના કાયદા પ્રમાણે સ્થપાયેલ ધારાસભાએ પોતાની કાર્ય પદ્ધતિ બ્રિટિશ પાર્લમેન્ટના ધોરણ ઉપર રચી હતી. અને તેણે સરકારના વહીવટી હુકમો સબધી સવાલો પૂછી તથા તે હુકમોના વાસ્તવિકપણા વિષે ચર્ચા ચલાવી અણઘટતી સ્વતત્રતાનો જોસ બતાવ્યો હતો આપરથી નવા ધારાસભાનુ કામ માત્ર કાયદા ઘડવાનુ અથવા નવા કાયદાના મુસદ્દા (બિલ) ઉપર ચર્ચા કરવાનું ઠરાવવામા આવ્યુ.

તે ઉપરાત ખાસ જરૂરના પ્રસગોએ કાઉન્સિલને પૂછ્યા વગર જાહેરનામા મારફત હુકમો કહાડવાની અસાધારણ સત્તા વાઇસરૉયને આપવામા આવી આ પ્રમાણે કહાડવામા આવેલા જાહેરનામાની મુદ્દત છ માસની ઠરાવવામા આવી

૧૮૩૩ ના પરવાનાના કાયદાથી મુંબાઇ અને મદ્રાસની સરકારની કાયદા ઘડવાની સત્તા લઇ લેવામાં આવી હતી તે હવે પછી સોંપવામાં આવી. અને વાઇસરાયની ધારાસભાના નમૂના ઉપર ઈલાકાની ધારાસભામાં પણ એડવોકેટ જનરલ અને બીજા વધારાના સભાસદો નીમવાની સત્તા ગવર્નરને આપવામાં આવી; અને વળી ધારાસભા અને ઈલાકેદાર ધારાસભાના કાર્ય પ્રદેશની વ્યાખ્યા કરવામાં આવી. પણ ઈલાકેદાર સરકારે પસાર કરવા ધારેલા કાયદા માટે ગવર્નર–જનરલની પ્રથમ મંજૂરી મેળવવાનું ફરજીઆત ધોરણ ઠરાવ્યું, અને તે ઉપરાંત સ્થાનિક ધારાસભામાં પસાર થયેલ બિલો માટે ગવર્નર–જનરલની સંમતિ મળે ત્યારેજ તે કાયદાના રૂપમાં આવી શકે એમ ઠરાવવામાં આવ્યું. ઉપરનાંજ ધોરણે બંગાળા પ્રાંત માટે ધારાસભા નીમવા માટે એક જાહેરનામું કહાડવાની વાઇસરાયને ભલામણ કરવામાં આવી; અને તેજ પ્રમાણે જ્યારે તેને યોગ્ય લાગે ત્યારે વાયવ્ય પ્રાન્તો (હાલના સંયુક્ત પ્રાન્તો) અને પંજાબ માટે પણ ધારાસભા રચવા માટે સત્તા આપવામાં આવી. આ પ્રમાણે બંગાળ પ્રાંતમાં ઈ. સ. ૧૮૬૨ માં, સંયુક્ત પ્રાન્તો માટે ૧૮૮૬ માં, અને પંજાબ માટે ઈ. સ. ૧૮૯૭ માં ધારાસભાઓ સ્થાપવામાં આવી.

ઈ. સ. ૧૮૬૧ નો બીજો મહત્વનો કાયદો તે હિંદની હાઈકોર્ટો સ્થાપવાનો કાયદો હતો. તે કાયદાથી મહારાણીએ ખાસ ફરમાન (લેટર્સ પેટન્ટ) થી કલકત્તા, મદ્રાસ, અને મુબાઇમાં ન્યાયની વડી અદાલતો સ્થાપી. અને તે સ્થપાયાથી

જૂની સદર અદાલતો અને વડી અદાલતો (સુપ્રીમ કોર્ટ) રદ કરવામાં આવી. દરેક અદાલત એક મુખ્ય જજ અને વધારેમાં વધારે પંદર ન્યાયાધીશોની બનવી જોઇએ. આ સંખ્યામાંથી એક તૃતીયાંશ બૅરિસ્ટરો જોઇએ અને ઓછામાં ઓછા એક તૃતીયાંશ સિવિલ સર્વિસના નોકરોમાંથી નીમાવા જોઇએ. બધા ન્યાયાધિશોની નીમણુક રાજા કરે, અને તે નીમણુક રાજાની મરજી પડે ત્યાં સુધી ચાલે. હાઇકોર્ટને પોતાના તાબાની બધી કોર્ટોના કામકાજની દેખરેખ રાખવાનું તથા તેમને માટે નિયમો ઘડવાનું પણ હતું.

આજ ધોરણ ઉપર ઈલાકેદાર શહેરમાં સ્થપાયેલ હાઈકોર્ટો જેવી બીજી એક હાઈકોર્ટ સ્થાપવાની સત્તા પણ આ કાયદામાં આપવામાં આવી હતી. તે પ્રમાણે ઈ. સ. ૧૮૬૬ માં અલ્લાહાબાદની હાઈકોર્ટ સ્થપાણી.

હિંદની હકુમત રાજ્યના હાથમાં સોંપાણી તેને અવલંબીને જે જે કાયદાઓ રચવાની જરૂર લાગી તેનો અહીં અંત આવે છે, અને હવે પછીના કાયદાઓ ૧૮૫૮ અને ૧૮૬૧ ના કાયદાઓમાં થોઠા ઘણા ફેરફાર કરવાને માટેજ રચાયા છે.

ઈ. સ. ૧૮૬૫ નો હિંદી હાઈકોર્ટનો કાયદો જુદી જુદી હાઈકોર્ટના અમલનો વિસ્તાર નક્કી કરવાની સત્તા ગવર્નર-જનરલની વહીવટી કાઉન્સિલને આપે છે.

૧૮૬૯ નો કાઉન્સિલ ઑફ ઇન્ડિયાનો એક્ટ ઇન્ડિયા કાઉન્સિલના સભાસદોની જગ્યા પૂરવાની સત્તા સેક્રેટરી

ઑફ સ્ટેટને આપે છે. તથા સભાસદની નીમણુકની મુદત ૧૦ વર્ષની ઠરાવે છે.

૧૮૭૪ ના ઇન્ડિયા કાઉન્સિલ ઍકટથી વાઇસરૉયની વહીવટી સભામાં જાહેર બાંધ કામ ખાતાનો છઠો સભાસદ -નીમવાની ગોઠવણ કરવામાં આવી.

ઈ. સ. ૧૮૭૬ માં રાણી વિકટોરિયાએ હિંદની મહારાણી ( કેસરેહિંદ ) નું પદ,ધારણ કર્યું.

ઈ. સ. ૧૮૮૯ ના કાઉન્સિલ ઑફ ઇન્ડયા એકટથી સેક્રેટરી ઑફ સ્ટેટને પોતાની કાઉન્સિલમાં ખાલી પડતી જગાઓ પૂરવાની મના કરી, સભાસદોની સંખ્યા પંદર ઉપરથી ઘટાડી દશ ઉપર લાવવાની સત્તા આપવામાં આવી.

ઈ. સ. ૧૮૯૨ ના ઇન્ડિયન કાઉન્સિલ્સ એકટથી હિંદની ધારાસભાઓને વિસ્તૃત કરવામાં આવી, અને તે માટે સભાસદોની નીમણુકને લગતા નિયમો કરવાની સત્તા ગવર્નર-જનરલની કાઉન્સિલને આપવામાં આવી. તેમજ ધારાસભાના કામકાજ ઉપર ઈ. સ. ૧૮૬૧ ના એકટથી જે અંકુશ મૂકવામાં આવ્યો હતો તે દૂર કરી વાર્ષિક બજેટ ઉપર તકરાર કરવાની, અને વિગતોની માગણી કરનારા સવાલો પૂછવાની અમુક શરતોથી રજા આપવામાં આવી.

ઈ. સ. ૧૯૦૪ ના ઇન્ડિયન કાઉન્સિલ એકટથી ગવર્નર-જનરલની વહીવટી સભામાં છઠો સભાસદ નીમવાની સત્તા કાયમ રાખી તેને જાહેર બાંધકામ ખાતા ઉપરજ નીમવાની ખાસ ફરજમાંથી મુક્ત કરવામાં આવ્યો.

ઈ. સ. ૧૯૦૫ માં વ્યાપાર અને ઉદ્યોગ ખાતું નવું સ્થાપી તેના ઉપર કાઉન્સિલનો સાતમો સભાસદ નીમવામાં આવ્યો.

ઈ. સ. ૧૯૦૭ ના કાઉન્સિલ ઑફ ઇન્ડિયા એકટથી ઇન્ડિયા કાઉન્સિલના સભાસદોની સંખ્યા સેક્રેટરી ઑફ સ્ટેટની મુનસફી ઉપર ૧૦ થી ૧૪ ની ઠરાવવામાં આવી. તેમના હોદ્દાની મુદત સાત વરસની કરવામાં આવી. અને તેમનો પગાર દર વરસે ૧૨૦૦ પાઉંડ હતો તે ઘટાડીને ૧૦૦૦ પાઉંડ કરવામાં આવ્યો; તેજ વખતે એ કાઉન્સિલમાં બે હિંદી સભાસદોની નીમણુક કરવામાં આવી.

ઈ. સ. ૧૮૦૮ ના નવેંબર માસની ૨ જી તારીખે ઈ. સ. ૧૯૫૮ ના મહારાણી વિક્ટોરિયાના ચિરસ્મરણીય ઢંઢેરાને પચાશ વર્ષ પૂરાં થયાં તે પ્રસંગની યાદગીરીમાં શહેનશાહ એડવર્ડ સાતમાએ હિંદના રાજારજવાડા અને પ્રજાઓ જોગ એક બીજો ઢઢેરો બહાર પાડયો. એ ઢંઢેરામાં મહારાણીએ પોતાના ઢંઢેરામાં સ્થાપિત કરેલ સિદ્ધાંતોને ફરી સ્પષ્ટપણે સ્વીકારવામાં આવ્યાં; છેલ્લાં પચાશ વર્ષના ઇતિહાસનું અવલોકન કરવામાં આવ્યું; જાહેર નોકરીની લાયકાતમાં નાતે જાતના તફાવત દૂર કરવાના પ્રયત્નો ભૂતકાળમાં થયા છે, તે વધારે ત્વરાથી અને આગ્રહપૂર્વક ચાલુ રાખવામાં આવશે, એવું વચન આપ્યું; અને પ્રજાકીય સંસ્થાઓ જેની અજમાયશ ધીમે ધીમે કરવામાં આવતી હતી તેનો વિસ્તાર કરવાનો સમય આવી ચૂકયો છે અને હીંદી પ્રજાનો સુશિક્ષિત વર્ગ કેળવણી અને અનુભવને

લઈને કાયદા બાંધવામાં અને વહીવટ ચલાવવામાં ઉપયોગી ભાગ લેવાને લાયકાત ધરાવનાર થયો છે એવો સરકારનો અભિપ્રાય જાહેર કરવામાં આવ્યો. તે પ્રમાણે અમલ કરવા માટે સેક્રેટરી આફ સ્ટેટ અને વાઇસરૅાયનું વહીવટી મંડળ વિચાર ચલાવે છે જેનું પરિણામ થોડા વખતમાં બહાર પડશે એમ પણ જણાવવામાં આવ્યું. છેવટે નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ અને તેની મહોરદારની હિંદની મુસાફરી અને તેને પરિણામે તેઓને લાગેલી હિંદ માટેની કાળજી અને ઉંડી લાગણીનો ઉલ્લેખ કરી ઢંઢેરો સમાપ્ત થાય છે.

ઈ. સ. ૧૯૦૯ માં લોર્ડ મોર્લિ-મિન્ટોના નામથી પ્રખ્યાત થયેલ સુધારાને પરિણામે કાયદા ઘડાયા. જેની રૂએ બંગાળ, મુંબાઇ, મદ્રાસ અને વાઇસરૅાયની વહીવટી કાઉન્સિલમાં એક એક દેશી સભાસદની નીમણુક થઇ, ધારાસભાઓનાં ધોરણો, સભાસદોની સંખ્યા, તેની કામ કરવાની પદ્ધતિ વગેરેમાં મોટા ફેરફારો થયા.

આ સુધારાથી ધારાસભાના સભ્યોની નીમણુક અમુક મંડળોની ભલામણ પરથી ગવર્નર કરતા હતા તે બદલીને સીધી ચૂંટણીનું તત્વ દાખલ કરવામાં આવ્યું. વડી ધારાસભામાં ૬૮ સભાસદો અને સ્થાનિક ધારાસભાઓમાં ૪૦ થી ૫૦ સભ્યોની સંખ્યા કરવામાં આવી. વડી ધારાસભામાં સરકારી બહુમતિ રાખવામાં આવી પણ સ્થાનિક ધારાસભામાં બિન સરકારી સભ્યોની બહુમતિ આપવામાં આવી. બજેટની ચર્ચામાં પ્રથમ માત્ર સામાન્ય ચર્ચા થતી તે ધોરણ બદલીને તેને બદલે એ ચર્ચાના બે વિભાગ કરવામાં આવ્યા.

(૧) સામાન્ય ચર્ચા—અગાઉના ધોરણ પ્રમાણે (૨) જુદા જુદા ખાતાના સભાસદો પોતપોતાના ખાતા સંબંધી વિગતો રજુ કરે અને સભા એ પ્રમાણેની રકમો મંજૂર કરે અથવા રદ કરે. આ ઠરાવો માત્ર સલાહકારી ગણાતા એટલે તે પ્રમાણે અમલ કરવાની સરકાર માથે ફરજ ન હતી. વળી તે ઉપરાંત જાહેર મહત્વના સવાલો વિષે ધારાસભામાં ઠરાવ લાવી તે ઉપર ચર્ચા કરવાનો સભ્યોને નવો હક મળ્યો.

આ પ્રમાણે મિન્ટો—મોર્લિના સુધારાથી ધારાસભાના સભાસદોની સંખ્યામાં અને દેશના વહીવટની વિગતો ઉપર ટીકા કરવાની સત્તામાં ઘણો વધારો થયો; પણ જ્યાં સુધી જવાબદારીનો અંશ તેમાં આમેજ કરવામાં આવે નહીં ત્યાં સુધીની ટીકા નકામી થઇ પડે છે. પ્રજાકીય મંડલોમાં ટીકા કરતાં સભાસદોને ધ્યાન રાખવાનું હોય છે કે જો તેઓની ટીકા વાજબી હશે અને તેના જોરથી સરકારી પક્ષ હારશે તો તેઓ રાજીનામું આપશે અને દેશનો વહીવટ ટીકા કરનાર પક્ષે કરવો પડશે; એટલે એ ટીકા હમેશ જવાબદારીની દૃષ્ટીથીજ કરવામાં આવે છે, પણ હિંદમાં વહીવટ કરનાર સરકારી પક્ષ અને ટીકા કરનાર પ્રજાકીય પક્ષને પોતાનાં સ્થાન અદલા બદલ કરવાનો પ્રસંગ આવેજ નહીં એટલે તેમની ટીકામાં અતિશયોક્તિ અને અવ્યાવહારિકપણાના અંશ આવે જ આવે. આથી એક તરફથી દેશમાં અસંતોષના પરમાણુઓ વધતા જાય અને બીજી તરફથી પ્રજાકીય સભાસદોને રાજવહીવટના કામનો પરિચય થાય નહીં એ સ્થિતિ ઉદ્ભવી. એટલા માટે હિંદિઓને જવાબદાર રાજ્યતંત્ર આપવાની જરૂર ઉભી

જણાઇ અને એનો પ્રકાર સ્પષ્ટ કરવા નામદાર વાઇસરાયની સાથે સેક્રેટરી ઓફ સ્ટેટ મી. મોન્ટેગ્યુ જોડાયા. ઇ. સ. ૧૯૧૪ માં યુરપીય વિગ્રહ શરૂ થયો અને તેમાં નાનાં મોટા બધાં રાજ્યોને સ્વનિયંત્રણ ( self-determination ) નો હક હોવો જોઇએ એ સિદ્ધાંત આગળ આવ્યો તે પ્રમાણે હિંદના રાજ્યબંધારણમાં પણ પ્રજાકીય દિશામાં ફેરફાર કરવાની આવશ્યકતા જણાઇ. ઈ. સ. ૧૯૧૫ માં મુંબાઇમાં ભરાયલી હિંદી રાષ્ટ્રીય સભાના પ્રમુખસ્થાનેથી મી. એસ. પી. સિંહે ( હાલના લોર્ડ સિંહે ) હિંદીપ્રજાની માગણી સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરી; તેમાં મુખ્ય એક માગણી એ હતી કે બ્રિટિશ સરકારે હિંદ માટેની પોતાની રાજ્યનીતિનું અંતિમ ધ્યેય સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરવું અને તેને અમલમાં મૂકવા માટે ચોક્કસ પગલાં ભરવાં. આ સૂચના અનુસાર બ્રિટિશ સરકારે તા. ૨૪ અગષ્ટ ૧૯૧૭ ને રોજ પાર્લમેન્ટમાં હિંદી પ્રધાન મી. મોન્ટેગ્યુને મુખેથી નીચે પ્રમાણે જાહેર કર્યું:–નામદાર શહેનશાહની સરકારની રાજ્યનીતિનું ધ્યેય, જેની સાથે હિંદી સરકાર સંપૂર્ણ રીતે સંમત છે તે, હિંદીઓને રાજ્યવહીવટની દરેક શાખામાં વિશેષ પ્રમાણમાં યોજવાનું અને બ્રિટિશ સામ્રાજ્યના એક મહત્વના અંગભૂત અંશ તરીકે હિંદમાં જવાબદાર રાજ્યસત્તા સ્થાપિત કરવાના હેતુથી સ્વાધીન સત્તા ભોગવનારી સંસ્થાઓનો ધીમો વિકાસ કરવાનું છે. તેઓએ ઠરાવ્યું છે કે આ દિશામાં નિશ્ચિત મહત્વનાં પગલાં જેમ બને તેમ જલદી ભરવાં અને એ પગલાં શાં હોવાં જોઇએ તેનો નિર્ણય કરવા પહેલાં તે જરૂરનું છે કે

હિંદ અને વિલાયતના મુખ્ય સત્તાધીશો વચ્ચે છુટથી કોઇ પણ અંતરાય વગર વિચારોની આપલે થવી જોઇએ એટલા માટે નામદાર શહેનશાહની સંમતિથી સરકારે ઠરાવ્યું છે કે આ વિષયમા પ્રતિનિધી મંડળોના અને બીજાઓના અભિપ્રાયો મેળવવા અને પ્રાન્તિક સરકારો સાથે વાઇસરાય જોડે મસલત કરવા માટે મારે હિન્દની મુલાકાત લેવાનું વાઇસરાયનું નિમંત્રણ સ્વીકારવું.

મારે ઉમેરવું જોઇએ કે આ રાજ્યનીતિમા પ્રગતી એક પછી એક લેવાતા પગલાથીજ થઇ શકે. બ્રિટિશ સરકાર અને હિંદી સરકાર જેના ઉપર હિંદનો પ્રજાઓની આબાદી અને ઉન્નતિની જવાબદારી આધાર રાખે છે તેઓજ દરેક પગલાના સમય અને વિસ્તારની હદ ઠરાવી શકે અને તેમ કરવામાં જેઓના ઉપર સેવાના નવા હક બક્ષવામાં આવ્યા છે તેઓએ બતાવેલા સહકાર અને જવાબદારીની ભાવના ઉપર એ સમય અને એ હદ રચાશે

આ સૂચનાઓને પ્રજાની ચર્ચા માટે પુષ્કળ વખત આપવામા આવશે અને યોગ્ય વખતે તે પાર્લમેન્ટ રૂબરૂ રજુ કરવામા આવશે ”

આ જાહેરનામાની તત્કાલ જાદુઇ અસર થઇ. બ્રિટિશ સરકારે હિંદને સ્વરાજ્ય ભોગવનાર સંસ્થાનની સાથે મુકેલું જોઇ, તેની દાનત વિષેનો વહેમ દૂર થયો, અને દેશને નવી આશાઓના અંકુર ફૂટવા માંડયા. ઇ સ. ૧૯૧૮ નો શિયાળો મી મોન્ટેગ્યુ અને વાઇસરાયે દેશના મુખ્ય શહેરોમા ફરી ગ ઈ મુખ્ય મુખ્ય સંસ્થાઓના પ્રતિનિધિઓના અભિપ્રાય

સાંભળી તે ઉપરથી પોતાની સૂચનાઓનો રિપોર્ટ ઘડી કાઢવામાં આવ્યો. એ રિપોર્ટ હિંદી રાજકીય સાહિત્યમાં અગત્યનું સ્થાન ધરાવનાર થઇ પડયો છે. તેની અંદર અત્યાર સુધી જે દિશામાં સુધારાઓ થયા છે તેનું સિંહાવલોકન કરી હવે પછી કરવાના સુધારાની નવી દિશા બતાવવામાં આવી છે અને તેને અંગે જુદાં જુદાં ખાતાઓમાં- ન્યાયાધિકારી અને કાયદા રચનાના, વહીવટના, નાણા વિષય સંબંધીવગેરેમાં-કેવી રીતના ફેરફાર કરવા આવશ્યક છે તે સમજાવવામાં આવ્યું છે, અને એ ફેરફારોની વિગતમાં ઉતરી સૂચનાઓ કરવા માટે લોર્ડ સાઉથબરોના પ્રમુખપણા નીચે બે કમિટિ અને લોર્ડ મેસ્ટનના પ્રમુખ પણા નીચે એક ત્રીજી કમિટિ નીમવામાં આવી. અને એ કમિટિઓના રિપોર્ટ પરથી વિગતવાર ભલામણોનો ખરડો પાર્લમેન્ટ સન્મુખ રજુ કરવામાં આવ્યો. આમ કરવાનો એક હેતુ એ હતો કે મિન્ટો-મોર્લિના સુધારા સંબંધી એક ટીકા એવી કરવામાં આવી હતી કે તે વખતે પાર્લમેન્ટે કાયદો પસાર કરી તે અનુસાર કરવામાં આવનાર નિયમો રચવાની સત્તા હિંદ સરકારને આપી હતી; અને હિંદ સરકારે નિયમો રચવામાં મૂળ કાયદાની ઉદાર નેમને કેટલીક રીતે ઉંધી વાળી હતી. આટલા માટે આ વખતે એવો નિયમ કરવામાં આવ્યો કે સુધારેલા કાયદા પ્રમાણે રચવાના નિયમોનો ખરડો પણ પાર્લમેન્ટ સન્મુખ રજુ કરવો. આ પ્રમાણે રજુ થયેલ કાયદો તથા નિયમો અમીરોની સભા અને આમની સભામાંથી ખાસ ચૂંટી કાઢેલ એક સિલેકટ કમિટિ આગળ મૂકવામાં આવ્યા અને તે કમિટિ એ વિગતવાર તપાસને અંગે કરેલી ભલામણો મુજબ પાર્લમેન્ટે તે મંજૂર

કર્યો. નવા કાયદાના મુખ્ય સિદ્ધાંતોને નીચે પ્રમાણે ટુંકામાં દર્શાવી શકાય.

(૧) સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં જેટલો બને તેટલો કોઇ પણ જાતના બહારના અંકુશ શિવાય, પ્રજાકીય સભાસદોને સ્વતંત્ર હક આપવો.

(૨) જવાબદાર રાજ્યતંત્રનાં શરૂઆતનાં પગલાં પ્રાન્તોમાં ભરવાનાં છે. માટે તેઓને જવાબદારીવાળા કામનો અમુક ભાગ હમણાંથીજ સોંપવો અને પછી જવાબદારીની ભાવના જેમ જેમ વધુ કેળવાય તેમ વધારે ને વધારે વિષયો સોંપતા જવા. એટલા માટે અમુક વિષયોમાં કાયદા બાંધવાની, વહીવટ ચલાવાની અને નાણાંની જોગવાઇ કરવાની બધી જવાબદારી પ્રજાકીય સભાસદોને સોંપી તેને હિંદ સરકારનાં અંકુશમાંથી મુકત કરવો.

(૩) હિંદ સરકાર હજી પાર્લમેન્ટના અંકુશની નીચે જ રહેવી જોઇએ. એટલા માટે મહત્વની બાબતોમાં તેની સત્તા કાયમ રહેવી જોઇએ. પ્રાન્તોને સોંપેલી સત્તાનો ઉપયોગ કેવી રીતે થાય છે તે જોયા શિવાય આ સત્તા ઘટાડવી એ સલાહકારક નથી; પણ તે દરમિયાન હિંદી ધારાસભાના સભ્યોની સંખ્યા અને સરકારી રાજ્યનિતી ઉપર અસર કરવાની તેની સત્તામાં ઉદાર વધારો કરવો.

(૪) જે પ્રમાણે ઉપરના ફેરફારો ફત્તેહમંદ જણાય તેમ તેમ સેક્રેટરી ઓફ સ્ટેટ અને હિંદ સરકારનો કાબુ ઓછો કરતો જવો અને એ રીતે દેશને જવાબદાર રાજ્યતંત્રના માર્ગ પર મૂકવો.

આ સિદ્ધાંતો પ્રમાણે જે નવું બંધારણ થયું તેની વિગત જુદા જુદા વિષયોને લગતાં પ્રકરણમાં આપવામાં આવી છે. આ ફેરફારોથી બ્રિટિશ સરકારનું હિંદ પ્રત્યેની રાજ્યનિતીનું લક્ષ્ય બિન્દુ ફેરવાયું છે અને એ ફેરફાર ટુંકામાં મોન્ટેગ્યુ –ચેમ્સફર્ડ રિપોર્ટના શબ્દોમાં જ નીચે પ્રમાણે દર્શાવી શકાયઃ અત્યાર સુધી બ્રિટિશ રાજ્યનીતિનું સૂત્ર સુરાજ્ય હતું, પણ હવે માત્ર હિંદની હકુમત કરવી એ પૂરતું નથી. " **હિંદી પ્રજાની રાજકીય આકાંક્ષાઓ પણ ભેગાભેગી સંતોખવી એ જરૂરનું છે** " આ સાલની શરૂઆતથી [ ઇ. સ. ૧૯૨૧ ] આ યોજનાનો અમલ થઇ ચુકયો છે અને તેથી હિંદી પ્રજાની રાજકીય આકાંક્ષાઓ કેટલે દરજ્જે સંતોખાય છે એ હવે જોવાનું છે.

---

## પ્રકરણ ૩ જું.

## સેક્રેટરી ઑફ સ્ટેટ અને કાઉન્સિલ.

૧. બ્રિટિશ પાર્લમેન્ટની જવાબદારી-સેક્રેટરી ઑફ સ્ટેટ-ઇંડિયા કાઉન્સિલ ઇંડિયા કાઉન્સિલનું કામ-તેનો સેક્રેટરી ઑફ સ્ટેટ સાથે સબંધ તેની કાર્યપદ્ધતિ.

૧. બ્રિટિશ હિંદના રાજ્ય વહીવટની છેલ્લી જવાબદારી બ્રિટિશ પાર્લમેન્ટની છે; એટલા માટે હિંદુસ્તાનમાંની સરકારનાં કામકાજ ઉપર દેખરેખ રાખવા, તથા તેમના કામકાજના ધારા ધોરણ ઘડવાનું કામ પ્રધાન મંડળમાંના એક સભાસદને સેક્રેટરી ઑફ સ્ટેટના હુદ્દા સાથે સોંપવામાં આવે છે; અને

તેની મદદમાં હિંદુસ્તાનના અનુભવવાળા તેમજ બીજા કેટલાક ખાસ લાયકાતવાળાઓનું એક મંડલ આપવામાં આવે છે જેને ઇંડિયા કાઉન્સિલનું નામ આપવામાં આવ્યું છે. આ મંડલની સંખ્યા મૂળ પંદરની હતી. હવે તે સંખ્યા આઠ અને બારની વચ્ચે સેક્રેટરી ઓફ સ્ટેટની મરજી પ્રમાણે રહે છે; આ સભાસદોની નિમણુક સેક્રેટરી ઓફ સ્ટેટ કરે છે, અને તે પાંચ વરસ ચાલે છે, પણ ખાસ પ્રસંગોમાં એ નિમણુકને બીજાં પાંચ વરસ સુધી લંબાવી શકાય છે; ખાસ લાયકાત સિવાયના સભાસદે ઓછામાં ઓછા દશ વરસ સુધી બ્રિટિશ હિંદુસ્તાનમાં નોકરી અથવા વસવાટ કરેલી હોવી જોઇએ, અને નિમણુક વખતે હિંદ છોડયે પાંચ વરસથી વિશેષ સમય થયો ન હોવો જોઇએ. આ કાઉન્સિલના સભાસદને પાર્લમેન્ટમાં બેસવાનો હક નથી.

૨. ઇંડિયા કાઉન્સિલની ફરજ સેક્રેટરી ઓફ સ્ટેટની દેખરેખ નીચે હિંદુસ્તાનના રાજ્ય વહીવટના ઉપર દેખરેખ રાખવાનું અને હિંદુસ્તાન સાથે પત્રવ્યવહાર ચલાવવાનું છે. સેક્રેટરી ઓફ સ્ટેટ આ કાઉન્સિલનો પ્રમુખ છે અને તે એક ઉપપ્રમુખ નીમી શકે છે. કાઉન્સિલની બેઠક સામાન્ય રીતે અઠવાડીયામાં એક વખત થાય છે. બેઠકમાં સેક્રેટરી ઓફ સ્ટેટ ગેરહાજર હોય તો તેમાં થયેલા ઠરાવોને સેક્રેટરી ઓફ સ્ટેટ આગળ રજુ કરી તેની લેખીત મંજુરી મેળવવી જોઇએ.

સેક્રેટરી ઓફ સ્ટેટે કરવા ધારેલા દરેક હુકમ બહાર પડયા પહેલાં, કાઉન્સિલની બેઠક મળતા પહેલાં સાત દિવસ સુધી કાઉન્સિલના ટેબલ ઉપર મૂકવામાં આવે છે; પણ આ

નિયમ જુની પદ્ધતિ પ્રમાણે ખાનગી કમિટિ માર્ફત મોકલવાના હુકમોને લાગુ પડતો નથી.

અમુક બાબતોમાં, ખાસ કરી હિંદુસ્તાનની આવક તથા ખર્ચ સંબંધમાં, સેક્રેટરી ઓફ સ્ટેટે કરવાના હુકમો માટે તેની કાઉન્સિલની બહુમતિ મેળવવી જોઇએ છે, બાકીની બધી બાબતોમાં સેક્રેટરી ઓફ સ્ટેટ પોતાની કાઉન્સિલના મત વિરૂધ્ધ હુકમ ફરમાવી શકે છે જ્યાં જ્યાં મતભેદ હોય ત્યાં દરેક સભાસદને પોતાનો મત કારણો સહિત લેખીત દર્શાવવાનો હક છે.

આ પ્રમાણે ઈંડિયા કાઉન્સિલ એક સલાહકારક મંડળ છે. તેને કોઇ નવું પગલું ભરવાની સત્તા નથી. તેમજ સેક્રેટરી ઓફ સ્ટેટના કામનો આડે આવવાની સત્તા પણ ઓછી છે. ખર્ચની બાબતમાં પણ જ્યારે જ્યારે પ્રધાન મંડળે કરેલા ઠરાવની રૂએ સેક્રેટરી ઓફ સ્ટેટ વર્તે ત્યારે ઇંડિયા કાઉન્સિલ થી તેનાં વચ્ચે આવી શકાતુ નથી; ઉદાહરણ તરીકે કોઈ રાજ્ય સામે વિગ્રહ આરંભવાનો હુકમ સેક્રેટરી ઓફ સ્ટેટ પોતાની સત્તાથી આપી શકે છે. એટલે પછી તે માટેના ખર્ચની વ્યવસ્થા ઈંડિયા કાઉન્સિલે મંજુર કર્યા સિવાય છુટકો રહેતો નથી.

કાઉન્સિલનું કામ વ્યવસ્થા સર બજાવવાના હેતુથી તેની પેટા કમિટિઓ પાડવામાં આવે છે. અત્યારે નીચે પ્રમાણે કમિટિઓ છે. ૧. નાણા ખાતું, ૨. રાજકીય અને ખાનગી, ૩. લશ્કરી, ૪. ઉપજ અને આંકડા, ૫. જાહેર બાંધકામ, ૬. ન્યાય ખાતું અને જાહેર, ૭. સરસામાન (સ્ટોર).

સેક્રેટરી ઓફ સ્ટેટની ઓફીસ જે ઇંડિયા ઓફીસ કહેવાય છે તેમા કાયમી અંડરસેક્રેટરીની દેખરેખ નીચે જુદાં જુદાં ખાતાં હોય છે અને આ દરેક ખાતાને લગતું કામ ઇંડિયા કાઉન્સિલની ઉપર કહેલી પેટા કમિટિઓ કરે છે.

હિંદુસ્તાનની બધી ઉપજનો ઉપયોગ માત્ર હિંદુસ્તાનની હકુમતના કામ માટેજ કરવાનો છે. અને બધો ખરચ ઇંડિયા કાઉન્સિલના કાબુ હેઠળ મૂકવામાં આવ્યો છે. હિંદની ઉપજમાંથી કોઇપણ રકમ ઇંડિયા કાઉન્સિલની મંજુરી વગર કોઇપણ કામ માટે આપી શકાય નહિ. પરરાજ્યના હુમલા અટકાવવા અથવા પાછા વાળવાના પ્રસંગ અથવા એવાજ બીજા અગત્યના પ્રસંગ સિવાય હિંદની સરહદ બહારના મુલકમાં લઈ જવામાં આવેલી લ્હડાઇના ખરચનો હિસ્સો હિંદની તીજોરીમાંથી આપતાં પહેલાં પાર્લમેન્ટના બન્ને મંડળ ( હાઉસ ઓફ લોર્ડઝ અને હાઉસ ઓફ કામન્સ )ની મંજુરી લેઇએ.

બ્રિટિશ હિંદુસ્તાનની આવક અને ઉપજનો હિસાબ દર વરસ પાર્લમેન્ટ સમક્ષ રજુ કરવામાં આવે છે, અને તે હિસાબ તપાસવા માટે બ્રિટિશ તીજોરી ખાતાનો પ્રધાન એક અમલદાર ( ઓડીટર ) નીમે છે.

બ્રિટીશ પાર્લમેન્ટના બન્ને મંડળમાં હિંદુસ્તાન વિષેની ચર્ચામાં સરકાર તરફથી ભાગ લેવા માટે એક અમલદારની હાજરીની જરૂર છે. તેથી સેક્રેટરી ઓફ સ્ટેટ પોતાના તરફથી બીજા મંડળમાં એક અમલદાર નીમે છે તે ( પાર્લમેન્ટનો ) અંડર સેક્રેટરી કહેવાય છે.

અત્યાર સુધી સેક્રેટરી ઓફ સ્ટેટ તથા તેની ઓફીસનો બધો ખર્ચ હિંદને માથે પડતો. માત્ર બ્રિટિશ તિજોરીમાંથી મદદ તરીકે વાર્ષિક રૂ. ૫૦,૦૦૦ પૌન્ડની રકમ થોડાં વરસ થયાં આપવામાં આવતી. પણ નવા સુધારાની રૂએ સેક્રેટરી ઓફ સ્ટેટની ઓફિસનો કુલ ખર્ચ બ્રિટિશ તિજોરીને માથે નાખવામાં આવ્યો છે અને એ રીતે હિંદને બ્રિટિશ સંસ્થાનોની હારમાં મૂકવામાં આવ્યું છે.

હિંદના ઉપયોગને માટે વિલાયતમાં ખરીદવામાં આવતા માલ સંબંધી ગોઠવણ કરવાનું કામ પણ ઇંડિયા કાઉન્સિલને માથે પડતું. નવા સુધારા પછી આ રીતિમાં ફેરફાર કરવામાં આવ્યો છે અને હિંદી સ્ટોર ખાતું જુદું પાડી તે ઉપર એક અમલદારની નીમણુક હિંદ સરકાર કરે છે; તે અમલદાર હાઇકમિશનર કહેવાય છે. હિંદી રેલ્વે વગેરે માટે વેચાતો લેવામાં આવતો માલ બધો તેની માર્ફત ખરીદાય છે; તે ઉપરાંત વિલાયતમાં અભ્યાસ કરતા હિંદી વિદ્યાર્થીઓની દેખરેખ રાખનાર ખાતું પણ તેના હસ્તક મૂકવામાં આવ્યું છે.

આ ઉપરાંત એક બીજો મહત્વનો ફેરફાર કરવામાં આવ્યો છે તે પાર્લામેન્ટના બન્ને મંડળમાંથી નવ નવ સભાસદોની બનેલી એક હિંદી બાબતો ઉપર દેખરેખ રાખનારી કાયમની સભા સ્થાપવાને લગતો છે. કંપનીના હાથમાં હિંદની હકૂમત હતી ત્યાં સુધી તેના પરવાના ફરી મંજુર થવા દર વીસ વર્ષે આવતા, ને તે વખતે પાર્લામેન્ટ ખાસ કમીટિ નીમી હિંદની હકૂમતની બારીક તપાસ કરાવતી, પણ કંપનીનો

અમલ બંધ થયા પછી એ પદ્ધતિ ફરી ગઈ અને પાર્લામેન્ટના હાથમાં હિંદની હકૂમત આવી ત્યારથી પાર્લામેન્ટે એ બાબત ઉપર લક્ષ ન આપતાં બધી સત્તા સેક્રેટરી ઓફ સ્ટેટને આપી દીધી. આ અનિષ્ઠ પરિણામ દૂર કરવા અને હિંદના વહીવટમાં રસ લેવા માટે આ નવી સંયુકત કમિટિ નીમવામાં આ ી છે જે હિંદને લગતા પાર્લામેન્ટ સમક્ષ આવતા હરેક વિષય ઉપર તપાસ ચલાવી રિપોર્ટ કરી શકે.

---

## પ્રકરણ ૪ થું.

### હિંદ સરકાર.

૧. હિંદ સરકાર -૨. પરદેશ ખાતુ સૈનિક ખાતુ -સ્વદેશ ખાતુ -મહેસૂલ અને ખેતીવાડી ખાતું -નાણા ખાતું -વ્યાપાર ન્યાયાધિકાર ખાતું --કેળવણી ખાતું ઉદ્યોગ ખાતું.

૧. સેક્રેટરી ઓફ સ્ટેટની કાઉન્સિલની દેખરેખ નીચે હિંદુસ્તાનનો અમલ ચલાવનાર સર્વોપરિ મંડળ હિંદ સરકાર અથવા વડી સરકાર (ગવર્નમેન્ટ ઓફ ઇંડિયા) કહેવાય છે આ સરકારનું કામ આખા દેશને લગતા સવાલો વિષે વિચાર ચલાવી યોજનાઓ ઘડવાનું તથા સ્થાનિક સરકારોના કામકાજ ઉપર દેખરેખ રાખવાનું છે. ઉદાહરણ તરીકે,—પરરાજ્યો સાથે સંબંધ, દેશના રક્ષણ માટે લશ્કર અને નૌકા સૈન્યની ગોઠવણ, ટપાલ, તાર, રેલવે, વગેરે જાહેર ઉપયોગનાં ખાતાંઓની હકુમત, દેશની હકુમતના ખર્ચ માટે કરવી જોઈતી કર, કરજ આદી દ્વારા નાણાંની સવડ વગેરે કામ ગવર્નમેન્ટ ઓફ ઇંડિયાનું છે.

વડી સરકારના મુખ્ય અમલદાર વાઇસરૉય ( શહેનશાહના પ્રતિનિધિ) અથવા ગવર્નર-જનરલ કહેવાય છે; તેની નીમણુક સેક્રેટરી ઓફ સ્ટેટની ભલામણપરથી શહેનશાહ કરે છે; અને તે ઘણું ખરૂં પ્રધાન મંડળના પક્ષનો રાજદ્વારી પુરૂષ હોય છે. તેની નિમણુક પાંચ વરસ માટે હોય છે, જે દરમ્યાન તેનાથી દેશ છોડી જઈ શકાતું નથી. તેને પગાર તરીકે વરસના રા લાખ રૂપીઆ મળે છે. દેશની હકુમતના કામમાં તેને મદદ કરવા બેમંડળો આપવામાં આવ્યાં છે. ૧ વહીવટી મંડળ ( એકિઝકયુટિવ કાઉન્સિલ ) અને ૨ ધારાસભાઓ ( લેજિસ્લેટીવ એસેમ્બ્લી અને કાઉન્સિલ ઓફ સ્ટેટ ).

વહીવટી મંડળમાં વાઇસરાય ઉપરાંત સાત સાધારણ સભાસદો હોય છે, અને તે ઉપરાંત વડો સેનાપતિ એ અસાધારણ સભાસદ ગણાય છે, આ સભાસદો અને વાઇસરાય વચ્ચે નીચે પ્રમાણે કામની વહેંચણી કરવામાં આવી છે.

| | | |
|---|---|---|
| ૧. | ગવર્નર-જનરલ | પરદેશ ખાતું. |
| ૨. | વડો સેનાપતિ | લશ્કર ખાતું. |
| ૩. | સ્વદેશ ખાતાનો સભાસદ | સ્વદેશ ખાતું. |
| ૪. | મહેસુલી સભાસદ—મહેસુલ, ખેતી, અને જાહેરબાંધકામ ખાતાં— | |
| ૫. | નાણાં ખાતાનો સભાસદ ( ફાઇનેન્સ મેમ્બર ). | નાણાં ખાતું. |
| ૬. | ન્યાય ખાતાનો સભાસદ ( લીગલ મેમ્બર ). | કાયદા બાંધનાર ખાતું. |
| ૭. | વ્યાપારી સભાસદ | વ્યાપાર |

૮. કેળવણી સભાસદ-કેળવણી અને સ્થાનિક સ્વરાજ્ય
( એજ્યુકેશનલ મેમ્બર ) ખાતાં.

૯ ઉદ્યોગ ખાતાના સભાસદ.

આટલા સભાસદો, જેની નિમણુક સેક્રેટરી ઓફ સ્ટેટની ભલામણપરથી શહેનશાહ કરે છે તેની વાઈસરાયની વહીવટી કાઉન્સિલ બને છે. દરેક ખાતું એક એક સભાસદને સોંપવામા આવ્યું છે, અને તે તે ખાતાનું કામ કરવા એક સેક્રેટરી, એક ડેપ્યુટી સેક્રેટરી, વગેરે જોઈતા અમલદારો હોય છે.

વહીવટી મંડળના સભાસદોની નિમણુક પણ પાચ વર્ષ માટે હોય છે, તેઓની સંખ્યામાથી ત્રણ હિંદુસ્તાનમાં છેલ્લા દસ વર્ષથી રાજ્યની નોકરીમાં હોવા જોઈએ ન્યાય ખાતાનો સભાસદ ઇગ્લાંડ, આયર્લાંડ અથવા સ્કોટલાંડનો બારિસ્ટર અથવા ઓછામા ઓછા દશ વર્ષથી કોઇ હાઇ કોર્ટનો વકીલ હોવો જોઇએ.

સામાન્ય રીતે દરેક ખાતાના તુમારો તે તે ખાતાના સેક્રેટરી તૈયાર કરી સભાસદ આગળ રજુ કરે છે. અને સામાન્ય વિષયોમા તે સભાસદનો ઠરાવ તે ગવર્નર-જનરલ ઇન કાઉન્સીલના ઠરાવ બરાબર ગણાય છે. પરંતુ જ્યા જ્યા બે ખાતાં વચ્ચે મતફેર હોય, કે જ્યા સ્થાનિક સરકારના અભિપ્રાય વિરૂદ્ધ સભાસદનો અભિપ્રાય થતો હોય તે બધા તુમાર ગવર્નર-જનરલ આગળ રજુ કરવા જોઇએ. આવા તુમારપર ગવર્નર-જનરલ પોતેજ હુકમ આપે અથવા વહીવટી મંડળની બેઠકમાં રજુ કરવાનો હુકમ આપે. વહીવટી મંડળની બેઠક

અઠવાડીયામાં એક વાર સામાન્ય રીતે મળે છે. તે વખતે જે જે ખાતાના તુમાર રજુ કરવાના હોય, તે તે ખાતાના સેક્રેટરી હાજર રહે છે, અને નિર્ણય થતાં તેની નોંધ લેછે. મતભેદ હોય તો બહુમતિથી કામ લેવામાં આવે છે. પણ ગવર્નર–જનરલને કાઉન્સિલના ઠરાવને રદ કરવાની સત્તા આપવામાં આવેલી છે. આ ઠરાવો પર ગવર્નર-જનરલની કાઉન્સિલના હુકમથી સેક્રેટરી સહી કરે છે.

નવા સુધારાની રૂયે પ્રાન્તોની અંદર જવાબદાર રાજ્યતંત્ર નીમવાનું હોઇ રાજ્ય વહીવટના વિષયોના બે વિભાગ કરવાની જરૂર જણાઇ. ( ૧ ) સમસ્ત હિંદને લગતા વિષયો અને ( ૨ ) પ્રાન્તિક વિષયો. આમાં સમસ્ત હિંદને લગતા વિષયોની હકૂમત હિંદ સરકાર પાસે રહી અને પ્રાન્તિક વિષયોની હકૂમત જુદી જુદી પ્રાન્તિક સરકારોને સોંપવામાં આવી. આ વિભાગ પ્રમાણે નીચેના વિષયો હિંદ સરકાર પાસે રહ્યા, અને બાકીના બધા વિષયોની હકૂમત પ્રાન્તિક સરકારને સોંપવામાં આવી:—

૧ હિંદનું રક્ષણ:નૌકા સૈન્ય, લશ્કર અને વાયુનું સૈન્ય અને તેને લગતું બધું કામકાજ

૨ પરદેશો સાથેના સંબંધ ( પરદેશીને દેશના વતની-ના હક આપવા-naturalisation– ના નિયમો તથા પરદેશમાં યાત્રા (હજ) વગેરેના નિયમો સાથે )

૩ દેશી સંસ્થાનો સાથેનો વ્યવહાર.

૪ રાજ્યપ્રકરણી ખાતું. ( Political Dept. )

૫ રેલ્વે, એરોપ્લેન વગેરે.

૬ સમુદ્રના માર્ગોનું અને તેમાં ફરતાં બારકસોનું નિયમન.
૭ દીવાદાંડી, બોયાં, વગેરે.
૮ દરિયાઇ ઇસ્પિતાલો.
૯ મોટાં બંદરો.
૧૦ ટપાલ, તાર, ટેલિફોન, દોરડાં વગરના તાર વગેરે.
૧૧ જકાત, આવકવેરો, મીઠા પરનો કર અને એવા વહી સરકાર હસ્તકના કરો.
૧૨ નાણું અને સિક્કા.
૧૩ હિંદનું પ્રજાકીય કરજ.
૧૪ સેવિંગ્સ બેન્ક.
૧૫ ઓડિટ ડિપાર્ટમેન્ટ (હિસાબ તપાસણી ખાતું).
૧૬ દિવાની કાયદો અને પ્રોસીજર.
૧૭ વ્યાપાર, શરાફી અને વિમાના વિષયો સુદ્ધાંત.
૧૮ વ્યાપારી મંડળો અને બીજી સંસ્થાઓ.
૧૯ ઉદ્યોગનાં ખાતાંઓની પ્રગતી.
૨૦ અફીણની ઉપજ, બનાવટ અને વેચાણ ઉપરનો અંકુશ.
૨૧ સ્ટેશનરી અને સામાન, દેશમાં બનેલો અને બહારથી આવેલ.
૨૩ પેટ્રોલિયમ અને સળગી ઉઠે એવા પદાર્થો ઉપર અંકુશ.

૨૪ ભુસ્તર માપણી.
૨૫ ખનિજ પદાર્થો ઉપરનો અંકુશ.
૨૬ વનસ્પતિની સર્વે.
૨૭ નવા શોધો અને ડિઝાઇનો.
૨૮ કોપી રાઇટ.
૨૯ ફોજદારી કાયદો અને પ્રોસીજર.
૩૦ મધ્યસ્થ પોલિસ.
૩૧ હથીઆર અને દારૂ ગોળા ઉપર અંકુશ.
૩૨ શોધ ખોળ અને ઉત્તરાભ્યાસનાં મધ્યસ્થ ખાતાંઓ.
૩૩ ઇકલેઝિએસ્ટિકલ નિયમન.
૩૪ હિંદની સર્વે.
૩૫ પ્રાચીન શોધ ખોળ ખાતું
૩૬ પ્રાણીઓની સર્વે.
૩૭ હવામાન ખાતું.
૩૮ વસ્તિ ગણતરી અને આંકડા.
૪૦ સમસ્ત હિંદી નોકરીઓ.
૪૧ માન અકરામ, યુનિફોર્મ વગેરે.
૪૨ જાહેર નોકરીનું કમિશન.

૨. હવે આપણે દરેક ખાતાની ટુંકી તપાસ કરીએ.

(૧) પરદેશ ખાતું—આ ખાતું ગવર્નર-જનરલના પોતાનાજ હાથમાં રહે છે, તેમાં હિંદની આસપાસ આવેલાં રાજ્યો સાથે સંબંધ, સરહદ ઉપર આવેલી જાતો સાથેનો વહીવટ અને દેશની અંદરના દેશી રાજ્યો સાથેનું કામકાજ, સમાયલું છે. તે ઉપરાંત અજમેર—મેરવાડા, બ્રિટિશ

બલુચિસ્તાન, વાયવ્ય સરહદનો પ્રાન્ત ( નોર્થવેસ્ટ ફ્રન્ટિયર પ્રોવિન્સ.) અને આસામની હકુમત આ ખાતાની દેખરેખ હેઠળ ચાલે છે. બહુજ ઘાટા સંબંધવાળાં પરરાજ્યો અફઘાનિસ્તાન અને સરહદ પરની બીજી જાતો, ઈરાન, દક્ષિણ અરબસ્તાન, ચીન અને સિયામ છે. દેશી રાજ્યો સાથે એક પદ્ધતિથી કામ લેવામાં આવતું નથી, પણ તેનો આધાર તે તે રાજ્ય સાથેના કોલકરારો સનદો અને રીત રીવાજ પર આધાર રાખે છે. ઈ. સ. ૧૮૭૭ ના દેહ્લી દરબાર વખતે બધા દેશી રાજાઓએ બ્રિટિશ રાજ્યને સાર્વભેમ તરીકે સ્વીકાર્યું છે. મોટાં દેશી સંસ્થાનોમાં ગવર્નમેંટ ઓફ ઇન્ડિયાના પ્રતિનિધી તરીકે રેસીડેન્ટો રહે છે.

આ ઉપરાંત પરદેશ ખાતાની દેખરેખ નીચે નીચેનાં ખાતાં મૂકવામાં આવ્યાં છે. ૧. ઈમ્પીરિયલ સર્વિસ ટ્રૂપ્સ ( બ્રિટિશ રાજ્યને મદદ કરવા દેશી રાજાઓએ રાખેલાં લશ્કર ); ૨. ઈમ્પીરિયલ કેડેટકોર [ દેશી લશ્કરના ઉંચા હુદ્દાનુ શિક્ષણ આપવાની શાળા ]. આ શાળામાં દેશી રાજાઓના કુટુંમ્બના તથા જમીનદાર વર્ગના યુવાનોને લશ્કરી તાલીમ આપી દેશી લશ્કરમાં ઉચા હોદ્દા આપવાની ગોઠવણ કરવામાં આવી છે. ૩. રાજકુમાર કોલેજો. ૪. દેશની અથવા સરકારની માનવંતી નોકરી કરનાર માટેના ખિતાબો આપવાનું ખાતું.

( ૨ ) હિંદુસ્તાનના લશ્કરનો સર્વથી મોટો ઉપરી વાઇસરાય છે. અને લશ્કરનો વડો કારોબારી અમલદાર સેનાપતિ [ કમાન્ડર ઇન ચીફ ] છે. આના હાથમાં લશ્કરની તાલીમ,

ગોઠવણ, રહેવાશ, ઐચ્છિક લશ્કર, [ વોલન્ટીયર્સ ], તથા લશ્કરનું વૈદકી ખાતું વગેરે આવેલા છે. લશ્કર માટે સામાન પુરો પાડવાનું ખાતું ( મિલીટરી સપ્લાઇ ડીપાર્ટમેન્ટ ) જે જુદું હતું તે હવે વડા સેનાપતીની તાબેદારી નીચે મૂકવામા આવ્યુ છે.

( ૩ ) સ્વદેશ ખાતું—આ ખાતાનો સભાસદ હિંદુસ્તાનની સનદી નોકરીનો આગેવાન સભાસદ હોય છે, તે ખાતામા દેશની આતર વ્યવસ્થાની દેખરેખ રાખવાની હોય છે દિવાની અને ફોજદારી કાયદાનો અમલ, પોલિસ જાહેર સુખ શાન્તિ, વૈદક, બંદીખાના, વગેરે ખાતાઓ આ સભાસદ તપાસે છે મુખ્યત્વે કરી આ બાબતોના વહીવટ સ્થાનિક સરકારો કરે છે એટલે આ ખાતાનું મુખ્ય કામ સ્થાનિક સરકારના કામપર દેખરેખ રાખવાનુ છે. તે ઉપરાત આન્ડમાન ટાપુના થાણાનો વહીવટ ખાસ આ ખાતાને સોપવામા આવ્યો છે દેશના વહીવટના કામમા લાગેલા ઉચા દરજ્જાના અમલદારો, હિંદી સનદી નોકરી, હિંદી વૈદકી નોકરી, હિંદી કેળવણી ખાતાની નોકરી, હિંદી જગલ ખાતાની નોકરી, હિંદી પોલિસ નોકરી વગેરેના સભાસદો હોય છે આ બધી હિંદી નોકરીઓને લગતું કામકાજ આ ખાતુ બજાવે છે; તે ઉપરાત કલકત્તા ઈમ્પીરિયલ લાઈબ્રેરી, ઈમ્પીરિયલ રેકર્ડ ઓફિસ અને પ્રાચીન શોધખોળ ખાતાની દેખરેખ આ ખાતા નીચે મૂકવામા આવી છે

( ૪ ) મહેસુલ અને ખેતીવાડી ખાતાનું કામ નીચે પ્રમાણે છે.–

(૧) જમીનની મહેસુલ સંબંધી દેખરેખ. (૨) ખેતીવાડી સંબંધી શોધખોળ. (૩) ખેતીવાડીના સુધારા. (૪) દુકાળનો અટકાવ ( ફેમિન રિલીફ ). તે ઉપરાંત જાહેર બાંધકામ ખાતું પણ આની સાથે જોડી દેવામાં આવ્યું છે.

( ૫ ) નાણાં ખાતું. આ ખાતું એક ખાસ સભાસદના હાથમાં મૂકવામાં આવે છે. આ સભાસદ વિલાયતથી બોલાવેલ નાણાંશાસ્ત્રી હોય છે, અથવા સનદી નોકરીમાંથી આ ખાતાની ખાસ લાયકાતવાળો અમલદાર હોય છે. આ ખાતાનું કામ વડી સરકાર અને પ્રાન્તિક સરકારોનાં ઉપજ ખર્ચ સંબંધે દેખરેખ રાખવાનું, સરકારી નોકરોના પગાર, રજા, પેન્શન વગેરેને લગતા સવાલોપર નિર્ણય કરવાનું અને ચલણ સંબંધી તથા શરાફી કામકાજ સંબંધી ઠરાવ કરવાનું છે. તે ઉપરાંત ઉપજનાં બીજાં સાધનો જેવાં કે અફીણ, મીઠું, સ્ટાંપ, ગાંજો વગેરે માદક પદાર્થો પરના કર, આવક વેરો વગેરેની દેખરેખ તથા સરકારી ટંકશાળોની દેખરેખ આ ખાતાને સોંપવામાં આવે છે. આ ખાતાંની બે શાખાઓ હોય છે. ( ૧ ) સનદી હિસાબ ખાતું ( ૨ ) લશ્કરી હિસાબ ખાતુ. તેમાંથી પહેલું ખાતું વડી સરકારના તથા બધી પ્રાન્તિક સરકારના હિસાબ કિતાબ તૈયાર કરે છે. આ ખાતાનો ઉપરી કન્ટ્રોલર અને ઑડિટર જનરલ કહેવાય છે અને તેની કચેરીમાં સમસ્ત હિંદના આવક ખર્ચના આંકડા તૈયાર થાય છે; તેના હાથ નીચે દરેક ઇલાકા અને પ્રાન્તવાર એકાઉન્ટન્ટ-જનરલ હોય છે; તેનું કામ પોતપોતાના પ્રાન્તની આવક અને ખર્ચની નોંધ રાખી સ્થાનિક સરકારે કરેલું દરેક ખર્ચ તેને આપેલી મંજૂરીની હદમાં છે કે નહીં એ તપાસવાનું છે; આ એકાઉ-

ન્ટેન્ટ-જનરલનાં ખાતાં ઉપર સ્થાનિક સરકારોને કંઈજ અખત્યાર નથી; બલકે આ ખાતાંઓ સ્થાનિક સરકારના ખર્ચ ઉપર દેખરેખ રાખનાર વડી સરકારના પ્રતિનિધિ રૂપ છે. એટલે આ ખાતાંની માર્ફત વડી સરકાર દર સ્થાનિક સરકારના ખર્ચ ઉપર દેખરેખ રાખી શકે છે.

(૬) ન્યાયાધિકારી ખાતાના ઉપરી તરીકે અનુભવ અને હુશીઆરીવાળો બારિસ્ટર નિમાય છે; તેનું કામ દેશને માટે કાયદાના મુસદ્દા તૈયાર કરવાનું, અને વડી સરકાર તેમજ સ્થાનિક સરકારોને બધી બાબતો પર કાયદાની સલાહ આપવાનું છે.

આ ખાતાને ધારા સભાના કામમાં મોટો ભાગ લેવાનો હોય છે, ધારા સભાની બેઠકો, તેનો હેવાલ, વગેરેની ગોઠવણ કરવાનું કામ પણ આ ખાતાને કરવાનું છે; આ સંબંધી વિશેષ ઉલ્લેખ ધારા સભાના પ્રકરણમાં આવશે.

(૭) વ્યાપાર ખાતું—આ ખાતું લોર્ડ કર્ઝનની સરકારે ઈ. સ. ૧૯૦૫ માં સ્થાપ્યું. તેના ઉપર વ્યાપારી બાબતોના ખાસ અનુભવવાળાને નિમવામાં આવે છે. આ ખાતામાં વ્યાપાર, ઉદ્યોગ, રેલ્વે, પોસ્ટ ઓફીસ, તાર ખાતું, જકાત, આંકડા, કોલસાની અને બીજી ખાણો, પેટંટો વગેરે બાબતોનો સમાવેશ થાય છે. ટુંકામા દેશના વ્યાપાર સુધારા, વધારાને લગતી દરેક બાબત સાથે તેને લાગેવળગે છે. રેલ્વેને લગતું કામકાજ આ ખાતાની દેખરેખ નીચે ત્રણ અમલદારોના બનેલા રેલ્વે બોર્ડના નામથી એક નાના મંડળને સોંપવામાં આવ્યું છે.

(૮) ઈ. સ. ૧૯૧૦ ની સાલથી કેળવણી ખાતાને એક ખાસ સભાસદની દેખરેખ નીચે મૂકવામાં આવ્યું છે. તેના ઉપરી તરીકે પંજાબના એક આગેવાન મુસલમાન સભાસદ મી. મીયાં મહમદ શફીને નિમવામાં આવ્યા છે. આખાતાને દેશની કેલવણીની પદ્ધતિ સંબંધી નિર્ણય કરવાનું તથા સ્થાનિક સરકારના કામ ઉપર દેખરેખ રાખવાનું છે. તે ઉપરાંત સ્થાનિક સ્વરાજ્યની દેખરેખનું કામ પણ આ ખાતાને સોપવામા આવ્યું છે.

(૯) યુદ્ધના સમયમા લડાઇને માટે સામગ્રી એકઠી કરવાનું કામ એટલું બધું મુશ્કેલ થઇ પડયું કે તે ખાતાની ગોઠવણ કરવા માટે સરકારે મ્યુનીશન્સ ડિપાર્ટમેન્ટ નામે નવું ખાતું ખોલ્યું અને તે મારફત બને તેટલો સરંજામ દેશમાથીજ મેળવવા અથવા બનાવવાની ગોઠવણો કરવા માંડી. યુદ્ધના અંત પછી આ ખાતાના મહત્વને લીધે તેને ઉદ્યોગ ખાતાના નામથી કાયમ કરવામાં આવ્યું અને તેના પર સર ટોમસ હોલેન્ડની નીમણુક કરી આ ખાતાનું કામ સરકારને જોઇતો માલ બને તેટલો દેશમાથી મળી આવે અથવા ઉત્પન્ન થઇ શકે એવા પગલા ભરવાનો છે ઔદ્યોગિક કમિશનની સલામણોનો અમલ કરવા અને દેશની ઉત્પાદક શક્તિને બને તેટલી કેળવવાનો હેતુ આ ખાતાને ખોલવામાં રાખવામાં આવ્યો છે.

વડી સરકારનું મુખ્ય મથક નવેમ્બરથી એપ્રીલ સુધી દેહલિમાંઅને એપ્રીલથી અકટોબર સુધી સિમલામાં રહે છે. વાઇસિરાય દેહલિથી સિમલે જતાંતેમજ સિમલેથી પાછા ફરતી

વખતે દેશના જુદા જુદા ભાગની મુલાકાત લે છે, કે જેથી દેશના આગેવાનોનાં ઓળખાણ કરવાનો પ્રસંગ મળે તથા દેશની હકુમત કેમ ચાલે છે તે નજરે જોવાના પ્રસંગો પ્રાપ્ત થાય. વહીવટી કાઉન્સિલના સભાસદો પણ પોતપોતાના ખાતા વિષે તપાસ કરવા અર્થે નાની મોટી મુસાફરી કરવાનો પ્રસંગ આ વખતે લે છે.

---

## પ્રકરણ ૫ મું.

## પરદેશખાતું અને દેશી રાજ્યો.

૧ હિંદની ભુગોળ અને પરદેશો સાથે સંબંધ--એડન--સોકોટ્રા--મસ્કત--ઇરાન--બલુચીસ્તાન--અફગાનીસ્તાન- તિબેટ--ન્યુનાન સયામ--ફ્રેન્ચ અને પોર્ટુગીઝ થાણાઓ--૨ હિંદની વ્યાખ્યા અને વિભાગો--૩ દેશી રાજ્યો સાથેની બ્રિટિશ રાજ્યનીતિનો ઇતિહાસ-ડાલહાઉસીની પદ્ધતિ ૪ સબસીડિયરી સિસ્ટમ--૫ મુલક ખાલસા કરવાની રાજ્યનીતિ-મહારાણીનો ઢંઢેરો અને દત્તક પુત્ર લેવાની સનદો--૬ દેશી રાજ્યોના પ્રકારો--૭ દેશી રાજ્યો સાથે સાર્વભૌમ સત્તાનો સંબંધ ૮ દેશી રાજ્યોની કાર્ય પદ્ધતિ અને તેમાં થતા ફેરફારોની દિશા ૯ દેશી રાજ્યોનું વર્ગીકરણ.

૧. હિંદુસ્તાન સરકારના પરદેશ ખાતાની હકુમતનું કામ વાઇસરાયે પોતાના હાથમાં રાખ્યું છે. તે ખાતાની હકુમત સંબંધીના હુકમ પરદેશ ખાતાના શિરસ્તેદાર (સેક્રેટરી) વાઇસરાયની પોતાની પાસેથી મેળવે છે. હિંદુસ્તાનની ભૂગોળ જોતાં જણાય છે કે પરદેશ ખાતાનું કામ હિંદની આસપાસના સમુદ્રમાં શાન્તી જાળવવી, સમુદ્ર માર્ગે આવતા જતા વેપારનું ધ્યાન રાખવું, અને પાડોશી રાજ્યોની જકાત પધ્ધતિ ઉપર

દેખરેખ રાખવી, અને આસપાસના દેશોમાં બનતા બનાવો ઉપર ધ્યાન રાખવું, અરબીસમુદ્ર અને ઈરાનના અખાતમાંના ટાપુઓ, અને દરિયા કાંઠેના મુલકોના રાજાઓને રક્ષણ આપવું, અને જ્યાં બને ત્યાં કિલ્લેબંધીવાળાં થાણાં સ્થાપવાનું છે. હિંદુસ્તાનની પશ્ચિમ, ઉત્તર અને પૂર્વમાં ઈરાન, અફઘાનીસ્તાન, રશીયા, ટિબેટ, ચીન અને સિયામ દેશ આવેલ છે. એટલે હિંદ સરકારને એ દરેક દેશમાં એલચી ખાતાં સ્થાપવાં પડ્યાં છે.

હિંદુસ્તાન સરકારનું સર્વથી દૂર પશ્ચિમનું થાણું એડનનો કિલ્લો અને તેની આસપાસનો રક્ષિત મુલક એ છે. ઈ. સ. ૧૭૯૯માં ફ્રાન્સથી હિંદ ઉપર ચડાઈ આવવાની વાતો થતી હતી, એટલે હિંદુસ્તાન સરકારે રાતા સમુદ્ર અને હિંદી મહાસાગરને જોડનાર સામુદ્રધુનિમાં આવેલ પેરિમ નામના નાના ટાપુમા એક લશ્કરની ટુકડી રાખી; પણ ધારેલો ભય દૂર થતાં એ ટુકડી પાછી ખેંચી લીધી. ઈ. સ. ૧૮૩૯ માં કેટલાંક બ્રિટિશ બારકસ અરબસ્તાનને કિનારે ભાંગી નાખી તેના ખલાસીઓને જોઈતું રક્ષણ ન આપવાના વાંક માટે લાહેજના સુલતાન પાસેથી એડન ખુંચવી લેવામાં આવ્યું. અને ઈ. સ. ૧૮૫૭ માં પેરિમમાં ફરી થાણું સ્થાપવામાં આવ્યું. ત્યારથી એડન અને પેરિમ બ્રિટિશ થાણાં થયાં છે. આ બ્રિટિશ થાણાં થવાથી બ્રિટિશ સરકારને એડનની આસપાસ વસ્તી જાતો સાથે રાજકીય સંબંધ બાંધવો પડયો; અને પછી ધીમે ધીમે એ મુલક ઉપર રક્ષિત રાજ્ય સ્થાપ્યું. અત્યારે બ્રિટિશ સરકારે એ જાતો સાથે કોલકરાર કરી દેશમાં શાન્તિ

અને વેપારના માર્ગોની સલામતિની ગોઠવણુ કરી છે. અને તે ગોઠવણુ પાર ઉતારવાના બદલામાં તેઓને અમુક વાર્ષિક સાલીઆણું આપવામાં આવે છે. એડન ઉપર મુંબાઈ સરકારની હકુમત છે.

એડનની નીચે પૂર્વમાં સોકોટ્રાનો ટાપુ આવેલો છે. એ ટાપુમાં ઈ. સ. ૧૮૩૪ માં સરકારે કોલસાનું મથક સ્થાપ્યું હતું. ઈ. સ. ૧૮૮૬ માં એ ટાપુના હાકેમ સાથે પણુ કોલકરાર કરી ત્યાં રક્ષિત મુલકની સંસ્થા સ્થાપી; જેથી પરરાજ્યના હુમલામાંથી બચાવના બદલામાં બ્રિટિશ સરકાર સિવાય બીજા કોઈ પણુ પરદેશી રાજ્ય સાથે સંબંધ ન બાંધવાને તે બંધાયો છે.

આજ પ્રમાણે બાબલમાંડેમથી મસ્કત સુધીનો અરબસ્તાનનો કિનારો બ્રિટિશ રક્ષણુ તળે આવેલ છે. અને આ કિનારપરની જાતોએ બ્રિટિશ સરકાર સિવાય બીજી કોઈ પ્રજા સાથે રાજકીય સંબંધ ન બાંધવા કોલકરાર કર્યા છે. અને પોતાના દેશમાં કોઇ વચ્ચે પડવા માગે તો તુરત ખબર આપવા તેઓ બંધાયા છે. એજ રસ્તે આગળ ચાલતાં મસ્કત આવે છે, જેના સુલતાન સાથે પણુ આ જ જાતનો સંબંધ હસ્તી ધરાવે છે. હિંદી સરકાર સુલતાનને રક્ષણુ આપવા, તેના વારસને કબૂલ કરવા, તેના મુલકમાં શાન્તિ જાળવવા, અને તેની સ્વતંત્રતા કાયમ રાખવા બંધાણી છે, જેના બદલામાં સુલતાન ચાંચીઆ નાબૂદ કરવા, ગુલામગિરિ બંધ પાડવા, હિંદ સાથે વેપારની સગવડ કરી આપવા માટે બંધાયો છે. આ જ પ્રમાણે ઇરાની અખાતના કિનારાપર વસતી બધી જાતો સાથે સરકારે કોલકરાર કર્યા છે.

હિંદુસ્તાન અને ઇરાનના, અખાતની વચમાં આવેલા દેશો, ઇરાન બલુચિસ્તાન અને અફઘાનીસ્તાન છે. ઇરાન સાથે હિંદના પરદેશ ખાતા કરતાં ઇગ્લાંડના પરદેશ ખાતાનો સંબંધ, વિશેષ છે. અને પરંતુ હિંદને ઈરાન સાથે વેપારનો સંબધ છે. અને હિંદ સરકાર અને બ્રિટિશ સરકાર બન્ને તેની સાથે સંબંધ રાખે છે. તથા એક બીજાને જોઇતી ખબર પૂરી પાડે છે. ઇરાનમાં આવેલા બ્રિટિશ એલચી ખાતાનો ખર્ચ પણ હિંદ અને ઇગ્લાંડ વચ્ચે વહેંચી લેવામાં આવે છે. બલુચિસ્તાનનો અમુક ભાગ બ્રિટિશ હકુમત નીચે છે; જ્યારે બાકીનો ભાગ રક્ષિત મુલક છે. અફગાનિસ્તાન સાથેના કોલકરારની રૂયે તે દેશ બ્રિટિશ સરકાર સિવાય બીજી કોઇ પરદેશી સરકાર સાથે રાજકીય સંબંધ બાંધવાથી દૂર રહે છે, અને તેના બદલામાં અફઘાનીસ્તાન ઉપર કોઇ રાજ્ય હુમલો કરે તો તેનું રક્ષણ કરવાનું બ્રિટિશ સરકાર માથે લે છે. ઇરાન અને રશીયા તરફની અફઘાનીસ્તાનની સરહદ નક્કી કરવામાં આવી છે. બ્રિટિશ સરકારે રશિયા સાથે લખત કર્યું છે, તે લખતમાં અફઘાનિસ્તાનની સ્વતંત્રતા જાળવી રાખવાનું, અને એ દેશ ઉપર રાજકીય સત્તા બ્રિટિશ રાજ્યની કબૂલ રાખવામાં આવી છે. કાબુલમાં ગર્વનર-જનરલ તરફથી એક હિંદી મુસલમાન એલચી તરીકે રહે છે. અને અમીર ને લંડનમાં પોતાનો એલચી રાખવાનો હક આપવામાં આવ્યો છે.

હિંદુસ્તાની ઉત્તરે હિમાલય પર્વતની પેલી બાજુએ ટિબેટનો મુલક આવેલો છે. તેનું મુખ્ય શહેર લ્હાસા

સિકિમથી ૨૦૦ માઇલ દૂર છે, અને ત્યાં સોનું અને બીજા ખનિજ દ્રવ્યો ઘણાં મળી આવે છે એમ કહેવાય છે. આ દેશ ઉપર ચીનનું આધિપત્ય છે. ટિબેટના લોકો પરદેશીઓના સહવાસથી નારાજ છે. અને જેમ બને તેમ એકાંતવાસ ગાળવાના શોખીન છે. એટલે એ દેશ સાથે વેપાર ખીલવવાના હિંદુસ્તાન સરકારના બધા પ્રયત્નો મિથ્યા થયા છે. ઈ. સ. ૧૯૦૪ માં હિંદુસ્તાન સરકારે ટિબેટ ઉપર ચઢાઇ કરી અને ત્યાર પછી ગ્યાંટસે સુધી વેપારનાં થાણું ખુલ્લાં છે પણ ત્યાંથી આગળ જવાની મનાઇ કરવામાં આવી છે.

દક્ષિણ નૈઋત્ય ખૂણાપર બ્રહ્મદેશના સીમાડાપર યુનાન નામનો ચીનાઈપ્રાન્ત આવેલ છે. આ પ્રાન્ત સાથે સરહદ સંબંધી વેપાર રોજગારના નિયમો સંબધી તથા દેશની શાન્તિ જાળવવા તથા અરસપરસ મદદ કરવા સંબંધી તહનામાં કરવામાં આવ્યાં છે. તેથી દક્ષિણે સિયામનો મુલક છે, તે સ્વતંત્ર રાજ્ય છે, અને તેનાપર ફ્રાન્સનો રાજકીય સંબંધ સ્વીકારવામાં આવ્યો છે. બ્રિટિશ રૈયતને વેપારની સ્વતંત્રતા ત્યાં આપવામાં આવી છે.

આ ઉપરાંત બ્રિટિશ હિંદની સરહદમાં પરદેશી રાજ્યોનાં કેટલાંક સંસ્થાનો છે. તેમાં પોર્ટુગાલનાં દીવ, દમણ અને ગોવા એ ત્રણ, અને ફ્રાન્સનાં ચંદ્રનગર, પોંડીચેરી, માહી, કારીકલ અને યાનન એ પાંચ છે. આ થાણાઓમાં આંતર શાન્તિ માટે જરૂર જોગી ફોજ માત્ર રાખવા, અને તેની કિલ્લેબંધી ન કરવા તેમની સરકાર બંધાયલી છે બ્રિટિશ સરકાર તેમની

સ્વતંત્રતા કાયમ રાખી બ્રિટિશ વેપાર ઉપર ધ્યાન રાખવા પોતાના વ્યાપારી પ્રતિનિધિ ( consul ) ત્યાં નીમે છે.

પરદેશ ખાતાના કામનું બીજું મહત્વનું અંગ દેશની અંદરના જુદાંજુદાં દેશી રાજ્યો સાથેના સંબંધનું છે. એટલે એ મહત્વના સવાલ તરફ હવે આપણે વળીએ.

## દેશી રાજ્યો.

૨. હિન્દ ( India )* ની ધારાસર વ્યાખ્યા એવી થાય છે કે તેમાં બ્રિટિશ હિન્દુસ્થાન, તથા દેશી રાજાઓના અધિકાર તળેના દેશો આવી જાય છે. દેશી રાજ્યો સુમારે ૬૦૦–૭૦૦ છે. તેઓના વિસ્તાર તથા વસતીની સંખ્યામાં ઘણો તફાવત છે, તેમ તે ઉપર રાજ્ય કરતા રાજાઓની સત્તા પણ ભિન્ન ભિન્ન પ્રકારની છે. રાજ્યોમાં મોટામાં મોટું રાજ્ય નિઝામ સરકારનું છે. જેની રાજધાની દક્ષિણ હદરાબાદમાં છે. આ રાજ્યનો વિસ્તાર આસરે ૬,૦૦,૦૦૦ ચોરસમાઈલનો છે, અને તેની વસ્તીની સંખ્યા ૧,૧૫,૦૦,૦૦૦ આશરે છે. એના રાજકર્તાને દિવાની તથા ફોજદારી હકુમતની પૂર્ણ સત્તા છે. પણ નહાનામાં નહાના રાજ્ય તો કાઠીયાવાડમાં અને ગુજરાતના અમદાવાદ, મહીકાંઠા આદિ વિભાગમાં મળી આવે છે, જેમાં થોડાક એકર જમીનના ધણી હોય એવા નહાના ગરાસીઆને પણ કંઇક નામની હકુમત હોય છે.

૩. દેશી રાજ્યો સાથેની બ્રિટિશ રાજ્યનીતિનો ઇતિહાસ ઈસ્ટ ઇંડિયા કંપનીના ઇતિહાસ સાથે વણાઈ ગયો છે; શરૂ-

* જુઓ General Clauses Act ( 1897 ) Sec. 3 ( 27 )

આનમા એ કપનીએ મુગલ શહેનશાહ તથા સ્થાનિક રાજ્યોની પરવાનગીથી પોતાના થાણા સ્થાપી તેમા વ્યાપાર ખીલવવાની પ્રવૃત્તિ આદરી, તે અરસામા ફ્રેન્ચ ઈન્ડિયા કંપનીએ પણ અગ્રેજ કપનીની હરીફાઈમા એજ પ્રવૃત્તિ આદરી, યૂરોપની અદરના ઇગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચેના વિગ્રહના બહાના હેઠળ એ બે કંપનીઓએ એક બીજાને દેશમાથી નાબુદ કરવા પ્રયત્ન મંડયા અને તેમા આખરે અગ્રેજ કપની ફતેહ પામી તે આપણે જોઈ ગયા એ ફતેહના મુખ્ય કારણ બે હતા, અગ્રેજ કપનીના અમલદારોમા વિચક્ષણ બુદ્ધિમત્તા કરતા દઢ આગ્રહ અને સમર્થ લડવૈયાનુ જોર હતુ, તેઓને દેશની સાપ્રત સ્થિતિને અનુકુળ રાજ્ય પદ્ધતિ ફ્રેન્ચ ગવર્નર ડુપ્લેએ શીખવી, ડુપ્લે બુદ્ધિમાન રાજ્ય નીતિનિપુણ પુરૂષ હતો પણ તે લડવૈયો ન હતો વળી તેને ફ્રાન્સની સરકારે જોઈની મદદ ન કરી એ બે કારણોથી ફ્રેન્ચ સત્તાનુ પતન થયુ અને ડુપ્લેના સિદ્ધાતને અનુસરવાથીજ કલાઈવે દક્ષિણમા અને બગાળામા પોતાની સત્તા જમાવી કપનીને વિશાળ ફળદ્રૂપ મુલકની માલેક બનાવી, ડુપ્લેના દાખલાથીજ કલાઈવે હૈદરાબાદના નિઝામના દરબારમા બ્રિટિશ રેસિડન્ટ અને લશ્કરની ટૂકડી સ્થાપી, અને ફ્રેન્ચ લશ્કર અને ફ્રેન્ચ અમલદારોને રજા આપવાના સવાલપરજ કોર્નવોલિસે ટિપુ સાથે અને વેલેસ્લીએ મરાઠાઓ સાથે વિગ્રહો માડયા હતા, છતા આ પદ્ધતિ શરૂઆતમા કંપનીએ બધા દેશી રાજ્યોમા લાગુ કરેલી નહીં એક બે રાજ્યો સાથે અમુક કારણસર વિગ્રહો થયેલા તે બાદ કરતા બાકીના રાજ્યોને જેમ બને તેમ સ્વતત્ર

તરીકે સ્વીકારી તેની મદદ મેળવવાનો કંપનીને વધારે લાભ હતો એમ જણાય છે. ઉદાહરણ તરીકે ઇ. સ. ૧૭૬૪માં બકસારની લડાઈમાં સર હેકટર મનરોએ અયોધ્યાના નવાબ વઝીરને હરાવ્યો પણ તે જીતથી તેનો મુલક ખાલસા કરવાને બદલે કંપનીએ તેને પાછો આપ્યો; તે એ ઈચ્છાથી કે મરાઠાઓના આગળ વધતા જતા દોર સામે એ મુલક ઢાલ રૂપ થઇ પડે, અને તેથી કંપનીનાં બંગાળાનાં મુલકની સલામતી જળવાય; આ પદ્ધતિ તે ઢાલબાજીની પદ્ધતિ ( policy of the ring fence એટલે કંપનીનાં મુલક આસપાસ ઢાલરૂપે દેશી મીત્ર રાજ્યોને ગોઠવવાની પદ્ધતિ ) કહેવાય છે. ટુંકમાં એ સમયનો ઇસ્ટ ઇંડિયા કંપનીનો ઇતિહાસ તપાસતા ખુલ્લું માલમ પડે છે કે કંપની મુખ્યત્વે વ્યાપાર કરનારૂં મંડળ હતું, તેની ઇચ્છા દેશ જીતી તે ઉપર અમલ કરવાની બિલકુલ હતી નહીં, પણ હિંદુસ્તાનની રાજકીય સ્થિતિ એ સમયે એવી જાતની હતી કે કંપનીને પોતાની હસ્તીને માટે હથીઆર સહ્જી એક લડાયક વ્યકતી ( Military power ) તરીકે બહાર પડવું પડયું અને તેને પરિણામે પોતાની મરજી ઉપરાંત દેશના વહીવટનો બોજો માથે ઉઠાવવો પડયો, તથે તેમાં પણ લડાઇના ખર્ચજોગો મુલક લઈ બાકીનો મુલક પાછો આપવાનીજ પદ્ધતિ ઘણો વખત રાખેલી. એ પ્રમાણે ટિપુના મૃત્યુ પછી તેનો મુલક તેના અસલ હિંદુ રાજાને પાછો આપ્યો, ઈ. સ. ૧૮૧૭ મા સિતાબલ્ડીની જીત પછી નાગપુર ભોસલાને પાછું આપ્યું. અને પહેલા શીખ વિગ્રહ પછી પંજાબમાં શીખ સત્તા ફરી સ્થાપી; ટુંકામાં આ દેશી રાજ્યો સાથેના સંબંધના પહેલા પ્રવેશમાં

બ્રિટિશ રાજ્યનીતિનું સૂત્ર સ્વતંત્ર દેશી રાજ્યો સાથે મિત્રા-ચારી રાખી તેમની ઢાલ પાછળ બ્રિટિશ મુલકને સુરક્ષિત રાખવો એવું જણાય છે.

૪. આ પદ્ધતિમાં પહેલો ફેરફાર લોર્ડ વેલેસ્લીએ કર્યો. તેણે દેશી રાજ્યોને સમજાવીને અથવા સત્તાના બળથી પોતાની સબ્સીડિયરી સીસ્ટમમાં દાખલ કરી બ્રિટિશ સૈન્ય અને બ્રિટિશ રેસિડન્ટને અધીન બનાવ્યા એ આપણે આગળ જોઇ ગયા. એ પદ્ધતિનો પૂરો મપાટો લોર્ડ હેસ્ટિંગ્સના સમયમાં લાગ્યો. મુગલ શહેનશાહની સત્તા માત્ર નામનીજ હતી. અને મરાઠા વિગ્રહો પછી મરાઠા રાજ્યોપર પેશ્વાની સત્તાનું પરિબળ તૂટયું હતું. તે સમયે પ્રબળ સત્તા માત્ર એક અંગ્રેજનીજ હતી, જેણે ફ્રેન્ચોને દેશમાંથી હાંકી કાઢયા હતા અને દેશની અંદરના દુશ્મનોને શિકસ્ત આપી હતી. તેમના વિગ્રહોમાં મોટા ખર્ચ થયા હતા અને સમગ્ર દેશને શાંતિ અને વ્યવસ્થાની જરૂર હતી, એટલા માટે જ્યારે પિંઢારા લૂટારાઓએ કંપની અને તેના મિત્ર રાજ્યોને નવા ખર્ચોની અને યુદ્ધના ત્રાસની બ્હીક ઉત્પન્ન કરી ત્યારે લૉર્ડ હેસ્ટિંગ્સને બ્રિટિશ રાજ્ય સાથે સંબંધમાં આવતાં દેશી રાજ્યોના વહીવટમાં વચ્ચે પડવાની ફરજ પડી; અને તેવી રીતે સિંધ, પંજાબ અને બ્રહ્મદેશ સુધીનાં બધાં રાજ્યો ધીમે ધીમે બ્રિટિશ રાજ્યના આશરા તળે તાબાના રાજ્યોની સ્થિતિમાં આવ્યાં સામાન્ય નિયમ પ્રમાણે બ્રિટિશ રાજ્ય-નીતિ દેશી રાજ્યોનું આંતર સ્વાતંત્ર્ય સાચવી તેઓના બાહ્ય સ્વાતંત્ર્ય ઉપર અને કેટલાક અંશે તેઓના સૈન્યની સંખ્યા

ઉપર અંકુશ મુકવામાં સમાપ્તિ હતી; પરંતુ આ પદ્ધતિમાં કેટલેક ઠેકાણે ફેરફાર કરવાની જરૂર જણાઈ. ઉદાહરણ તરીકે જ્યારે પેશ્વાનું જોર તૂટયું અને તેને સ્થાને બ્રિટિશ સત્તા સ્થપાઇ ત્યારે મહીકાંઠા પાલનપુર અને કાઠીયાવાડમાં ઘણાં નાનાં રાજ્યો નામના મરાઠી સત્તાના તાબામાં પણ વાસ્તવિક રીતે સ્વતંત્ર રીતે વર્તતાં હતાં. બે ત્રણ વર્ષે ગાયકવાડી ફોજ તેમના મુલકમાં જઇ ખંડણી ઉઘરાવતી પણ બાકી બધી બાબતોમાં તેઓને સ્વતંત્રપણે વર્તવા દેતી; આવી સ્થિતિમાં પાસેનાં પ્રબળ રાજ્યો નાનાં સંસ્થાનોપર જુલમ ગુજારતાં. એ સ્થિતિમાંથી બચવા માટે જેતપુર, ચિતળ જસદણ વગેરેના કેટલાક કાઠી દરબારોએ સને ૧૮૦૩ ની સાલમાં ગાયકવાડના દરબારમાં બ્રિટિશ રેસીડેન્ટ કર્નલ વૉકર ઉપર પત્ર લખ્યો અને તેમાં જુનાગઢ અને જામનગરના સૈન્યો તેઓ પર જુલમ કરતાં તે અટકાવવા માટે વિનંતી કરી. આ ઉપરથી કર્નલ વૉકર અને ગાયકવાડ સરકારે કાઠીયાવાડના નાના મોટા બધા રાજા રજવાડાને એકઠા કરી તેમની વાર્ષિક ખંડણીની રકમ નકકી કરી આપી અને તે ખંડણી નિયમસર ભરવાની સરતે તેમના પોતાના મુલક ઉપર શાંતિ અને સુલેહથી હકૂમત ચલાવવામાં કોઇને આડે આવવા ન દેવાની ખાત્રી આપી; આ કોલકરાર તે કર્નલ વૉકરના સેટલમેન્ટને નામે પ્રસિદ્ધ છે. એ કોલકરારની રૂઇએ કાઠીયાવાડના રાજાઓના જૂદા જૂદા વર્ગ પાડી તેમના મુલકની આબાદાની અને તેમની શકિતના પ્રમાણમાં તેમને જૂદા જૂદા હક આપવામાં આવ્યા છે; પહેલા વર્ગના રાજાઓને પોતાની રૈયતની મિલકત અને જાન ઉપર સંપૂર્ણ હક આપવામાં આવ્યા છે પણ

નીચલા દરજ્જાના રાજાઓને માત્ર જમીનની માલેકીનો ભોગવટો મળે છે જ્યારે ફોજદારી તથા દિવાની દાવાઓના ફેંસલા, પોલિસ, વગેરે માટે બ્રિટિશ અમલદારોની મદદ લેવી પડે છે. આ પ્રમાણે નાના નાના રાજ્યોની આંતર હકૂમતમાં પણ બ્રિટિશ સરકારને ભાગ લેવાની ફરજ પડી છે.

૫. ઉપર પ્રમાણે ૧૯ મી સદીના પહેલા અર્ધા ભાગમાં દેશી રાજ્યો બ્રિટિશ રાજ્યના છત્ર નીચે વસતાં અને એ રાજ્યની મદદ વડે સુલેહશાંતિ ભોગવતાં ન્હાનાં રાજ્યો તરીકે ગણાવા લાગ્યાં; એ સમયના પાછલા ભાગમાં વળી એક નવો સિદ્ધાંત જન્મ પામ્યો; જેમ જેમ બ્રિટિશ મુલકોમાં શાંતિ ફેલાતી ગઇ અને આબાદાની વધતી ગઇ તેમ તેમ જુદા જુદા પ્રાન્તોની વચમાં આવેલાં દેશી રાજ્યના મુલકો આડે આવવા લાગ્યા, અને તેટલા માટે જે જે રાજ્યો ઈસ્ટ ઇંડિઆ કંપનીએ જીતી લઇ તેના રાજકર્તાઓને પાછાં આપ્યાં હતાં તેવાઓના કોલકરારમાં જરા વધારે ઉંડા ઉતરી તપાસ કરવા લાગ્યા; અને એવાં રાજ્યોમાં જ્યાં જ્યાં સીધો વારસ ન હોય ત્યા નવો વારસ દત્તક લેવાની પરવાનગી આપવાને બદલે તે મુલક બ્રિટિશ સરકારે ખાલસા કરી લીધા; આ પ્રમાણે સતારા, નાગપુર, ઝાંસી, અને કેટલાંક નાના રાજ્યોના મુલક ખાલસા કરવામાં આવ્યા; ઉત્તરમાં લાંબા વખત સુધી જુલમી અમલ ચલવવાના કારણથી અયોધ્યાના નવાબનો મુલક પણ ખાલસા કરવામાં આવ્યો;

ત્યાર પછી તરત ૧૮૫૭ નો બળવો જાગ્યો અને એના કારણમાં એક ઉપર કહેલ મુલક ખાલસા કરવાની પદ્ધતિ પણ ગણાઈ; એટલે મહારાણી વિકટોરિઆએ હિંદુસ્તાનની હકૂમત પોતના હાથમાં લેતી વખતે સર્વ દેશી રાજ્યોને ખાની આપી કે ' અમારા મુલકમાં વધારો કરવાની અમારી મુદ્દલ ઇચ્છા નથી. " અને તેની સાબેતીમાં મોટા મોટા દેશી રાજાઓને દત્તક લેવાની સનદો બક્ષી; અને રેલ્વે, નહેર, અને એવાં બીજાં બાંધકામ, તથા ટપાલ, તાર, વગેરેની વ્યવસ્થા માટે તથા એક બીજાના ગુન્હેગારને સત્વર સ્વાધીન કરવા માટે દેશી રાજ્યો સાથે કોલકરારો કર્યા. સને ૧૮૭૭ ના દિલ્હી દરબારમાં રાણી વિકટોરિયાએ પોતે અને પોતાના વારસોને માટે ' કયસરેહિંદ ' નો માનવંતો ખિતાબ ધારણ કર્યો અને બધા દેશી રાજાઓએ બ્રિટિશ રાજ્યનું સાર્વભૌમપદ સ્વીકાર્યું; અને ત્યારથી બ્રિટિશ રાજ્યના અધિષ્ઠાતાને ગ્રેટબ્રિટન, આયર્લાંડ અને દરિયાપારના બ્રિટિશ થાણાઓનો રાજા અને હિંદનો શહેનશાહ (King of Great Britain & Ireland & of the British Dominions beyond the Seas, Emperor of India) એ પદ આપવામાં આવે છે.

૯. ઉપર પ્રમાણે દેશી રાજ્યોનો બ્રિટિશ રાજ્ય સાથેના સંબંધનો ઈતિહાસ છે. એ ઇતિહાસ ઉપરથી આપણે તેમની હાલની સ્થિતિ તરફ નજર ફેરવીએ.

એક રીતે વિચાર કરતાં આ રાજ્યોના ત્રણ વિભાગ પાડી શકાશે. પ્રથમ વિભાગમાં આપણે ચાર મોટાં રાજ્ય મૂકીએ. નિઝામ, વડોદરા, ગ્વાલીઅર, અને ઇંદોર. ઔરંગ-

ઝેબ બાદશાહનું મૃત્યુ થતાં મુગલાઈની પડતી થવા માંડી. અને તેનો લાભ લઇ તુરત અસ્તિત્વમાં આવી, વિજળીના ચમકારા પેઠે ઝળકી અસ્ત પામતું શિવાજીનું રાજ્ય અવ્યવસ્ત થવા માંડયું, તે સમયમાં એ ઉભય રાજ્યોના અમલદારો પોતાના હાથમાં જે દેશ આવે તેના માલિક થઇ બેસવાની પેતરણુ કરવા મંડયા. એ પ્રયાસને પરિણામે દક્ષિણના મુગલાઈ સુબા નિઝામ-ઉલ-મુલ્કે હૈદ્રાબાદમાં (નિઝામનું) રાજ્ય સ્થાપ્યું. ઉત્તરમાં રાણોજી સિન્ધીઆએ ગ્વાલીઅરનું રાજ્ય સ્થાપ્યું; મધ્ય હિંદુસ્તાનમાં મલ્હારાવ હોલકરે ઇન્દોરમાં અને પશ્ચિમમાં પિલાજી ગાયકવાડે વડોદરાનું રાજ્ય સ્થાપ્યું. આ રાજ્યો પ્રાચીન નથી પણ બ્રિટિશ રાજ્યનાં સમકાલીન છે, અને જ્યારે બ્રિટિશ રાજ્ય સામે સ્વતંત્રતા જાળવી ન શકયાં ત્યારે તેઓએ બ્રિટિશ રાજ્ય સાથે સલાહ કરી; એક બીજા સાથે કયા નિયમે વર્ત્તવું એ નિશ્ચય કરી રાજ્યનું આંતર સ્વાતંત્ર્ય રાખ્યું અને બ્રિટિશ રાજ્યના રક્ષણમાં આવ્યાં.

બીજા પ્રકારનાં રાજ્યો એવાં છે કે જેમનું પ્રાબલ્ય સાંપ્રત કાળમાં ઓછું થઇ ગયું છે; પરંતુ તે રાજ્યો પ્રાચીન છે; તેમાં કાંઇ શક નથી. ઉદેપુર અને તત્સમ રાજ્યો ઉત્તરમાં તથા ત્રાવણકોર જેવાં રાજ્યો દક્ષિણમાં, તેમજ કેટલાંક પરિવર્ત્તન પછી ફરી સ્થપાયલું મહીસૂરનું રાજ્ય એ વર્ગમાં આવે છે. તેઓ હજાર વર્ષની પૂર્વેનાં તો ખરાં, પરંતુ તેમનાં સ્વરૂપ વારંવાર બદલાતાં આવેલાં. મુગલાઇ સમયમાં તે રાજ્યો સુખે દુઃખે પણ પોતાનું અસ્તિત્વ જાળવી રહ્યાં, અને બ્રિટિશ રાજ્ય સ્થપાતાં એ રાજ્યો તેની બાંહેધરીમાં આવી પોતાનું ગળી જતું ગૌરવ જાળવી રહ્યાં.

ત્રીજા પ્રકારનાં રાજ્યોમાં દેશના જુદા જુદા વિભાગમાં જામી રહેલાં ન્હાનાં ન્હાનાં રાજ્યો આવે છે. આ રાજ્યોમાંના ઘણાં ખરાં ૧૫૦-૨૦૦ વર્ષ ઉપર અનિશ્ચિત સ્થિતિમાં હતાં. બ્રિટિશ રાજ્ય સ્થિર થતાં તેના અમલદારોએ આ રાજ્યોને નિશ્ચિંત સ્થિતિમાં મૂકી તેમને પોતાના રક્ષણમાં લીધાં.

૭. આ પ્રમાણે દરેક દેશી રાજ્યના સંબંધમાં બ્રિટિશ રાજ્ય સાર્વભૌમ સત્તા ભોગવે છે. અને એ સત્તાને આધારે અનેક ભિન્ન પ્રકારની સત્તા ભોગવાય છે. તેમાં નીચેની ચાર સત્તા મુખ્ય છે.

(૧) દેશી રાજ્યોનો વિદેશી રાજ્યો સાથે સંબંધ અટકાવવા કે બંધ પાડવાની સત્તા.

(૨) દેશી રાજ્યમાં સામાન્ય રીતે સલાહ તથા શાન્તિ રહે તેવી તજવીજ રાખવાની સત્તા.

(૩) દેશી રાજ્યમાં વસતી બ્રિટિશ પ્રજાની સલામતી જાળવવાની સત્તા.

(૪) કોઇ વિદેશી રાજ્યથી બ્રિટિશ રાજ્યને ઉપદ્રવ પહોંચી વળવામાં દેશી રાજ્યની ગૌણપણે સહાય લેવાની સત્તા. આ ચારે વિષે અનુક્રમે—

(૧.) વિદેશી રાજ્યો સાથેનો સંબંધ બ્રિટિશ રાજ્યના હાથમાં રહેતાં યૂરપ, એશિયા અથવા બીજા કોઇ પણ ખંડના વિદેશી રાજ્ય સાથે દેશી રાજા સલાહ કરી શકે નહિ; તેમ તેની સાથે યુદ્ધ પણ કરી શકે નહિ. એજ રીતે એક દેશી રાજાથી બીજા દેશી રાજા સાથે ઉપરના પ્રકારનો વ્યવહાર થઇ

શકે નહિ. એક બીજાં દેશી રાજ્યો વચ્ચે પણ તેવા પ્રકારનો વ્યવહાર બ્રિટિશ અમલદારોની મારફત તેમણે યોજેલા નિયમોને અનુસારજ થાય. આ રિવાજનો અનાદર થાય તો તેનું પરિણામ એ રીવાજ ચૂકનાર રાજાને ભોગવવું પડે. કોઇ વિદેશી રાજ્યથી દેશી રાજ્યને કંઇ નુકશાન થયું હોય તો તેના બદલો તે દેશી રાજ્યથી બ્રિટિશ રાજ્યની મારફત જ લઇ શકાય. આવા પ્રસંગમાં દેશી રાજ્યોને કાંઇ પણ સ્વાતંત્ર્ય નથી. આ રીતે જોતાં બ્રિટિશ રાજ્ય પોતાને માથે બે પ્રકારની જોખમદારી રાખે છે. એકતો વિદેશમાં ફરતા હિંદુસ્તાનના દેશી રજાઓ તથા તેમની પ્રજાજનોના રક્ષણની. બીજી દેશી રાજ્યમાં વસતી વિદેશી પ્રજાનાં રક્ષણની. આનું પરીણામ એ જ થાય છે કે જ્યાં જ્યાં પોતાને રક્ષણ કરવું પડે છે, ત્યાં ત્યાં બ્રિટિશ રાજ્યને સત્તા પણ યોજવી પડે છે.

આ જોખમદારીઓ ફલીભૂત કરવા વિદેશમાં ફરતા દેશી રાજાઓ આદિના રક્ષણાર્થે બ્રિટિશ રાજ્યને પોતાની કાઉન્સિલના અધિક રચી હુકમો બહાર પાડવા પડે છે, અને તે હુકમોમાંજ બ્રિટિશ એલચીઓ ( ambassadors ) અને વકીલો ( consuls ) ની હકુમતનાં બીજ રહેલાં છે.

( ૨. ) દેશી રાજ્યમાં સામાન્ય રીતે સુલેહ તથા શાન્તિ રહે એ જોવાની જોખમદારી પણ બ્રિટિશ રાજ્યને માથે રહે છે. એક દેશી રાજાના રાજ્યમા અવ્યવસ્થા થાય, અને તે વધી પડતા તેના પ્રજા તેને પદભ્રષ્ટ ન કરે એવી જોખમદારી પોતાને માથે રાખતા સ્વભાવિક રીતે રાજા પ્રજા ઉપર જુલમ ન કરે, અને રાજ્ય વ્યવહાર અનિયમિત ન ચાલે એવી

જામીનગિરિ અપાઈ જાય છે. અમુક રાજાનો વ્યવહાર ક્યારે અનિયમિત ગણાય, તે ક્યારે અવ્યવસ્થિત કહેવાય એ બાબત નિશ્ચય કરવાનું કામ તે રાજ્યપ્રકરણી કામ ગણાય છે; અને તેનો ચુકાદો અમુક કાર્યની સાથે સંબંધ રાખતા કાળ, દેશ અને પ્રસંગોને અનુકુળ પડતો કરવામાં આવે છે.

(૩) બ્રિટિશ પ્રજા દેશી રાજ્યમાં જઇ વસે તેનું રક્ષણ કરવાની જોખમદારીમાંથી ભિન્ન ભિન્ન પ્રકારની સત્તાઓ ઉદ્ભવે છે બ્રિટિશ રાજ્યના અને દેશી રાજ્યોના મુલક એક બીજા સાથે અત્યંત ગુંથઇ ગયા છે. તેને છુટા પાડી રાજ્ય વ્યવહાર કરવો એ બહુજ કઠિણ છે. રેલ્વે, તાર, ટપાલ, કેળવણી વગેરે ખાતાંઓ સબંધે બ્રિટિશ મુલક અને દેશી રાજ્યોના મુલક વચ્ચે તથા તેમની પ્રજાઓ વચ્ચે એટલો બધો ગાઢ સબંધ રહે છે, કે બ્રિટિશ પ્રજાના જનોને દેશી રાજ્યોમાં રહેવાની જરૂર જ પડે, વ્યાપારને અંગે પણ તેમ કરવુ પડે છે આ પ્રકારથી ઉત્પન્ન થતા વ્યવહારને પહોંચી વળવા, તેમજ સાર્વભૌમ સત્તા તરીકે બીજી જોખમદારીઓ ની ખાતર પ્રત્યેક દેશી રાજ્યમાં અથવા અનેક ન્હાના દેશી રાજ્યો મળીને થયેલા પ્રત્યેક પ્રાન્તમા એક બ્રિટિશ અમલદાર (પોલિટિકલ એજન્ટ) નિમવામાં આવે છે, અને આવશ્યક જણાતાં તેને લશ્કરી ટુકડો પણ આપવામાં આવે છે. આવા સંયુક્ત વ્યવહારના પ્રસંગે તો નિકાલ કેવળ ધારાના આધારથીજ ન કરતાં રાજ્યની સ્થિતિ, પ્રસંગ, અને ઉભય રાજ્યનો સંબંધ ધ્યાનમાં રાખીને કરવામાં આવે છે.

(૪) લોર્ડ ડફ્રીનના સમયથી યુદ્ધ સામગ્રીના સંબંધમાં દેશી રાજ્યોની ગૌણપણે સહાય લેવાનું ઠર્યું છે. તે નિયમને

અનુસરો કેટલાંક દેશી રાજ્યો સમગ્ર હિંદના રક્ષણ માટે પોતાથી બનતી યત્કિંચિત સેવા કરવાની બુદ્ધિથી ન્હાનાં ન્હાનાં લશ્કર રાખવાનો ખર્ચ કરે છે. આ રીતે નિભાવાતાં લશ્કરનું નામ ઈમ્પીરિયલ સર્વિસ ટ્રુપ્સ રાખવામાં આવ્યું છે, અને તેનું બળ ૧૮૦૦૦ સૈનિકોનું ગણાયું છે.

ઉપર પ્રમાણે દરેક દેશી રાજ્ય પોતાના બાહ્યસ્વરૂપમાં સાર્વભૌમ સત્તાના તાબા નીચે વર્તે છે, ત્યારે આંતર વહીવટમાં વધારે ઓછી સ્વતંત્રતા ભોગવે છે. એ સ્વતંત્રતાનો પ્રકાર દરેક રાજ્યની સ્થિતિ, ઇતિહાસ તથા સંજોગોને અવલંબે છે. તેઓની સંખ્યા એવડી મોટી છે, તથા તેઓના આંતર વહીવટના પ્રકારના એટલા બધા ફેરફારો છે કે તે સંબંધી સંપૂર્ણ માહિતી આપવાનું અહીં બની શકે તેમ નથી. આપણે તો માત્ર થોડાં સામાન્ય સૂત્રો બતાવી સંતોષ માનીશું.

૮. પ્રાચીન હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે રાજામાં ઇશ્વરનો અંશ મનાતો અને તેટલા માટે તેઓને પોતાની રૈયતના જાનમાલ ઉપર સંપૂર્ણ સત્તા મનાતો; પરંતુ હિંદુઓ ધર્મ કરતાં પણ રૂઢિને વધારે મહત્વ આપે છે. તે પ્રમાણે આ બાબતમાં પણ રાજાની સંપૂર્ણ સત્તા (autocracy) ને વાસ્તવિકરીતે ઘણા અંકુશો મર્યાદિત કરતા હતા. ઉદાહરણ તરીકે રાજ્યની મુખ્ય ઉપજ જમીનપરના વેરા અથવા વજેમાંથી મળતા; આ જમીન ખેડુઓ વંશપરંપરાના ચાલતા આવેલા રિવાજ પ્રમાણે રાજ્યભાગ આપીને ખેડતાં અને તેમાં ફેરફાર ભાગ્યેજ કરવામાં આવતો. તેજ પ્રમાણે રાજાનો રૈયતના જાન ઉપર પણ સંપૂર્ણ સત્તા ગણાય છતાં એ

સત્તાનો ઉપયોગ ભાગ્યેજ થતો; ઈ. સ. ૧૮૪૨માં કાઠિયાવાડના એક્ટિંગ પોલિટિકલ એજંટ કર્નલ લિગ્રાંડ જેકબ લખે છે :—

'Capital punishment is rarely inflicted, save in two or three of the largest states. On inquiring into this subject I ascertained that in two states of some consequence, the only punishment by death that could be remembered, occurred during the severe famine of 1812–13 when some men were put to death for the crime of having in their hunger killed and eaten cows.'

[ Bombay Government selections. No. 37 P. 28 ]

ભાયાતોને અન્યાય મળતો તો તેઓ બહારવટે નીકળતા અને મહાજનનાં દિલ દુભાતાં તો તેઓ ઉચાળા ભરી પરમુલકમાં ચાલ્યા જવાની પેરવી કરતાં. અને ત્યારે ઘણું ખરૂં તેઓના મન મનાવી તેઓની ફરિયાદોનો નિવેડો લાવવામાં આવતો. ટુંકામાં ભાયાત, મહાજન, જ્ઞાતિઓ, કારીગરો બધાના જુદા જુદા હકો રૂઢિથી સ્વીકારાતા, એટલે પરિણામે રૈયતને મોટા પ્રમાણમાં સ્વાધીનતા [ self rule ] મળતી, આ રિવાજો, હકો,

*"બે કે ત્રણ મોટા સંસ્થાનો સિવાય બીજા કોઇ સંસ્થાનોમાં દેહાતદંડની શિક્ષા ભાગ્યેજ કરવામાં આવે છે. કાંઇક મહત્તાવાળાં બે મોટા બે સંસ્થાનો છે તેમાં પણ તપાસ કરતાં એમ માલુમ પડ્યું કે આવી શિક્ષા માત્ર ઈ. સ. ૧૮૧૨–૧૩ના દુકાળ વખતેજ કરવામાં આવી છે; કારણ કે તે વખતે કેટલાક માણસોએ ભુખના દુખથી ગાયોનો વધ કરી તેને પેટ ભરવાના સાધન તરીકે વાપરવાનો મહાન ગુન્હો કર્યો હતો."

[ મુંબઈ ગવર્મેન્ટ સિલેક્શન્સ નં. ૩૭ પાનું ૨૮ ]

અંકુશોમાં જુદા જુદા પ્રાંત અને જુદાં જુદાં દેશી સંસ્થાનોમાં એટલો બધો ફરક હતો કે સર્વને મ ટે કંઇ સામાન્ય નિયમ ઠરી શકાય નહિ, પણ હિંદુ ધર્મશાસ્ત્ર, મુસલમાની શરેહ અને દેશ દેશની રૂઢિથી પ્રજા પોતાનું જીવન શાંતિથી અને નિયમિત રીતે ગાળી શકતી.

જ્યારથી દેશી સંસ્થાંનો બ્રિટિશ રાજ્યના સંબધમાં આવવા માંડ્યાં ત્યારથી તેમનાં બધારણ, કાર્યપદ્ધતિ, રજા પ્રજાનાં હિતની વ્યાખ્યા અને તે પ્રાપ્ત કરવાના ઉપાયો વગેરેમાં ફેરફાર થવા લાગ્યા છે, જે હજીપણ ચાલુ છે. એ ફેરફારનો સામાન્ય પ્રકાર રૂઢિને સ્થાને કાયદાનો અમલ એ નામથી સૂચવી શકાય. બ્રિટિશ મુલકોની સાથે સામાજિક તથા વ્યાવહારીક સંબંધો વધતાં દેશ દેશના વિભાગો નષ્ટ થઇ ઐક્યની લાગણી વધારે અને વધારે જાગ્રત થતી જાય છે; રાજાઓની સગીર ઉમરમાં બ્રિટિશ અમલદારોના અમલ [ management ] થી અને રાજાઓના સલાહકારક, દિવાન વગેરે મોટા જોખમ અને જવાબદારીના હોદ્દા ઉપર બ્રિટિશ અમલદારોની નિમણુકથી, પાસેના બ્રિટિશ રાજ્યના અમલ અને દેશી રાજ્યોના અમલ વચ્ચેના દેખીતા ફરકથી, દેશી રાજાઓની કેળવણી અને પ્રવાસોથી, વર્તમાનપત્રોમાં આવતી જાહેર બનાવોની ખબરો અને ચર્ચાથી અને દેશની અંદર એકંદર વધતા જતા કેળવણીના પ્રસારથી બધાં દેશી રાજ્યોમાં—વધારે ઓછી ત્વરાથી—સુધારો થતો જાય છે. અને એ સુધારો સામાન્ય રીતે વ્યક્તિગત અમલને [personal rule] સ્થાને ન્યાય નિયમની [ reign of law ] જે બ્રિટિશ

રાજ્યની આ દેશને મોટામાં મોટી બક્ષીસ છે, તેના તરફ વ્હોરતો જાય છે એ નિઃસંશય છે.

છેલ્લા યુરોપીય વિગ્રહમાં બ્રિટિશ સરકારને બ્રિટિશ હિંદ તરફથી જેમ સંપૂર્ણ મદદ આપવામાં આવી તે રીજ રીતે દેશી સંસ્થાનો પણ પોતાથી બનતી મદદ કરવા ચુકયાં નથી. બિકાનેર, અલવર, મહીસુર, હૈદ્રાબાદ વગેરે રાજ્યોએ પોતાનાં લશ્કરોને રણસંગ્રામમાં મોકલાવી આપ્યાં અને ફ્રાન્સ, ઇજીપ્ત, મેસોપોટેમિયા, પૂર્વ આફ્રિકા, વગેરે યુદ્ધનાં બધાં ક્ષેત્રોમાં હિંદી લોહી રેડાયાં છે અને હિંદી શૌય પ્રકટ્યું છે, તેમાં આ દેશી રાજ્યોનાં લશ્કરનો પણ હિસ્સો હતો. તે ઉપરાંત જોધપુરવાળા સર પ્રતાપસિંહજી, બિકાનેરના મહારાજા વગેરેએ પોતાની જાતી સેવા પણ યુધ્ધમાં અર્પણ કરેલી. આ બધાને પરિણામે બ્રિટિશ મહારાજ્યના વિકટ સવાલો ચર્ચવામાટે જ્યારે મહારાજ્યના જુદા જુદા વિભાગોના પ્રતિનિધિઓનાં સંમેલનોમાં હિંદને સ્થાન આપવાનો સવાલ ઉભો થયો ત્યારે બ્રિટિશ હિંદના પ્રતિનિધિ ઉપરાંત હિંદના દેશી રાજ્યોનો પણ એક ઇલાયદો પ્રતિનિધિ નીમવો જોઇએ એમ ઠર્યું અને તે અનુસાર બ્રિટિશ શહેનશાહતની પહેલી પરિષદમાં સર જેમ્સ મેસ્ટન, સર સત્યેન્દ્ર પ્રસન્ન ( હાલના લૉર્ડ ) સીંહ અને બિકાનેરના મહારાજાની નીમણુક કરવામાં આવી; અને યુદ્ધને અંતે વર્સેલ્સની શરતો ઉપર સહી કરવામાં પણ ઉપલાજ ત્રણ જણને હિંદના પ્રતિનિધિ તરીકે મુકરર કરવામાં આવ્યા હતા. બ્રિટિશ મહારાજ્યના મહત્વના સવાલો ચર્ચવા આ સાલ ( ઇ. સ. ૧૯૨૧ ) માં નવી પરિષદ બોલાવવામાં આવી છે અને તેમાં

ભાગ લેવા માટે ઓન. મી. શ્રીનિવાસ સાસ્ત્રી અને નામદાર કચ્છના મહારાવને નિમંત્રણ કરવામાં આવ્યું છે. એ પ્રમાણે બ્રિટિશ મહારાજ્યની સર્વોત્તમ પરિષદમાં હિંદનાં દેશી રાજ્યોને સ્થાન મળી ચુક્યું છે.

યુરોપીય વિગ્રહને લઇને જગતમાં જે નવી જાગ્રતિ થઈ તે પ્રમાણે હિંદમાં પણ તેની અસર ફેલાઇ. આ જાગ્રતિને પહોંચી વળવા અને નવા જુસ્સાને પ્રજોન્નતિના માર્ગે દોરવા માટે હિંદી પ્રધાન તથા વાઇસરાયે જે નવા સુધારાને નામે રચનાઓ ઘડી કાઢી તેમાં દેશી રાજ્યોના રાજ્યકર્ત્તાઓનું એક મંડળ સ્થાપવાની સૂચના પણ હતી. લોર્ડ ચેમ્સફોર્ડે પોતાની વાઇસરાયગિરી દરમ્યાન દર વરસે દેશી રાજાઓને દિલ્હીમાં આમંત્રણ કરી તેઓના સામાન્ય સવાલો ચર્ચવાની સંધિ પૂરી પાડી હતી અને તે પ્રમાણે બે ત્રણ વરસથી રાજાઓની પરિષદ મળતી હતી; તે પરિષદ આગળ આ સૂચના મુકવામાં આવતાં તેણે નરેન્દ્ર મંડળનાં નામથી આ સંસ્થાએ કાયમનું સ્વરૂપ આપવાનું નક્કી કર્યું. અને તે સૂચનાને નામદાર શહેનશાહે બહાલી આપી, નવા સુધારામાં નરેન્દ્ર મંડળની સ્થાપના કરી. આ મંડળમાં ઈ.સ. ૧૯૨૦ ના જાનેવારીની ૧ લી તારીખે જે જે રાજાઓ ૧૧ કે તેથી વધારે તોપનું માન ધરાવે છે તેઓ બધાને બેસવાનો હક છે. તે ઉપરાંત ૧૧ થી ઓછી તોપ ધરાવનાર રાજાઓના પ્રતિનિધિઓ પણ બેસી શકશે. આ પ્રતિનિધિઓની સંખ્યા તથા તેમની નીમણુક કરવાના નિયમો હજી હવે ઘડવામાં આવશે. આ મંડળ અત્યારે તો માત્ર સલાહકારક ગણાશે. બ્રિટિશ હિંદ

અને દેશી રાજ્યોને સરખી રીતે લાગુ પડતા સવાલો ઉપર ચર્ચા થઇ. આ મંડળના અભિપ્રાય મુજબ સલાહ આપવામાં આવશે. ઓછામાં ઓછા ત્રીસ સભાસદની હાજરી થયે સભાનું કામ ચાલી શકશે. સભામાં હાજરી આપવાની કોઇ પણ રાજા પર ફરજ નાંખવામાં આવી નથી. તેમ કોઇ પણ સવાલ ઉપર પોતાનો મત ન દર્શાવવો હોયતો તેમ પણ કરીશકે છે. દેશીરાજાઓના બ્રિટિશ સરકાર સાથેના વ્યવહારના એક સરખા નિયમો કરવા માટે, દેશી રાજ્યમાં રાજાની સગીર ઉમરમાં રાજ્ય વહીવટ ચલાવવાની ગોઠવણ કરવા માટે વગેરે સવાલોમાં ઘણા તકરારી મુદ્દાઓનું નિરાકરણ કરવામાં આવ્યું છે. દેશીરાજ્યોના અંદર અંદરના સવાલોનાં નિરાકરણ માટે લવાદ મંડળ સ્થાપવાની યોજના પણ કરવામાં આવી છે.

આ મંડલની સ્થાપનાથી દેશી રાજ્ય કર્તાઓને બ્રિટિશ હિંદના સવાલોમાં સલાહ આપવાની છૂટ મળી છે. પણ બ્રિટિશ સરકારે દેશી રાજાઓને તેઓના અધિકાર વગેરેમાં કઈ પણ જાતની દરમિયાનગિરી ન કરવાનું વચન આપ્યું છે. બ્રિટિશ સરકાર આ દરેક રાજ્યો સાથે તહનામાંથી બંધાયેલ છે અને તેતે તહનામાંની શરતો બરોબર પાળવામાં આવશે એમ નામદાર શહેનશાહ તરફથી વચન આપવામાં આવ્યું છે. એટલે પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર સાથે સર્વોપરિ આપખુદ સત્તા (absolute personal rule) ધરાવનાર મંડલને જોડવામાં આવ્યું છે. આ બે મંડલો એક બિજા ઉપર કઇ દિશામાં અસર કરે છે એ ઇતિહાસના અભ્યાસકને રસિક વિષય થઇ પડશે.

## દેશી સંસ્થાનોનાં ક્ષેત્રફળ, વસતી,

### ૧. હિંદ સરકારની સાથે પરભાર્યો સંબંધ

| સંસ્થાનનું નામ. | ચોરસ માઇલ પ્રમાણે ક્ષેત્રફળ | ૧૯૨૧ માં વસ્તી. | આસરે મહેસુલ ( લાખ રૂપીયામાં બતાવી છે.) |
|---|---|---|---|
| નેપાલ * | ૫૪,૦૦૦ | ૫૦,૦૦,૦૦૦ (હિંદુ તથા બુદ્ધલોકો) | ૧,૫૦ |
| હૈદરાબાદ | ૮૨,૬૯૮ | ૧,૨૪,૫૩,૬૨૭ (હિંદુતથા મુસલમાન) | ૩,૫૯ |
| મ્હૈસૂર | ૨૯,૪૭૪ | ૫૯ ૭૬,૬૬૦ ( હિંદુ) | ૧,૯૦ |
| વડોદરા | ૮,૦૯૯ | ૨૧,૨૧,૮૭૫ (હિંદુ) | ૧,૨૩ |
| કાશમીર અને જમ્મુ | ૮૦,૯૦૦ | ૩૫.૨૨,૦૩૦ ( ગીલજીત સ્કારડુ લડાક અને પચ સહિત. મુસલમાન ) | ૮૭ |
| એકંદર | ૨,૫૫,૧૪૧ | ૨ ૫૦,૭૮,૧૫૨ | ૯૦૯ |

* નેપાલ સ્વતંત્ર રાજ્ય છે. માત્ર બ્રિટિશ સરકાર તરફથી ત્યાં રેસીડેન્ટ રહે છે. તે રાજા પોતાની નોકરીમાં કોઇ અંગ્રે-

+ વરાડ પ્રાંત બાદ કર્યો છે.

તથા મહેસુલ પ્રમાણે વર્ગીકરણ.

ધરાવનારાં પાંચ મોટાં સંસ્થાને.

| રાજ્ય કર્તાનો ખિતાબ, વંશ તથા ધર્મ | તાપોનું માન | ગવર્નમેંટ તરફથી રહેનારા અમલદારને હુદ્દા. |
|---|---|---|
| મહારાજા, રજપુત, હિંદુ | ૨૧ | નેપાળના રેસીડેન્ટ |
| નિઝામ, તુર્ક, સુની મુસલમાન | ૨૧ | હૈદ્રાબાદના ,, |
| મહારાજા, ક્ષત્રી, હિંદુ | ૨૧ | મ્હૈસુરના ,, |
| મહારાજા, મરાઠા, હિંદુ | ૨૧ | વડોદરાના ,, |
| મહારાજા, ડોગરા રજપુત, હિંદુ | ૧૯(કાશ્મિરની હદમાં ૨૧ ) | કાશ્મિરના ,, |

જને બ્રિટિશ સરકારની પરવાનગી શિવાય રાખી શકતો નથી.

૨. મધ્યહિંદ એજંટ ટુ ધી ગવર્નર–જનરલની દેખરેખ

| સંસ્થાનનું નામ. | ચોરસ માઈલ પ્રમાણે ક્ષેત્રફળ. | ૧૯૧૧ માં વસ્તી. | અડસટે મહેસુલ લાખ રૂપયામાં બતાવી છે) |
|---|---|---|---|
| ગ્વાલીઅર. | ૨૫,૦૪૧ | ૩૧,૭૫,૮૨૨ (મુખ્યત્વે હિંદુ) | ૧,૬૩ |
| ઇંદોર. | ૯૫૦૦ | ૧૦,૦૭,૮૫૬ ,, | ૭૨ |
| ભોપાળ. | ૬૮૫૯ | ૭,૩૦,૩૮૩ ,, | ૨૬ |
| રેવા. | ૧૩૦૦૦ | ૧૫,૧૪,૮૪૩ ,, | ૨૯ |
| ઓરછા. | ૨૦૮૦ | ૩,૩૦,૦૩૨ ,, | ૬ |
| દાંતિઆ. | ૯૧૧ | ૧,૫૪,૬૦૩ ,, | ૯ |
| ધાર. | ૧૭૭૫ | ૧,૫૪,૦૭૦ ,, | ૧૧ |
| જાવરા. | ૫૬૮ | ૭૫,૯૫૦ ,, | ૯ |
| પન્ના. | ૨૪૯૨ | ૧,૯૨,૯૮૬ ,, | ૫ |
| છત્તરપુર. | ૧૧૧૫ | ૦,૫૬,૧૩૯ ,, | ૪ |
| છરખાડી | ૭૦૩ | ૧,૨૩,૯૫૪ ,, | ૪ |
| * ૧૩૭ નાનાં સંસ્થાનો. | ૧૩,૩૫૧ | ૧૫,૩૮,૪૯૧ ,, | ૮૦ |
| એકંદર | ૭૭૩૯૫ | ૯૧,૫૫,૭૩૦ | ૪૨૧ |

* આમાનાં ૧૬ સંસ્થાનોના રાજાઓને માત્ર ચોકસ ઠરાવેલ

નીચે આવેલા મધ્યહિંદ એજન્સીના ૧૪૮ સંસ્થાનો.

| રાજ્ય કર્તાનો ખિતાબ, વંશ તથા ધર્મ. | તોપનું માન. | ગવર્નમેન્ટ તરફથી રહેનાર અમલદારનો હુદ્દો. |
|---|---|---|
| મહારાજા, મરાઠા, હિંદુ | ૧૯ (ગ્વાલીઅરની હદમાં ૨૧) | ગ્વાલીઅરના રેસીડેન્ટ |
| મહારાજા, મરાઠા, હિંદુ | ૧૯ (ઇંદોરની હદમાં ૨૧) | ઇંદોરના ,, |
| નવાબ (પુરૂષ), બેગમ (સ્ત્રી.અફઘન મુસલમાન | ૧૯ (ભોપાળની હદમાં ૨૧) | ભોપાળના પોલીટીકલ એજંટ |
| મહારાજા, વાઘેલા રજપુત હિંદુ | ૧૭ | વાઘેલખંડના ,, ,, |
| મહારાજા, બુદેલા રજપુત હિંદુ | ૧૭ | બુદેલખંડના ,, ,, |
| મહારાજા, બુદેલા રજપુત હિંદુ | ૧૫ | ,, ,, ,, |
| રાજા પોંવાર મરાઠા, હિંદુ | ૧૫ | ભોપાળના પોલીટીકલ એજંટ |
| નવાબ,પઠાણ,મુસલમાન | ૧૩ | માળવાના ,, ,, |
| મહારાજા, બુદેલા રજપુત, હિંદુ | ૧૧ | બુદેલખંડના ,, ,, |
| મહારાજા, પોંવાર રજપુત, હિંદુ | ૧૧ | ,, ,, ,, |
| મહારાજા, બુદેલા રજપુત હિંદુ | ૧૧ | ,, ,, ,, ઉપર આવી ગયેલા અમલદારોના ચાર્જમાં વહેંચાઈ ગયેલાં છે. |

મહેસુલ મળે છે; તેઓને કંઇ જમીન નથી.

( અ ) ૩ રજપુતાનાના એજંટ ટુ ધી ગવર્નર-જનરલની

| સંસ્થાનનું નામ. | ચોરસ માઇલ પ્રમાણે ક્ષેત્રફળ | ૧૯૧૧ માં વસ્તી. | આસરે મહેસુલ [લાખ રૂપિયા ગણેલી છે ] |
|---|---|---|---|
| ઉદેપુર (મેવાડ) | ૧૨૬૯૧ | ૧૨,૯૩,૭૭૬ (હિંદુ તથા ભીલ) | ૨૪ |
| જેપુર | ૧૫૫૭૯ | ૨૬,૩૬,૬૯૪(હિંદુ) | ૬૨ |
| જોધપુર (મારવાડ | ૩૪૯૬૩ | ૨૦,૫૭,૫૫૩ ,, | ૫૬ |
| ભરતપુર | ૧૯૮૨ | ૬,૨૬,૬૬૫ ,, | ૩૫ |
| કોટા | ૫૬૮૪ | ૬,૩૯,૦૮૯ ,, | ૩૩ |
| ટોંક | ૨૫૫૩ | ૩,૦૩,૧૮૧ ,, | ૧૩ |
| બુંદી | ૨૨૨૦ | ૨,૧૮,૭૩૦ ,, | ૭ |
| કરોલી | ૧૨૪૨ | ૧,૫૬,૭૮૬ ,, | ૫ |

દેખરેખ નીચેના રજપુતાના એજન્સીના ૨૦ સંસ્થાનો.

| રાજ્યકર્તાનો ખિતાબ, વંશ, તથા ધર્મ | તોપનું માન | ગવર્નમેન્ટ તરફથી રહેનાર અમલદારનો હુદ્દો |
|---|---|---|
| મહારાજા, સીસોદીઆ રજપુત, હિંદુ | ૨૧ | મેવાડના રેસીડેન્ટ |
| મહારાજા, કચવાહા રજપુત, હિંદુ | ૨૧ | જેપુરના " |
| મહારાજા, રાઠોડ રજપુત, " | ૧૭ | રજપુતાનાના પશ્ચિમ સંસ્થાનોના " |
| મહારાજા, જાટ " | ૧૭ | રજપુતાનાના પૂર્વ સંસ્થાનોના પોલિટિકલ એજંટ |
| મહારાજા, હાર ચોહાણ " | ૧૭ | કોટા અને ઝાલાવાડના પોલિટિકલ એજંટ |
| નવાબ પઠાણ મુસલમાન | ૧૭ | ટોંક અને હારાવતીના પોલિટિકલ એજંટ |
| મહારાજા રાજા હાર ચોહાણ રજપુત, હિંદુ | ૧૭ | " " |
| મહારાજા, જાદવ રજપુત હિંદુ | ૧૭ | રજપુતાનાના પૂર્વ સંસ્થાનોના પોલિટિકલ એજંટ |

## (ખ) ૩ રજપુતાનાના એજંટ ટુ ધી ગવર્નર–જનરલની

| સંસ્થાનનું નામ. | ચોરસ માઇલ પ્રમાણે ક્ષેત્રફળ. | ૧૯૧૧ માં વસ્તી. | અડસટે મહેસુલ (લાખ રૂપીયામાં.) |
|---|---|---|---|
| અલવર, | ૩૧૪૧ | ૭૯૧૬૮૮ [ હિંદુ ] | ૩૦ |
| ધોલપુર. | ૧૧૫૫ | ૨૭૦૯૭૩ " | ૧૦ |
| વાંસવાડા. | ૧૯૭૬ | ૧૬૫૪૬૩ ( ભીલ લોકો ) | ૧॥ |
| સીરોહી. | ૧૯૬૪ | ૧૮૯૧૨૭ (હિંદુ) | ૩ |
| ૭ નાનાં સંસ્થાનો | ૨૦૪૮૭ | ૪૫૧૯૯૦ | ૧૭॥ |
| એકંદર | ૧૨૮૯૧૮ | | ૩૨૦ |

દેખરેખ નીચેનાં રજપુતાના એજન્સીનાં ૨૦ સંસ્થાનો [ચાલુ]

| રાજ્ય કર્તાનો ખિતાબ, વંશ; તથા ધર્મ | તોપનું માન | ગવર્નમેન્ટ તરફથી રહેનાર અમલદારનો હુદ્દો. |
|---|---|---|
| મહારાજા, કછવાસા રજપુત, હિંદુ | ૧૫ | અલવરના પોલિટિકલ એજંટ. |
| મહારાજા રાણા, જાટ, હિંદુ | ૧૫ | રજપુતાનાના પૂર્વ સંસ્થાનોના પોલિટિકલ એજંટ |
| મહારાવળ, સીસોદીઆ રજપુત, હિંદુ | ૧૫ | મેવાડના રેસીડેન્ટનો આસિસ્ટંટ |
| મહારાવ, દેવડા ચોહાણ રજપુત, હિંદુ | ૧૫ | રજપુતાનાનાં પશ્ચિમ સંસ્થાનોના રેસીડેન્ટ |
| ...... | .... | ઉપર આવેલા અમલદારોના ચાર્જમાં સોપાયેલા છે. |

## ૪. બલુચિસ્તાનના એજંટ ટુ ધી ગવર્નર-જનરલની

| સંસ્થાનનું નામ. | ચોરસ માઇલ પ્રમાણે ક્ષેત્રફળ | ૧૯૧૧ મા વસ્તી. | આસરે મહેસુલ (લાખ રૂપિયામા બતાવી છે ) |
| --- | --- | --- | --- |
| ખેલાત. | ૭૧૫૯૩ | ૩૩૬૪૨૩ [ સુન્ની મુસલમાન ] | ૮ |
| લાસબેલા. | ૬૪૪૧ | ૬૧૨૦૫ ” | ૨ |
| એકંદર | ૭૮૦૩૪ | ૩૯૭૬૨૮ | ૧૦ |

ખરેખ નીચેનાં બલુચિસ્તાનનાં સંસ્થાનો. (૨)

| રાજ્ય કર્તાનો ખનામ, વંશ, તથા ધર્મ | તોપોનું માન | ગવર્નમેન્ટ તરફથી રહેનાર અમલદારનો હુદો. |
|---|---|---|
| ાન અથવા વાલી, બ્રાહુઈ સુન્ની મુસલમાન. | ૧૯ | ખેલાતના પોલિટિકલ એજંટ. |
| .મ, ખુરેશી અ.રબ, સુન્ની મુસલમાન. | નથી | ,, ,, ,, |
| ....... | .... | |

## ૫. સ્થાનિક સરકારોની સાથે સંબંધ

### [ અ ] મદ્રાસ ઇલાકો.

| સંસ્થાનનું નામ. | ચોરસ માઇલ પ્રમાણે ક્ષેત્રફળ. | ૧૯૨૧ ની વસ્તી. | આસરે મહેસુલ (લાખ રૂપીયામાં બતાવી છે.) |
|---|---|---|---|
| ત્રાવણકોર. | ૭૦૯૧ | ૪૦૦૫૮૪૯ (હિંદુ તથા ખ્રીસ્તી ) | ૧૦૦ |
| કોચીન. | ૧૩૬૨ | ૯૭૯૬૧૯ ” | ૨૭ |
| પુદુકોટા. | ૧૧૦૦ | ૪૧૧૮૭૮ (હિંદુ) | ૧૧ |
| ૨ નાનાં સંસ્થાનો. | ૪૧૬ | ૪૩.૪૬૪ | ૩ |
| એકંદર | ૯૯૬૯ | ૫૪૪૦૮૦૮૯ | ૧૪૧ |

ધરાવનારાં સંસ્થાનો.

૫. ) સંસ્થાનો.

| રાજ્ય કર્તાનો ખિતાબ, વંશ, તથા ધર્મ | તોપોનું માન | ગવર્નમેન્ટ તરફથી રહેનાર અમલદારનો હુદો. |
|---|---|---|
| મહારાજા, ક્ષત્રી, હિંદુ. | ૧૨ | ત્રાવણકોર અને કોચીનના રેસીડેન્ટ |
| રાજા, ક્ષત્રી, હિંદુ | ૧૭ | " " |
| રાજા, કલ્લર, હિંદુ | ૧૧ | ત્રાચીનોપલ્લીનો કલેકટર |
| ........ | | |

## ૫ ( ખ ) મુંબઇ ઈલાકો

| સંસ્થાનનુ નામ. | ચોરસ માઈલ પ્રમાણે ક્ષેત્રફળ | ૧૯૨૧ માં વસ્તી. | અંદાજે મહેસુલ [લાખરૂપિયામાં બનાવી છે] |
|---|---|---|---|
| કોલ્હાપુર. | ૨૮૫૫ | ૮૩૨૩૭૬ (હિંદુ) | ૪૮ |
| કચ્છ. | ૭૬૧૬ | ૪૮૪૫૨૬ ” | ૨૦ |
| ખૈરપુર. | ૬૦૫૦ | ૧૯૩૧૫૨ (મુખ્યત્વે મુસલમાન) | ૧૩ |
| ઈડર. | ૧૯૦૦ | ૨૨૬૩૫૫ (મુખ્યત્વે હિંદુ | ૫ |
| ભાવનગર | ૨૮૬૦ | ૪૨૫૯૨૫ ” | ૩૦ |
| જુનાગઢ. | ૩ ૮૪ | ૪૬૫૪૨૧ ” | ૨૭ |
| નવાનગર | ૩૭૯૧ | ૩૪૫૦૪૦ ,, | ૩૧ |
| પાલણપુર. | ૩૧૭૭ | ૨૩૬૬૯૪ , | ૭ |
| ગોંડળ. | ૧૦૨૪ | ૧૬૬૯૮૦ ,, | ૧૯ |
| રાજપીપળા | ૧૫૧૪ | ૧૬૨૪૫૪ ,, | ૭ |
| ભોર. | ૧૪૯૧ | ૧૩૦૪૨૭ ,, | ૫ |
| સાંગલી. | ૧૧૧૨ | ૨૨૧૩૧૪ ,, | ૯ |
| ૩૪૨ નાનાં સંસ્થાનો | ૨૯૦૮૭ | ૩૧૩૧૮૧૭ ,, | ૧૯૯ |
| એકંદર | ૬૫૭૬૧ | ૭૪૧૭૩૪૧ | ૪૨૦ |

(૩૫૪ સંસ્થાનો.)

| રાજ્યકર્તાનો ખિતાબ વંશતથાધર્મ. | તોપનુ માન. | ગવર્નમેન્ટ તરફથી રહેનાર અમલદારનો હુદો. |
|---|---|---|
| મહારાજા, ક્ષત્રી, હિંદુ | ૧૯ | કોલ્હાપુરના પોલિટિકલ એજંટ |
| મહારાવ, જાડેજા રજપુત, હિંદુ | ૧૭ | કચ્છના પોલિટિકલ એજંટ |
| મીર, તાલપુર બલુચ, મુસલમાન | ૧૫ | ખેરપુરના પોલિટિકલ એજંટ |
| મહારાજા, રાઠોડ રજપુત, હિંદુ | ૧૫ | મહિકાંઠાના પોલિટિકલએજંટ |
| મહારાજા, ગોહેલરજપુત, હિંદુ | ૧૩ | કાઠિયાવાડના એજંટ ટુ ધી ગવર્નર |
| નવાબ, પઠાણ, મુસલમાન | ૧૩ | ” ” ” |
| જામ, જાડેજા રજપુત, હિંદુ | ૧૩ | ” ” ” |
| નવાબ, પઠાણ, મુસલમાન | ૧૧ | પાલણપુરના પોલિટિકલ એજંટ |
| ઠાકોર, જાડેજા રજપુત, હિંદુ | ૧૧ | કાઠિયાવાડના એજંટ ટુ ધી ગવર્નર |
| મહારાણા, ગોહેલ રજપુત, હિંદુ | ૧૧ | રેવાકાંઠાના પોલિટિકલ એજંટ |
| પત સચીવ, બ્રાહ્મણ, હિંદુ | ૯ | પુનાનો કલેકટર |
| ઠાકુર, બ્રાહ્મણ, હિંદુ | નથી | દક્ષિણમહારાષ્ટ્રનો પોલિટિકલ એજંટ |
| .... | ... | ........ |

૫ ( ક ) બંગાળા ઇલાકો

| સંસ્થાનનું નામ. | ચોરસ માઇલ પ્રમાણે ક્ષેત્રફળ | ૧૯૧૧ માં વસ્તી | આસરે મહેસુલ લાખરૂપીયામાં બતાવી છે.) |
|---|---|---|---|
| સિક્કિમ | ૨૮૧૮ | ૮૭૯૨૦ મુખ્યત્વે હિંદુ તથા બૌદ્ધ લોકો | ૧ |
| કુચ-બિહાર | ૧૩૦૭ | ૮૧૭૨૨ મુખ્યત્વે હિંદુ અને મુસલમાન | ૨૪ |
| * હિલ ટિપેરા | ૪૦૮૬ | ૨૨૯૬૧૩ હિંદુ | ૭ |
| મયુરભંજ [ઓરિસ્સાનો ખંડણી ભરનાર મહાલ] | ૪૨૪૩ | ૬૧૦૩૮ . . | ૮ |
| ભુતાન | ૨૦૦૦૦ | ૩૦૦, ૦૦ બૌદ્ધ | ૨ |
| ×સુરગુજા [છોટાનાગપુરનો ખંડણી ભરનાર મહાલ] | ૬૦૫૫ | ૪૮૭૧૦ હિંદુ | ૨ |
| કંજહાર (ઓરિસ્સાનો ખંડણી ભરનાર મહાલ) | ૩૦૯૬ | ૫૮૭૫૮ ,, | ૩ |
| ધેનકનાલ ,, ,, ,, | ૧૪૬૩ | ૨૭૩૬૬૨ ,, | ૪ |
| ગંગપુર (છોટાનાગપુરનો ખંડિયો મહાલ | ૨૫૧૮ | ૨૩૮૮૯૬ ,, | ૧ |
| ૨૧ નાનાં સંસ્થાનો | ૧૩૦૬૬ | ૧૧૮૯૫૨૧ | ૨૭ |
| એકંદર | ૫૮૯૫૮ | ૩૯૯૮૫૪૪ | ૭૮ |

* ૧૯૦૫માં હિલ ટિપેરા પૂર્વ બંગાળા અને આસામ પ્રાંતની

× ૧૯૦૫ માં સુરગુજા મધ્યપ્રાંતોની સાથે જોડી દીધો છે.

[ ૩૦ સંસ્થાનો ]

| રાજ્ય કર્તાનો ખિતાબ, વંશ. તથા ધર્મ | તોપનું માન | ગવર્નમેન્ટ તરફથી રહેનાર અમલદારનો હુદો. |
|---|---|---|
| મહારાજા, ટીબેટી બૌદ્ધ | ૧૫ | પોલિટિકલ ઓફિસર સિકિમ |
| મહારાજા, ક્ષત્રી. બ્રહ્મો | ૧૩ | રાજશાહીનો કમીશનર |
| રાજા, ક્ષત્રી, હિંદુ | ૧૩ | ચીતાગોંગનો કમીશનર |
| રાજા, ક્ષત્રી, હિંદુ | .... | ઓરિસ્સાનો કમીશનર |
| દેવરાજા, ભોટિયા, બૌદ્ધ | .. | રાજશાહીનો કમીશનર |
| રાજા, રક્ષેલ રજપુત હિંદુ | .... | છોટાનાગપુરનો કમીશનર |
| રાજા, રજપુત, હિંદુ | .... | ઓરિસ્સાનો કમીશનર |
| રાજા, ક્ષત્રી, હિંદુ | .... | ” ” |
| રાજા, ક્ષત્રી, હિંદુ | .... | છોટાનાગપુરનો કમીશનર |
| ... | | ....... |

સાથે જોડી દીધા છે.

## ૫ ( ડ ) સંયુક્ત પ્રાંતો

| સંસ્થાનનું નામ | ચોરસ માઇલ પ્રમાણે ક્ષેત્રફળ | ૧૯૧૧ માં વસ્તી. | અડસટે મહેસુલ (લાખરૂપીયામાં બતાવી છે.) |
|---|---|---|---|
| રામપુર | ૮૯૯ | ૫૩૧૮૯૮ ( હિંદુ તથા મુસલમાન ) | ૪૫ |
| તેહરી | ૪૧૮૦ | ૨૯૯૮૫૩ (હિંદુ) | ૬ |
| એકંદર | ૫૦૭૯ | ૮૩૧૭૫૧ | ૫૧ |

( ૨ સંસ્થાનો )

| રાજ્ય કર્તાનો ખિતાબ, વંશ, તથા ધર્મ | તોપોનું માન. | ગવર્નમેન્ટ તરફથી રહેનાર અમલદારનો હુદ્દો. |
|---|---|---|
| નવાબ, પઠાણ, મુસલમાન | ૧૩ | બરેલીનો કમીશનર |
| રાજા, ક્ષત્રી, હિંદુ | ૧૧ | કુમાઉનનો કમીશનર |
| ... .... | .... | .... |

૫ (ઈ) પંજાબ ઈલાકો

| સંસ્થાનનું નામ. | ચોરસ માઇલ પ્રમાણે ક્ષેત્રફળ. | ૧૯૧૧ માં વસ્તી. | અડસટે મહેસુલ લાખરૂપિયામાં ગનાતી છે ) |
|---|---|---|---|
| ભાવલપુર | ૧૫૦૦૦ | ૭૮૦૩૯૪ ( મુસલ માન ) | ૨૭ |
| પતીઆલા | ૫૪૧૨ | ૧૪૦૭૬૫૯ ( હિંદુ અને સીખ લોકો | ૭૨ |
| નાભા | ૯૨૮ | ૨૪૮૮૯૨ ,, | ૧૫ |
| ઝીંદ | ૧૨૫૯ | ૨૭૧૭૨૮ ,, | ૧૫ |
| કપુરથલા | ૬૩૦ | ૨૬૮૨૪૪ ( મુસલ માન ) | ૨૫ |
| મંડી | ૧૨૦૦ | ૧૮૧૧૧૦ ( હિંદુ ) | ૫ |
| સીરમુર | ૧૧૯૮ | ૧૩૮૫૬૪ ,, | ૮ |
| ચંબા | ૩૨૧૬ | ૧૩૪૩૫૧ ,, | ૭ |
| ફરીદકોટ | ૬૪૨ | ૧૩૦૩૭૧ (સીખ, હિંદુ, મુસલમાન ) | ૮ |
| ૨૫ નાનાં સંસ્થાનો | ૭૦૪૭ | ૬૫૦૦૪૮ | ૧૭ |
| એકંદર | ૩૬૫૩૨ | | ૧૮૯ |

( ૩૪ સંસ્થાનો )

| રાજ્ય કર્તાનો ખિતાબ, વંશ, તથા ધર્મ | તોપનું માન | ગવર્નમેન્ટ તરફથી રહેનાર અમલદારનો હુદ્દો. |
|---|---|---|
| નવાબ, દાઉદપુત્ર, મુસલમાન | ૧૭ | ભાવલપુર અને પુલકીઅન સંસ્થાનોના પોલિટિકલ એજંટ |
| મહારાજા, સીધુ જાટ, સીખ | ૧૭ | ,, ,, ,, |
| રાજા, સીધુ જાટ, સીખ | ૧૫ | ,, ,, ,, |
| રાજા, સીધુ જાટ, સીખ | ૧૧ | ,, ,, ,, |
| રાજા, અહલુવળીઆ, સીખ | ૧૧ | જલંધર દોઆબનો કમીશનર |
| રાજા ચંદ્રવંશી રજપુત હિંદુ | ૧૧ | જલંદરનો કમીશનર |
| રાજા, રજપુત, હિંદુ | ૧૧ | દેહલીનો કમીશનર |
| રાજા, રજપુત, હિંદુ | ૧૧ | લાહોરનો કમીશનર |
| રાજા, બરાર જાટ, હિંદુ | ૧૧ | જલંધરનો કમીશનર |

## ૫ ( ક ) બ્રહ્મદેશ

| સંસ્થાનનું નામ | ચોરસ માઇલ પ્રમાણે ક્ષેત્રફળ | ૧૯ મા વસ્તી | આસરે મહેસુલ (લાખરૂપિયામા બતાવી ) |
|---|---|---|---|
| [૧] ઉત્તર વિભાગ શાન સંસ્થાનો | | | |
| હુમાપો [થીબો] | ૫૦૮૬ | ૧૦૪૭૦૦ ( બૌદ્ધ લોકો ) | ૩ |
| ૫ નાના સંસ્થાનો | ૯૫૦૮ | ૭૧૬૯૦ ,, | ૨ |
| [૨] દક્ષિણ વિભાગ શાન સંસ્થાનો | | | |
| કેંગતુંગ | ૧૨૦૦૦ | ૧૯૦૬૯૮ ( બૌદ્ધ લોકો ) | ૧ |
| મોગનાઇ | ૨૭૭૭ | ૪૪૭૫૨ , | ૧॥ |
| ચો ધ્વે | ૨૪૦૦ | ૯૫૩૩૯ ,, | ૦॥ |
| ૩૫ નના સંસ્થાનો | ૨૧૩૭૪ | ૪૮૦૨૭ [બૌદ્ધ તથા જંગલી લોકો] | ૪ |
| [૩] ૫ કર્ન સંસ્થાનો | ૪૮૩૦ | ૪૫૮૮૫ ,, | ૧॥ |
| [૪] ૩ નાના સંસ્થાનો | ૯૦૮૬ | ૪૦૫૪૩ ,, | ૧ |
| એકંદર.... | ૬૭૦૧૧ | ૧૧૭૭૯૮૭ | ૧૪॥ |

( પર સંસ્થાનો.)

| રાજ્ય કર્તાની જિનાસ, વંશ, તથા ધર્મ. | તોપોનું માન | ગવર્નમેન્ટ તરફથી રહેનાર અમલદારનો હુદ્દો. |
|---|---|---|
| સોબ્વા, શાન, બૌદ્ધ | ૯ | ઉત્તર શાન સંસ્થાનનો સુપ્રીન્ટેન્ડેન્ટ |
| | | ” ” ” |
| સોબ્વા, શાન, બૌદ્ધ | ૯ | દક્ષિણ શાન સંસ્થાનનો સુપ્રીન્ટેન્ડેન્ટ |
| સોબ્વા, શાન, બૌદ્ધ | ૯ | ” ” ” |
| સોબ્વા, શાન, બૌદ્ધ | .... | ” ” ” |

## ५ (ग) मध्य प्रांतो

| संस्थानतु नाम. | चोरस माइलि प्रमाणे क्षेत्रफळ. | १९११ मां वस्ती. | अडसटे महेसुल [लाखरुपियामां बतावी छे] |
|---|---|---|---|
| कालाहंडी | ३७४५ | ३५०५२९ (हिंदु) | २ |
| बस्तर | १३०६२ | ४३३३१० (जंगली) | ३ |
| पटणा | २३९९ | २७७७४८ (हिंदु) | २ |
| रायगड | १४८६ | २१८८६० ,, | २ |
| सोनपुर | ९०६ | १६९८७७ ,, | १ |
| बामरा | १९८८ | १२३३७८ ,, | १ |
| ९ नानां संस्थानो | ५८४९ | ५९३४२१ ,, | ११ |
| एकंदर | २९४३५ | १९९६३८३ | २१ |

( ૧૫ સંસ્થાનો

| રાજ્ય કર્તાનો ખિતાબ, વંશ, તથા ધર્મ. | તોપનું માન. | ગવર્નમેન્ટ તરફથી રહેનાર અમલદારનો હુદો. |
|---|---|---|
| રાજા, ક્ષત્રી, હિંદુ | ૯ | છતીસગઢનો પોલિટિકલ એજંટ. |
| રાજા, ક્ષત્રી, હિંદુ | .... | ,, ,, ,, |
| મહારાજા, ચોહાણ રજપુત, હિંદુ | .... | ,, ,, ,, |
| રાજા, ગોંડ હિંદુ | .... | ,, ,, ,, |
| રાજા, ચોહાણ રજપુત, હિંદુ | ... | ,, ,, ,, |
| રાના, ગંગાવાસી રજપુત, હિંદુ | .... | ,, ,, ,, |

૫ ( હ ) આસામ

| સંસ્થાનનું નામ. | ચોરસ માઈલ પ્રમાણે ક્ષેત્રફળ | ૧૯૧૧ માં વસ્તી. | અડસટે મહેસુલ (લાખરૂપીયામાં બતાવી છે.) |
|---|---|---|---|
| મણીપુર | ૮૪૫૬ | ૩૮૩૬૭૨ ( હિંદુ તથા જંગલી ) | ૪ |
| ખાંસી સંસ્થાનો (૨૫) | ૩૯૦૦ | ૧૨૬૦૦૦ (ખાસી તથા ખ્રીસ્તી ) | ૧॥ |
| એકંદર... | ૩૫૬ | ૫૦૯૬૭૨ | ૪॥ |
| કુલ એકંદર– | ૮૨૪૨૮૩ | ૬૮૨૧૦૬૬૦ | ૨૫૨૯ |

[૨૬ સંસ્થાનો. ]

| રાજ્ય કર્તાનો ખિતાબ, વંશ, તથા ધર્મ. | તોપોનું માન | ગવર્નમેન્ટ તરફથી રહેનાર અમલદારનો હુદ્દો. |
|---|---|---|
| રાજા, ક્ષત્રી, હિંદુ | ૧૧ | મણિપુરનો પોલિટિકલ એજંટ |
| | | ખાંસી અને જાંટીઆનો ડેપ્યુટી કમીશનર |

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## સ્થાનિક સરકારો.

૧. હિંદના રાજકીય વિભાગો–તેમનો ટૂંક ઇતિહાસ–૨. વિભાગોના પ્રકાર–ઇલાકેદાર સરકાર–પ્રાન્તિક હકૂમત–ગવર્નર–ઇન–કાઉન્સિલ–લેફ્ટેનંટ ગવર્નર–ચીફ કમિશનર ૩. મુખ્ય અમલદારો–નોનરેગ્યુલેશન પ્રાન્ત–૪. રેગ્યુલેશન પ્રાન્તના વહીવટની વિગત--જિલ્લાનું બંધારણ--કલેક્ટર--મેજીસ્ટ્રેટ--ડેપ્યુટિ કલેક્ટર–મામલતદાર– ૫. નોન-- રેગ્યુલેશન પ્રાન્તનો વહીવટ.

આપણે વડી સરકારનું બંધારણ અને કામ જોઇ ગયા. તેનું કામ દેશ ઉપર હુકુમત ચલાવવાનું નથી, પણ જુદી જુદી સ્થાનિક સરકારોની હકુમતની દેખરેખ રાખવી, તેમને માટે નિયમો, પદ્ધત્તિઓ નક્કી કરવી અને તેઓને દરેકને પોતપોતાની હદમાં રાખવી–એ પ્રકારનું છે. હકુમત ચલાવવા માટે દેશને જુદા જુદા વિભાગોમાં વહેંચી નાંખવામાં આવ્યો છે; અને તે તે વિભાગોની હકુમત કરનારી સંસ્થા તે તે વિભાગના ઇતિહાસ પ્રમાણે જુદી જુદી તરેહની છે. આ વિભાગો, તેનાં ક્ષેત્રફળ અને વસતી નીચેના કોઠામાં જણાવ્યા છે.

ઇલાકા

| નામ | ક્ષેત્રફળ<br>( હજાર ચોરસ માઇલ. ) | વસતી. * |
|---|---|---|
| મુંબઇ ઇલાકો– | ૧૨૩ | ૧૯૩૩૮૫૮૯ |
| મદ્રાસ ઇલાકો– | ૧૪૨ | ૪૨૩૨૨૨૭૦ |
| બંગાળ ઇલાકો– | ૭૮ | ૪૬૬૫૩૧૭૭ |

* વસતીના આંકડા ઈ. સ. ૧૯૨૧ ની ગણતરીના છે.

| | | |
|---|---|---|
| | **પ્રાન્ત.** | |
| બેહાર અને ઓરિસા– | ૮૩ | ૩૩૯૯૮૭૮૮ |
| બ્રહ્મદેશ– | ૨૩૬ | ૧૩૨૦૫૫૬૪ |
| સંયુક્ત પ્રાન્ત– | ૧૦૭ | ૪૫૫૯૦૯૪૬ |
| (યુનાઈટેડ પ્રોવિન્સિઝ) | | |
| મધ્ય પ્રાન્ત અને વરાડ– | ૧૦૦ | ૧૩૯૦૮૫૧૪ |
| પંજાબ | ૯૭ | ૨૦૬૭૮૩૯૩ |
| આસામ | ૫૩ | ૭૫૯૮૮૬૧ |
| | **પ્રાન્તિક હકુમતો.** | |
| વાયવ્ય સરહદનો પ્રાંન્ત | ૧૬ | ૨૨૪૭૬૯૬ |
| બ્રિટિશ બલુચિસ્તાન | ૪૬ | ૪૨૧૬૭૯ |
| કુર્ગ | ૧ | ૧૬૪૪૫૯ |
| અજમેર–મેરવાડા | ૨ | ૪૯૬૮૯૯ |
| આન્ડમાન અને નિકોબાર ટાપુઓ ૩ | | ૨૬૮૩૩ |
| દેહલિ | ૫૭૩ | ૪,૮૬,૭૪૧ |

હિન્દુસ્તાનના ઇતિહાસથી આપણે જાણીએ છીએ કે ઇસ્ટ ઇંડીયા કંપનીએ પોતાની કોઠી દેહલીના શહેનશાહના ફર્માન પ્રમાણે સુરતમાં ઇ. સ. ૧૬૧૩ માં સ્થાપી. ઇ. સ. ૧૬૬૮ માં ઇંગ્લાંડના રાજાએ પોર્ટુગીઝ સરકાર તરફથી પોતાની રાણીના દાયજામાં મળેલું મુંબાઈ ઇસ્ટિઇંડિયા કંપનીને સોંપ્યું. અને ઈ. સ. ૧૭૦૮ માં પશ્ચિમ હિંદની અંગ્રેજી કોઠીઓનો વહીવટ મુંબઇમાં ગવર્નર નીમી તેના હાથ નીચે મૂકવામાં આવ્યો.

આ ગવર્નરને મદદમાં કંપનીના બીજા વેપારીઓનું મંડળ આપવામાં આવતું હતું અને દરેક બાબત એ મંડલની બહુમતિ પ્રમાણેજ થતી. ગવર્નર એ મંડલનો પ્રમુખ (પ્રેસીડેન્ટ) હતો, અને તેથી તેના તાબાનો બધો મુલક પ્રેસિડેન્સી કહેવાયો. તેજ પ્રમાણે ઈ. સ. ૧૬૩૯ માં સ્થાનિક હિંદુ રાજા પાસેથી મદ્રાસ પટ્ટે લીધું ને તેમાંથી ઇ. સ. ૧૬૫૩ માં મદ્રાસ પ્રેસિડેન્સી સ્થાપવામાં આવ્યો. બંગાળમાં પહેલી કોઠી ઈ. સ. ૧૬૪૨ માં બાલાસોરમાં સ્થપાણી. પણ પછી ઈ. સ. ૧૬૯૮માં બંગાળના નવાબના હુકમથી જોબ ચાર્નોકે કલકત્તા વસાવ્યું અને ૧૭૫૭માં પ્લાસીના યુદ્ધ પછી કંપનીનો મુલક ત્યાં પણ જામ્યો; આ પ્રમાણે પહેલા ઈલાકા મુંબાઈ, મદ્રાસ અને બંગાળ એવા ત્રણ પાડવામાં આવ્યા હતા. આ ત્રણે ગવર્નર એકબીજાથી સ્વતંત્ર રીતે પરબારા ડીરેકટરોના હુકમ પ્રમાણે અમલ ચલાવતા. ઈ. સ. ૧૮૩૪માં બંગાળાના ગવર્નરને ગવર્નર-જનરલના નામ સાથે મુંબાઈ અને મદ્રાસ ઈલાકા ઉપર દેખરેખ રાખવાનું કામ પણ સોંપવામાં આવ્યું. ત્યાર પછી ગવર્નર-જનરલના વધતા જતા કામને લીધે બંગાળા ઈલાકાની હકુમત માટે એક જુદો લેફ્ટેનંટ-ગવર્નર નિમવામાં આવ્યો. એ પ્રમાણે જેમ જેમ નવા મુલક છતાતા ગયા અથવા ખાલસા કરવામાં આવ્યા તેમ તેમ તેઓની હકુમત માટે નવા પ્રાન્તો બંધાતા ગયા, જેને પરીણામે આજે ઉપર આપેલા કોઠા પ્રમાણે વિભાગ પાડવામાં આવ્યા છે.

૨. આ વિભાગોને ત્રણ દરજ્જામાં વહેંચી શકાય છે. ૧ ઇલાકેદાર સરકાર (presidencies), ૨. પ્રાન્તીક સરકાર

( provinces ), ૩. પ્રાન્તિક હકૂમતો ( administrations. ) આ વિભાગ પ્રમાણે પહેલે દરજ્જે ઇલાકેદાર સરકાર ત્રણ છે, મુંબાઇ, મદ્રાસ અને બંગાળ. બીજા દરજ્જાની પ્રાન્તિક સરકાર છ છેઃ બિહાર અને ઓરિસા, સંયુક્ત પ્રાન્ત ( આગ્રા અને અયોધ્યાનો ), પંજાબ, બ્રહ્મદેશ, મધ્યપ્રાન્ત અને વરાહ અને આસામ. બાકીના છ એ ત્રીજી પ્રાતની પ્રાન્તિક હકૂમતો ( administrations ) છે.

નવા સુધારા પ્રમાણે ઇલાકેદાર સરકાર અને પ્રાન્તિક સરકારને ગવર્નરના પ્રોવિન્સિસ એવું નવું નામ આપી તેના વહીવટમાં મહત્વના ફેરફારો કરવામાં આવ્યા છે. જવાબદાર રાજ્યતંત્રના પહેલાં પગલાં પ્રાન્તોમાં ભરવાનાં હોવાથી પ્રાન્તિક સરકારને પોતાના વિષયોની હકુમત ઉપર સ્વતંત્ર સત્તા આપવામાં આવી છે. વળી પ્રાન્તિક વિષયોને સોંપી દીધેલા વિષયો અને રિઝર્વ્ડ સબજેકટસમાં વહેંચી દેવામાં આવ્યા છે અને તેમાં પહેલી જાતના વિષયો ઉપર પ્રજાકીય અંકુશ અને બીજી જાતના વિષયો પર સરકારી અમલદારોની હકુમત રાખવામાં આવી છે. ઇલાકાની સરકારના ગવર્નર તરીકે વિલાયતના આગેવાન રાજ્યદ્વારી વર્ગમાંથી સેક્રેટરી ઓફ સ્ટેટની ભલામણ ઉપરથી શહેનશાહ નીમણુક કરે છે. તે નીમણુકની મુદત પાંચ વર્ષની ગણાય છે. ગવર્નરને પોતાનાં કામમાં મદદ કરવા માટે વહીવટી મંડલ આપવામાં આવે છે તેમાં બે અથવા ચાર સભાસદો હોય છે. અને આ સભાસદોમાંથી અરધી સંખ્યા હિંદના વતનીઓની રાખવામાં આવે છે. વહીવટી મંડળનાં સભાસદો વચ્ચે રિઝર્વ્ડ વિષયો વહેંચી દેવામાં આવ્યા છે. તે ઉપરાંત

સોંપી દીધેલા વિષયોની હકુમત ધારાસભામાં ચૂંટાયેલા સભાસદોમાંથી પસંદ કરેલા પ્રધાનોને સોંપવામાં આવે છે. આ પ્રધાનો જ્યાંસુધી તેઓ ધારાસભામાં પોતાની બેઠક ધરાવે ત્યાં સુધી પોતાના પ્રધાન પદપર રહી શકે છે. આ પ્રમાણે આ સરકાર બે વિભાગમાં વહેંચાઇ ગયેલી હોય છે; (૧) ગવર્નર અને વહીવટ મંડળ (૨) ગવર્નર અને પ્રધાનો. સામાન્ય રીતે બન્ને મંડલ સાથે બેસી વાદવિવાદ ચલાવે અને એક બીજાને સલાહ આપે; પણ અમુક વિષયનો છેવટનો ઠરાવ ગવર્નર તથા તે વિષય જે વિભાગના હવાલામાં હોય તેનાપર હકુમત ધરાવનાર મંડલે પોતાની જવાબદારીથી કરવાનો છે.

વાર્ષિક આવક જાવકના અંદાજ પત્રક સંબંધી એવો નિયમ રાખવામાં આવ્યો છે કે દરેક પ્રાન્તિક સરકારે પહેલી જોગવાઇ હિંદસરકારને આપવાના ફાળાવિષે કરવી; પછી વહીવટી મંડળને હસ્તકના વિષયો સંબંધી જોગવાઇ કરવી અને બાકી જે કાંઇ ઉપજ રહે તેમાંથી પ્રધાનોએ પોતપોતાના વિષયોની જોગવાઇ કરવી. આમ કરવા જતાં નાણું ખૂટે તો પ્રધાનો નવા કર નાખવાની સૂચના રજુ કરી શકે.

પ્રાન્તિક સરકારોના ગવર્નરની નીમણુક કરવામાં નામદાર શહેનશાહે હીંદી સરકાર સાથે મસલત કરવી જોઇએ. આ નિયમ કરવાનો હેતુ એ છે કે અત્યારસુધી આ ગવર્નરો લેફ્ટેનંટ ગવર્નર તરીકે ઓળખાતા અને ઘણું ખરૂં હિંદી સિવિલ સર્વિસના આગેવાન સભાસદોમાંથી ચૂંટાતા. આ નિયમને રિવાજ તરીકે ચાલુ રાખવામાં આવ્યો છે જો કે

તેમાં અપવાદને અવકાશ છે. નવા સુધારા નીચેની પ્રથમ નીમણુંકોમાં સંયુક્ત પ્રાન્ત, મધ્ય પ્રાન્ત, બ્રહ્મદેશ અને આસામમાં આગેવાન સિવિલિયનો ગવર્નર તરીકે નીમાયા છે, પણ બિહાર અને ઓરિસ્સા પ્રાન્તના ગવર્નર તરીકે લોર્ડસિંહની નીમણુક કરવામાં આવી છે એટલે એક હિંદીને પ્રાન્તોના ગવર્નર સુધીની જગ્યા મળવામાં બાધ નથી એ સૂત્ર સ્થાપિત થયું છે. આ બધા ગવર્નરોને વહીવટી મંડલ અને પ્રધાન મંડલ ઉપરાંત સ્થાનિક ધારાસભા પણ આપવામાં આવી છે.

ગવર્નરને પોતાની મુનસફી પ્રમાણે કાઉન્સિલના અભિપ્રાયથી જુદો પડી હુકમ આપવાની સત્તા છે. તેમજ સેક્રેટરી ઓફ સ્ટેટ સાથે પરબાર્યો પત્ર વ્યવહાર કરવાની પણ તે સત્તા ધરાવે છે. બધા લેફ્ટેનંટ ગવર્નરોને ધારાસભા આપવામાં આવી છે. જો કે તેના સભાસદોની સંખ્યા, તેમાં સરકારી અને બિન સરકારી સભાસદોનું પ્રમાણ, અને તેમના અધિકારમાં વત્તો ઓછો ફેરફાર રાખવામાં આવ્યો છે.

લેફ્ટેન્ટ ગવર્નરથી નીચલા દરજ્જાના હાકેમો ચીફ કમિશનર અગર એજંટ ટુ ધિ ગવર્નર-જનરલ કહેવાય છે, અને તેમના અમલને પ્રાન્તિક હકૂમતો ( administrations ) કહેવામાં આવે છે. આ અમલદારોને ગવર્નર-જનરલ પોતાની મુખત્યારીથી નીમે છે. કાયદા પ્રમાણે ગવર્નર અને લેફ્ટેનંટ ગવર્નરના તાબા નીચેના મુલક શિવાયનો બધો મુલક ગવર્નર-જનરલની હકુમત નીચે ગણાય છે અને તે પોતાવતી

અમલદારોને હુકુમત ચલાવવા માટે નિમે છે, એટલા માટે એ અમલદારોની સત્તા ગવર્નર-જનરલ મુકરર કરી શકે છે. આ હાકેમોને ધારાસભા આપવામાં આવતી નથી, પણ તેમના મુલક માટેના કાયદા વડી ધારાસભામાં થાય છે.

૩. પ્રાન્તિક સરકારોમાં સેક્રેટરીઓ ઉપરાંત મોટા અધિકારીઓ નીચે પ્રમાણે હોય છે—ઇન્સ્પેક્ટર-જનરલ ઓફ પોલિસ, ઇન્સ્પેક્ટર જનરલ ઓફ જેઇલ, ઇન્સ્પેક્ટર જનરલ ઓફ રજીસ્ટ્રેશન, ઇલાકાનો મુખ્ય વૈદકી અમલદાર, પ્રેસિડન્સી એન્જિનીયર, ડિરેક્ટર ઓફ પબ્લિક ઇનસ્ટ્રક્શન.

આ સ્થાને આપણે જુદા જુદા પ્રાન્તો વચ્ચે પાડવામાં આવતો એક ભેદ ધ્યાનમાં લઇએ. એ ભેદ તે રેગ્યુલેશન અને નોન-રેગ્યુલેશન પ્રાન્તને લગતો છે.

આપણે જોઈ ગયા કે બ્રિટિશ પ્રજાનો મોટો ગુણ એ છે કે તેઓ હમેશ કાયદાને આધીન વર્તે છે, અને બીજાને વર્તવાની ફરજ પાડે છે. એ ગુણને લીધે જ્યારે તેઓએ હિંદુસ્તાનપર અમલ ચલાવવા માંડયો, ત્યારે તેને માટે પણ બ્રિટિશ રાજ્ય પદ્ધતિનું ધોરણ દેશની સ્થિતિ વગેરે ઉપરથી જોઇતા ફેરફાર સાથે દાખલ કરવાનું ગવર્નર-જનરલની કાઉન્સિલને ફરમાવ્યું, અને પાછી એ ધોરણ પ્રમાણેજ અમલ ચલાવવાની સખ્ત આજ્ઞા કરી. આવી રીતે કલકત્તામાં ન્યાયની અદાલતો, મદ્રાસ, મુંબઇ, અને કલકત્તામાં લંડનની માફક સુપ્રિમ કોર્ટ વગેરે સ્થાપવામાં આવી, અને બ્રિટિશ પદ્ધતિ અનુસાર

અમલ ચાલવા લાગ્યો. પરંતુ ધીમે ધીમે નવા દેશો જીતાતા ગયા, અને બ્રિટિશ હકુમત નીચે આવતા ગયા તેમ તેમ એ મુલકની રૈયત જે ત્યાર સુધી રાજાની અથવા હાકેમોની મરજી એજ કાયદો એ સુત્ર સમજતી હતી તેવી રૈયતને માટે ઉપરનો અમલ અનુકુળ ન જણાયો, અને તે મુલકો માટે સ્થાનિક સ્થિતિથી વાકેફ થયેલ અમલદારોને નીમી તેમના હાથમાં હકુમત ની કુલ સત્તા મૂકવામાં આવતી. અને તે અમલદારોને બ્રિટિશ મુલકના રેગ્યુલેશનમાં જરૂર લાગે તે ફેરફાર કરવાની સત્તા આપવામાં આવતી; આવા પ્રાન્તોની રૈયત વધારે પછાત હોવાથી બ્રિટિશ અમલની ખુબી સમજી કે તેનો ઉપયોગ કરી શકે તેમ ન હોવાથી તે ઉપર નિમવામાં આવેલ હાકેમને નિયમોમાં યોગ્ય ફેરફાર કરવાની વિશેષ સત્તા આપવામાં આવી હતી. અને તેવાં મુલકો નોન–રેગ્યુલેશન પ્રાન્ત કહેવાવા લાગ્યા. મુંબઈ ઈલાકો, મદ્રાસ ઈલાકો, બંગાળ ને સંયુક્ત પ્રાન્તો એ રેગ્યુલેશન પ્રાન્ત કહેવાય છે, જ્યારે બાકીના બધા નોન–રેગ્યુલેશન પ્રાન્તો કહેવાય છે મુંબઇ ઈલાકામાં સિંધ પાછળથી ઉમેરવામાં આવેલ નોન–રેગ્યુલેશન મુલક છે. પરંતુ હવે આ વિભાગ ધીમે ધીમે નાબુદ થતો જાય છે

૪. હવે આપણે રેગ્યુલેશન પ્રાન્તોની હકુમતોની વિગતમાં ઉત્તરીએ—તમામ વહીવટની વ્યવસ્થાનો પાયો જિલ્લા ભાગ છે. હકુમત માટે આખા પ્રાન્તને જિલ્લાઓમાં વહેંચી દેવામાં આવેલ છે. આખા બ્રિટિશ હિંદમાં ૨૭૧ જિલ્લાઓ છે. જિલ્લાનું સરેરાશ ક્ષેત્રફળ ૪૪૩૦ ચોરસ માઈલ અને સરેરાશ વસ્તી ૯,૩૧,૦૦૦ ની હોય છે. જુદા જુદા જિલ્લા-

-ઓની વસ્તીમાં અથવા ક્ષેત્રફળમાં ફેર હોય છે. છતાં નિયમ તરીકે સર્વથી મોટા ક્ષેત્રફળવાળા જિલ્લા બ્રહ્મદેશ અને મદ્રાસ -ઈલાકામાં છે, અને સૌથી નાના સંયુક્ત પ્રાન્તમાં આવેલ છે. જિલ્લાના ઉપરી અમલદારને કલેકટર કહે છે. આવા થોડા જિલ્લાઓ એકઠા કરી તેને માથે કમિશનર નિમે છે. અને આખા મુંબઈ ઈલાકાના સિંધ સિવાયના ભાગને ત્રણ ભાગમાં વહેંચી નાંખી તેના ઉપર કમિશનર નિમવામાં આવે છે. મહેસૂલની બાબતમાં કલેકટરની ઉપરની સત્તા આ કમિશ-નરોને હોય છે.

જિલ્લાનો ઉપરી અમલદાર કલેકટર હોય છે. તે જિલ્લાનો સ્થાનિક સરકાર અથવા સરકાર માબાપ તરીકે ગણાય છે. સરકારના બધા હુકમો રેયતને જાણ કરનાર તેમજ રૈયતની દાદ સરકારના પાસે પહોંચાડનાર તે જ છે. સરકારી મહેસૂલ ઉઘરાવનાર મુખ્ય અમલદાર ઉપરાંત જિલ્લાનો મુખ્ય મેજિસ્ટ્રેટ પણ તે જ છે. મહેસૂલી અમલદાર તરીકે પ્રાન્તની જમાબંધીના ધોરણમાં તેની ફરજ વધારે અથવા ઓછી મહેનતવાળી હોય છે. ખેડુત અને જમીનને લગતા બધા સવાલો, જેવા કે જમીનનું મહેસુલ, ખેડુતની સ્થીતિ ખેડુત અને પટ્ટેદારોના કજીઆઓનો નિકાલ, ખેતીવાડીના ઉપયોગ માટે ધીરવાની તગાવી, વગેરેનું નિરાકરણ કરવા ઉપરાંત તેને જિલ્લાની અંદર કેફી વસ્તુઓ ઉપરના કર, ઈન્કમ ટેકસ ( આવકપરનો કર ), સ્ટાંપનો કર તથા આવકની બીજી બાજુઓ પણ સંભાળવી પડે છે. જિલ્લા ત્રીજોરી માટે તે જવાબદાર ગણાય છે.

કલેકટરને મહેસૂલની ઉઘરાત વગેરે ઉપર જણાવેલી ફરજો ઉપરાંત ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ તરીકેની પણ ફરજો અને સત્તા આપવામાં આવે છે. જિલ્લાની પોલિસ, કેદખાનું, અને ફોજદારી ન્યાયાધિશો તેના તાબામાં સોંપાય છે. અને આ બધાના કામ ઉપર દેખરેખ રાખવાનું, અને જિલ્લાની અંદર ગુનાહ થતા અટકાવવાનું અને ગુનેહગારને શિક્ષા કરાવવાનું કામ પણ તેનું છે. ટુંકામાં તેના જિલ્લા સંબંધી બધા કામનો તે મુખી છે. જાહેર બાંધકામ, જંગલ, કેદખાનું, સુખશાન્તિ, કેલવણી વગેરે ખાતાંઓના વહીવટ માટે ખાસ અમલદારો હોય છે. છતાં આ બધા અમલદારોને તેની સલાહની જરૂર પડે છે. મ્યુનિસિપાલીટીઓ અને લોકલબોર્ડની દેખરેખ પણ તેને સોંપવામાં આવે છે.

દરેક જિલ્લાના કદના પ્રમાણમાં વિભાગ કરવામાં આવે છે. અને તે ઉપર ડેપ્યુટી કલેકટર અથવા ડેપ્યુટી મેજિસ્ટ્રેટ નીમવામાં આવે છે. મુંબઈ ઈલાકામાં આ વિભાગોના પણ નાના ભાગ કરી તેનો હવાલો મામલતદારને સોંપવામાં આવે છે. મામલતદારના તાબામાં તલાટીઓ હોય છે. જેનું કામ ગામડાંના હિસાબ રાખવાનું અને જમીનની મહેસૂલને લગતા બીજા નોંધનાં દફતર રાખવાનું હોય છે.

ન્યાયને માટે દરેક પ્રાન્તમાં છેવટની દાદ મેળવવા માટે એક હાઈકોર્ટ (વરિષ્ટ ન્યાય મંદિર) હોય છે; અને દરેક જિલ્લામાં જિલ્લા કોર્ટ અથવા સેશન કોર્ટ હોય છે. તેની

"નીચે જુદી જુદી સત્તા ધરાવનાર મેજીસ્ટ્રેટો ફોજદારી ગુનાહની તપાસ કરે છે. અને સબ જજો ( મુન્સફ ) દિવાની દાવાઓની તપાસ કરે છે.

૫. મુખ્ય નોન–રેગ્યુલેશન પ્રાન્તો.

મુખ્ય નોન–રેગ્યુલેશન પ્રાંતોમાંથી પંજાબ, અને બ્રહ્મદેશના વડા હાકેમ લેફટેનંટ ગવર્નર કહેવાતા હતા જ્યારે મધ્ય હિંદ અને અજમેર–મેરવાડા પ્રાન્તનો હાકેમ ચીફ કમિશ્નર કહેવાતા પણ નવા સુધારા પ્રમાણે પંજાબ.એ ગવર્નરનો પ્રાન્ત થયો છે અને બ્રહ્મદેશ માટે કેવી ગોઠવણ કરવી એ સવાલ હજી પાર્લામેન્ટમાં ચર્ચાય છે. મધ્યહિંદના ચિફ કમિશ્નરને પણ ગવર્નર કહેવામાં આવે છે, અને તેને પણ વહીવટીમંડલ અને ધારાસભા આપવામા આવ્યાં છે. મુંબઈ ઈલાકામાં સિંધ નોન–રેગ્યુલેશન પ્રાન્ત છે અને તેની હકુમત એક કમીશ્નરના હાથમાં રહે છે. નોન–રેગ્યુલેશન પ્રાન્તની બધી મોટી જગ્યાઓ હિંદી સનદી નોકરીના, અને હિંદી લશ્કરી નોકરીના અમલદારને કલેકટરને બદલે એસિસ્ટંટ કમિશનર નામથી અપાય છે. અને તેની નીચેના અમલદારો એકસ્ટ્રા આસિસ્ટંટ કમિશનરો કહેવાય છે. આવા મુલકોમાં મહેસુલ ખાતાનું બધું કામ ફાઇનેન્શીયલ કમિશનર નામે એક અમલદારને સોંપવામાં આવે છે. ન્યાયના કામની દેખરેખ મધ્ય હિંદુસ્તાન અને સિંધમાં જ્યુડિશિયલ કમિશનર નામનો અધિકારી કરે છે. બ્રહ્મદેશમાં વડી–અદાલત ( ચીફ કોર્ટ ) સ્થાપવામાં આવી છે, જેના ન્યાયાધિશોની નિમણુક ગવર્નર–જનરલની કાઉન્સિલ કરે છે.

નાના નોન-રેગ્યુલેશન પ્રાન્તોમાં વાયવ્ય સરહદના પ્રાન્તની હકુમત એક ચીફ કમિશનરને તાબે છે. તે પ્રાન્ત વડી સરકારના પરદેશ ખાતા નીચે મુકવામાં આવેલ છે, અને તેના હાથ નીચે વડો મહેસુલી અમલદાર અને વડો ન્યાયાધિકારી અમલદાર ( રેવન્યુ કમિશનર અને જ્યુડિશિયલ કમિશનર ) આપવામાં આવેલ છે. આન્દામાન અને નિકોબાર ટાપુઓની હકુમત ત્યાંના penal settlements ગુનાહગારોના થાણાનો હકુમત મુદ્દાં એક ચીફ કમિશનરને સોંપવામાં આવી છે. અને તે વડી સરકારના સ્વદેશ ખાતાની દેખરેખ નીચે છે. અજમેર-મેરવાડા, બલુચિસ્તાન, અને કુર્ગની હકુમત અનુક્રમે રજપૂતાનાનો ગવર્નર-જનરલનો એજંટ, બલુચિસ્તાનનો ગવર્નર-જનરલનો એજંટ અને મહિસૂરનો રેસિડેન્ટ ચલાવે છે.

---

## પ્રકરણ ૭ મું.

### ધારાસભા અને ન્યાયાધિકારી ખાતુ.

૧. વડી ધારાસભા-સભાસદો-કાર્યપદ્ધતિ-(૧) કાયદા બાંધવા-(૨) જાહેર ઉપયોગના સવાલોની ચર્ચા-( ૩ ) ખબર મેળવવા-૨. સ્થાનિક ધારાસભા-૩. ન્યયાધિકારી ખાતું-હાઇકોર્ટ-ચીફ-કો' ડીસ્ટ્રીકટકોર્ટ-ફોજદારી મુન્સફો—અપીલના નિયમો-સ્મોલકોઝીઝ કોર્ટ-પ્રિવિ કાઉન્સિલ

વાઈસરાયને પોતાના કાર્યમાં મદદ માટે વહીવટી સભા ઉપરાંત સલાહ લેવા માટે જુદા જુદા મંડલો આપવામાં

આવ્યાં છે. તે (૧) કાઉન્સીલ ઓફ સ્ટેટ (Councilof State) અને (૨) વડી ધારાસભ (Legislative Assembly). આ બે મંડલોની રચના બ્રીટીશ પાર્લામેંટની અમીરોની સભા અને આમની સભાના ધોરણ ઉપર કરવામાં આવી છે; અને એ બે મંડલોના હક અને કામ પણ એજ ધોરણ પ્રમાણે રચાયાં છે.

### ૧. કાઉન્સીલ ઓફ સ્ટેટ.

આ મંડલમાં કુલ ૬૦ સભાસદો હોય છે તેમાં ૩૩ સભાસદો ચુંટાય છે અને ૨૭ સભાસદોની નીમણુક ગવનર-જનરલ કરે છે. આ સત્તાવીશ સભાસદોમાંના વધારેમાં વધારે ૨૦ સભાસદો સરકારી નોકર હોઇ શકે. અને એક સભાસદની નીમણુંક વરાડ પ્રાન્તમાં ચુંટણી કરી તેના પરિણામ ઉપરથી કરવાની હોય છે. ચુંટાયલા સભાસદોને ચુંટનાર મંડલ નીચલા વર્ગના ગૃહસ્થોનું બનેલું હોય છે:—

(૧) જાગીરદાર અથવા સરદાર વર્ગના ગ્રહસ્થો જે વાર્ષિક રૂ. ૨૦૦૦ જમીનના મહેસુલ તરીકે ભરતા હોય તે.

(૨) સરકારને ગયા વર્ષમાં રૂ. ૩૦૦૦૦ થી વધારે ઉત્પન્ન માટે આવક વેરો આપતા હોય તે.

(૩) વડી ધારાસભા અથવા કોઈ સ્થાનીક ધારાસભાના કોઈપણ વખત સભાસદ હોય તે.

(૪) કોઈ પણ મ્યુનીસીપાલીટીના પ્રમુખ અથવા ઉપ પ્રમુખ અથવા કોઇ પણ લોકલ બોર્ડના પ્રમુખ યા ઉપ પ્રમુખનો હોદ્દો કોઇ પણ વખતે ધરાવ્યો હોય તે.

(૫) કોઇ પણ હિંદી યુનીવર્સિટીના ફેલો અથવા ઓનરરી ફેલોનું પદ ધરાવતા હોય તે.

(૬) શમ્સુલઉલ્મા અથવા મહામહોપાધ્યાયનું પદ ધરાવતા હોય તે.

ઉપરના છ વર્ગના ચુંટણી કરનારા નીચે પ્રમાણે ૩૩ સભાસદોની ચુંટણી કરેઃ—

| | | |
|---|---|---|
| મદ્રાસ ઇલાકો | સામાન્ય ચુંટણીમાંથી | ૪ |
| | મુસલમાન વર્ગમાંથી | ૧ |
| મુંબઈ ઇલાકો | સામાન્ય ચુંટણીમાંથી | ૩ |
| | મુસલમાન વર્ગમાંથી | ૨ |
| | સિંધના મુસલમાન વર્ગમાંથી | ૧ |
| | મુંબઇ ચેમ્બર ઓફ કોમર્સમાંથી | ૧ |
| બંગાળ ઇલાકો | સામાન્ય ચુંટણીમાંથી | ૩ |
| | મુસલમાન વર્ગમાંથી | ૨ |
| | ચેમ્બર ઓફ કોમર્સ | ૧ |
| યુનાઇટેડ પ્રોવિન્સિઝ | સામાન્ય ચુંટણીમાંથી | ૩ |
| | મુસલમાન વર્ગ | ૨ |
| પંજાબ | સામાન્ય વર્ગ | ૧ |
| | સિખ વર્ગ | ૧ |
| બિહાર અને ઓરિસ્સા | સામાન્ય વર્ગ | ૨ |
| | મુસલમાન વર્ગ | ૧ |
| મધ્ય પ્રાન્તો. | સામાન્ય વર્ગ | ૧ |
| બ્રહ્મદેશ | સામાન્ય વર્ગ | ૧ |
| | ચેમ્બર ઓફ કોમર્સ | ૧ |

| | |
|---|---|
| પંજાબના મુસલમાનો તથા બિહાર-ઓરિસ્સાના સામાન્ય ચૂંટણી કરનારા | ૨ |
| આસામના સામાન્ય ચૂંટણી કરનાર તથા મુસલમાનો ( વારા ફરતી ) | ૧ |
| | ૩૩ |

આ મંડલની આવરદા સામાન્ય રીતે પાંચ વર્ષની રાખવામાં આવી છે પણ અમુક પ્રસંગે તેને બરખાસ્ત કરવાનો હક ગવર્નર-જનરલ ધરાવે છે. તેવા સંજોગમાં તેણે સભા બરખાસ્ત કર્યાની તારીખથી છ માસની અંદર અથવા ખાસ કારણ સર સેક્રેટરી ઓફ સ્ટેટની મંજૂરીથી નવ માસની અંદર નવી ચુંટણી માટે ગોઠવણ કરવી જોઇએ. તેજ પ્રમાણે ખાસ સંજોગોમાં આ મુદત વધારવાની સત્તા પણ ગવર્નર-જનરલ ધરાવે છે.

## ૨ વડી ધારાસભા

હિંદી પાર્લામેન્ટનું બીજું અંગ વડી ધારાસભા છે. તે ૧૪૪ સભાસદોની બનેલી છે, તેમાંથી ૧૦૩ સભાસદો ચુંટાયલા હોય છે અને ૪૧ સભાસદોને ગવર્નર જનરલ નીમે છે; આમાં ૨૬ સભાસદો સરકારી નોકરો હોય છે અને એક સભાસદ વરાડ પ્રાંતમાં લેવામાં આવેલી ચુંટણીને પરિણામે નીમાય છે.

ચુંટણીના ૧૦૩ સભાસદોની વિગતો નીચે પ્રમાણે છેઃ—

| ઇલાકો | ચુટણી કરનાર મંડળનું નામ. | પ્રકાર | સભાસદોની સંખ્યા. |
|---|---|---|---|
| મદ્રાસ | મદ્રાસ શહેર | બિન મુસલમાન. | ૧ |
| ” | મદ્રાસ ઇલાકાના જુદા જુદા મહાલો | બિન મુસલમાન | ૯ |

| | | | |
|---|---|---|---|
| " | ઉત્તર, દક્ષિણ અને પશ્ચિમ મદ્રાસ | મુસલમાન. | ૩ |
| " | મદ્રાસ ઇલાકાના યુરોપીયન | યુરોપીયન | ૧ |
| " | મદ્રાસ ઇલાકાના જમીનદારો | હિંદી જમીનદાર | ૧ |
| " | મદ્રાસ ઇલાકાના વ્યાપારીયે | હિંદી વ્યાપારી | ૧ |
| મુંબઇ | મુંબઇ શહેર | બિન મુસલમાન | ૨ |
| " | મુંબાઇ ઇલાકાન ૪ વિભાગો | " | ૫ |
| " | મુંબઇ શહેર | મુસલમાન | ૧ |
| " | સિંધ પ્રાન્તના મુસલમાન | " | ૧ |
| " | મુંબઇ ઇલાકાના યુરોપીયન | યુરોપીયન | ૨ |
| " | હિંદી વ્યાપારી મંડલ. | વ્યાપારી | ૧ |
| બંગાલા. | કલકત્તા શહેર અને પરા | બિનમુસલમાન | ૨ |
| " | ઇલાકાના ચાર મોટા વિભાગો | બિનમુસલમાન | ૪ |
| " | કલકત્તા તથા વિભાગોના મુસલમાનો | મુસલમાન | ૬ |
| " | ઇલાકાના યુરોપીયન | યુરોપીયન | ૨ |
| " | બંગાલાના જમીનદારો | જમીનદાર | ૧ |
| યુનાઇટેડ પ્રોવિન્સિઝ. | ઇલાકાનાં શહેરો અનેવિભાગો | બિનમુસલમાન | ૮ |
| " | ઇલાકાના શહેરો અને વિભાગો | મુસલમાન | ૬ |
| " | યુરોપીયન | યુરોપીયન | ૧ |
| " | જમીનદારો | જમીનદાર | ૧ |
| પંજાબ | વિભાગો | બિન-મુસલમાન. | ૩ |
| " | વિભાગો | મુસલમાન | ૬ |
| " | વિભાગો | શિખ- | ૨ |
| " | જમીનદારો | જમીનદાર | ૧ |

| | | | |
|---|---|---|---|
| બિહાર અને ઓરીસા | વિભાગો | બિનમુસલમાન | ૮ |
| ” | ” | મુસલમાન | ૩ |
| ” | જમીનદારો | જમીનદાર | ૧ |
| મધ્યપ્રાન્તો | વિભાગો | બિનમુસલમાન | ૩ |
| ” | આખો પ્રાન્ત | મુસલમાન | ૧ |
| ” | જમીનદાર | જમીનદાર | ૧ |
| આસામ. | વિભાગો | બિનમુસલમાન | ૨ |
| ” | આખોપ્રાન્ત | મુસલમાન | ૧ |
| ” | યુરોપીયન | બગીચાવાળા | ૧ |
| બ્રહ્મદેશ | બિનયુરોપીયન | આખાપ્રાન્તમાંથી | ૩ |
| ” | યુરોપીયન | યુરોપીયન | ૧ |
| દિલ્હી | સામાન્ય | | ૧ |
| મુબઈ ઇલાકો | સિંધ અને ઉત્તર વિભાગ ( વારાફરતી ) ના મુસલમાનો | | ૧ |
| ” | મધ્ય વિભાગ અને દક્ષિણ ” વિભાગના મુસલમાનો | | ૧ |
| ” | સિંધ જાગીરદારો અને ગુજરાત દક્ષિણના સરદારો | | ૧ |
| ” | મુંબઇ અને અમદાવાદની મિલ માલકોની મંડળી | | ૧ |
| બંગાળ ઇલાકો | બંગાલ નેશનલ ચેમ્બર ઓફ કોમર્સ, મારવાડી એસોસિયેશન તથા બંગાળ મહાજન સભા | | ૧ |

---
૧૦૩

વડી ધારાસભાની આવરદાની મુદત ત્રણ વરસની ગણાય છે, જો કે કાઉન્સિલ ઓફ સ્ટેટની માફક તેની મુદતમાં વધારો યા ઘટાડો કરવાની સત્તા ગવર્નર જનરલ ધરાવે છે. આ સભાના પ્રમુખ તરીકે ઈંગ્લાંડની પાર્લામેન્ટના અનુભવી સભાસદને ખાસ નીમવામાં આવેલ છે કે પાર્લામેન્ટની રીતભાત અને કાનુનો તે હિંદમા દાખલ કરે. ચાર વર્ષ સુધી તેની નીમણુક ચાલશે. પછી ધારાસભા પોતામાથી પ્રમુખ ચુંટી કાઢશે

ધારા સભાનું કામ ત્રણ ભાગમાં વહેંચી શકાય, [૧] કાયદા બાંધવાનું [૨] જાહેર ઉપયોગના સવાલો ચર્ચવાનું અને [૩] ખબર મેળવવાનું.

### [૧] કાયદા કરવાનુ ધોરણ.

જ્યારે કોઈ પણ કાયદો ધારાસભામાં દાખલ કરવો હોય ત્યારે પ્રથમ તેનો મુસદ્દો, તેના કારણો અને હેતુઓ સાથે સરકારી ગેઝેટમા અંગ્રેજી ભાષામા અને દેશી ભાષાઓમા છપાવવામા આવે છે. સામાન્ય રીતે સરકારી ગેઝેટમા છપાયાથી આ મુસદ્દો ધારાસભામા દાખલ થયો એમ ગણી લેવાય છે અને તે તેના પ્રથમ વાચન તરીકે ગણાય છે પણ અગત્યના અને વાદગ્રસ્ત બિલ માટે પ્રથમ વાચનનાં ચર્ચા પણ કરવામાં આવે છે ઉદાહરણ તરીકે ઈ ૧૯૧૧ ની સાલની ધારાસભામાં ઓન મિ. ગોપાળ કૃષ્ણ ગોખલેએ ફરજીયાત કેળવણીનો ખરડો દાખલ કરવાની મંજૂરી માગી તેનો મુસદ્દો બધી પ્રાન્તિક સરકારો તથા જાહેર મંડળોના અભિપ્રાય માટે રજુ કરવાની દરખાસ્ત કરી હતી, અને એક વર્ષ સુધી એ ખરડા

ઉપર ચર્ચા થઈ બધાં જાહેર મંડળોએ પોતપોતાના અભિપ્રાય જાહેર કર્યા પછી એ ખરડો ઈ. સ. ૧૯૧૨ ના અપ્રેલ માસમાં બીજી વારનાં વાંચન માટે રજુ કરવામાં આવ્યો હતો. તે પછીની ધારાસભામાં એ બીલને બીજી વારનાં વાંચન માટે રજૂ કરવામાં આવે છે અને તેમાં તેના મુખ્ય સિદ્ધાંતની ચર્ચા થઈ તે સ્વીકારાય પછી તેને ધારાસભાની એક નાની કમિટિ [સિલેકટ કમિટિ] ને સોંપવામાં આવે છે. એ કમિટિ બીલની કલમ વાર તપાસ કરી તેમાં સુધારા વધારા કરી ધારાસભાને રિપોર્ટ કરે છે; પછીની બેઠકમાં આ રિપોર્ટ ઉપર કલમવાર ચર્ચા ચાલી તે પસાર કરાય છે અને છેવટે એવી રીતે સુધારેલો આખો મુસદ્દો ત્રીજી વાર પસાર કરાય છે.

આ પ્રમાણે ધારાસભામાં પસાર થયેલ મુસદ્દો કાઉન્સીલ ઓફ સ્ટેટમાં ફરી એજ ધોરણે ત્રણ વાંચનમાંથી પસારથાય છે અને જ્યારે બન્ને મંડળો એકમત થાય ત્યારે તે ગવર્નર જનરલની મંજુરી માટે રજુ કરવામાં આવે છે અને તે મળતાં તેને કાયદાનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે. જો એ મંડળ એકમત ન થાય તો તે વિષય ઉપર ફરી વિચાર ચલાવાય છે અથવા બન્ને મંડળની ભેગી સભા ભરી તેમાં ચર્ચા થઈ મત લેવામાં આવે છે અને બહુમતથી તે મંજુર થયેલો ગણાય છે. પણ જો એક મંડલે પસાર કરેલ મુસદ્દો બીજું મંડલ ધ્યાનમાં ન જ લે તો, તે રદ ગણાય છે. આ ઉપરાંત અમુક ખાસ સંજોગોમાં જે કાયદો બેમાંથી એકે મંડલ અથવા બન્ને મંડલ મંજુર કરવાની ના પાડે તેને ગવર્નર જનરલ પોતાની સત્તાથી કાયદા તરીકે પસાર કરી શકે પણ તેવા પ્રસંગમાં તેણે તેની એક

નકલ અમીરોની અને આમની સભાની ચાલતી બેઠક દરમિયાન આઠ દિવસ સુધી રજુ કરવો જોઈએ અને પછી શહેનેશાહે મંજુરી આપવી જોઇએ. હિંદી પાર્લમેન્ટના બન્ને મંડલોએ પસાર કરેલ દરેક ધારાની એક નકલ સેક્રેટરી ઓફ સ્ટેટને મોકલવી જોઇએ. અને તેને યોગ્ય લાગે તો તે રદ કરવાની સત્તા ધરાવે છે.

[ ૨ ] જાહેર ઉપયોગના સવાલોની ચર્ચા.

કાયદા બાંધવા ઉપરાંત ધારા સભાનું બીજું મહત્વનું કામ જાહેર ઉપયોગના સવાલોની ચર્ચા કરવાનું છે. આમાં મુખ્ય ચર્ચાનો વિષય દર વરસના આવક ખર્ચના અંદાજ પત્રકને લગતો છે. વાઈસરાય ઠરાવે તે દિવસે સરકારનો નાણાં ખાતાનો સભાસદ ધારાસભા સન્મુખ આવતા વર્ષનું બજેટ રજુ કરે છે. આમાં ગયા વરસનો ચોખ્ખો હિસાબ, ચાલુ વરસનો કાચો હિસાબ, અને આવતા વર્ષના અંદાજથી મૂકેલા આંકડાઓનો સમાવેશ કરવામાં આવે છે અને તે રજુ કરતી વખતે જરૂર જણાતી બાબતો ઉપર વિવેચન કરે છે તથા બજેટની છાપેલી નકલ દર મભાસદને પૂરી પાડે છે. આવતા વર્ષમાં નવા કર નાખવા પડે તેમ હોય તો તેની વિગત પણ આમાં સમાવવામાં આવે છે. આ પછી થોડા દિવસને અંતરે ચર્ચા શરૂ થાય છે. આ ચર્ચાના બે ભાગ પાડવામાં આવે છે.

બજેટ રજુ થયાપછી ગવર્નર જનરલ ઠરાવે તે દિવસથી અને તે ઠરાવે તેટલા દિવસ બજેટની પ્રાથમિક ચર્ચા ચાલે છે. આ ચર્ચા સામાન્ય હોયછે તેમાં કોઇ ઠરાવ મૂકવામાં આવતો નથી કે મત ગણવામાં આવતા નથી. ચર્ચાને અંતે નાણાશાસ્ત્રી જવાબ આપે છે.

આ ચર્ચા પૂરી થયે બજેટનો બીજો ભાગ શરૂ થાય છે; તેમાં વહીવટી સભાનો દરેક સભાસદ પોતપોતાના ખાતાના આંકડા સમજાવે છે. અને જોઇતી રકમની મંજુરી માગે છે. આવી દરેક માગણીની ચર્ચા માટે વધારેમાં વધારે બે દિવસ આપવામાં આવે છે અને આખા બજેટને માટે વધુમાં વધુ પંદર દિવસ મુકરર કરવામાં આવે છે.

ચર્ચાને છેલ્લે દિવસે પાંચ બજે બાકી રહેલી બધી માંગણીઓ એકસામટી મત માટે રજુ કરી બજેટનું કામ પુરૂં કરવામાં આવે છે. બજેટમાં મંજુર થયેલી રકમો પ્રમાણે ખર્ચ થાય છે કે નહીં તે જોવા માટે બાર સભાસદોની એક હિસાબી કમીટી નીમવામાં આવે છે. આમાં નવ સભાસદો ચુંટાયલા સભાસદોમાંથી ચુંટાવા જોઇએ અને બાકીના ત્રણની નીમણુંક ગવર્નર જનરલ કરે છે.

આ સિવાય જાહેર ઉપયોગના કોઈ પણ સવાલ ધારાસભા સમક્ષ રજુ કરવાની દરેક સભાસદને છુટ છે. અને તેથી કોઈપણ સવાલ ઉપર સરકારનું ધ્યાન ખેંચવાનો પ્રસંગ મળે છે; આવી ચર્ચામાંથી ફક્ત ત્રણ જાતની બાબતો બાતલ કરી છે. (૧) જે બાબત વિષે ધારાસભા કાંઈ પણ કરવા અશકય હોય; ઉદાહરણ તરીકે, પાર્લમેન્ટે ઘડેલો કાયદો ધારાસભા રદ કરી શકે નહિ. (૨) પરરાજ્યો અથવા દેશી રાજ્યોને લગતી બાબતો. (૩) જે બાબત વિષે કોઈ પણ ન્યાયની અદાલતમાં કામ ચાલતું હોય, અને તેનો ઠરાવ આપવો બાકી હોય તે.

એક વખત એક ઠરાવની ચર્ચા પૂરી થઈ એટલે તેનો તે વિષય એક વરસ સુધી ફરી ઉપસ્થિત થઈ શકતો નથી.

આ ચર્ચાથી સભાસદો મહત્વના વિષયો બાબતનું પ્રજામત સરકાર સમક્ષ રજૂ કરી શકે છે અને સરકારને પણ તે સંબંધમાં પોતાની સ્થિતિ પ્રજાને સમજાવવાની તક મળે છે.

આ ઉપરાંત કોઇ તાત્કાલિક મહત્વના સવાલ ઉપર સરકારનુ લક્ષ ખેંચવા માટે કોઇપણ સભાસદ સભાનું ચાલતું કામ બંધ રાખવાની દરખાસ્ત લાવી શકે. આ દરખાસ્તની તરફેણમાં ઓછામાં ઓછા ત્રીસ સભાસદો ઉભા થાય તો તે દિવસે ચાર વાગે સભાનું ચાલતું કામ બંધ રાખી એ સવાલની ચર્ચા ચલાવવામા આવેછે અને સરકાર પોતાનો જવાબ રજુ કરેછે. આ ચર્ચા છ વાગે બંધ કરવામાં આવે છે.

## ( ૩ ) ખબર મેળવવાનું કામ.

ધારાસભાનું ત્રીજું કામ સરકાર પાસેથી જાહેર ઉપયોગની બાબતોના ખબર મેળવવાનું છે, અને તે માટે દરેક સભાસદને સભાની બેઠક વખતે સવાલો પૂછવાનો (Interpellation) નો હક આપવામા આવે છે. અમુક બાબતોનો જવાબ અધુરો હોય અને તે વિષે વિશેષ સવાલ પૂછવો હોય તો તે પણ સભા વખતે પૂછવાની છૂટ આપવામા આવી છે, પરંતુ દરેક સવાલ અમુક ખબર અથવા વિગત માગનારો જોઇએ અને તેમાં કોઈ જાતની દલીલનો કે ટીકાનો સમાવેશ ન હોવો જોઈએ. કોઈ પણ સવાલ પૂછી શકાય તેવો છે કે નહિ, એ ઠરાવવાનું કામ સભાના પ્રમુખનું છે. દરરોજ સભા શરૂ થતાં પહેલાં એક કલાક સવાલોના જવાબ આપવામાં જાય છે.

દરેક સભામાં ઓછામાં ઓછા ૨૫ સભાસદોની હાજરી જોઇએ.

## સ્થાનિક ધારાસભા

નવા સુધારા પ્રમાણે સ્થાનિક સરકારોને જવાબદાર રાજ્યતંત્રની કક્ષામાં મુકવામાં આવી છે અને તે માટે પ્રાન્તિક સરકારી વહીવટના વિષયોને રિઝર્વ્ડ સબ્જેક્ટસ અને સોંપાયલા વિષયો એમ બે ભાગમાં વહેંચી નાખવામાં આવ્યા છે. આમાંથી પહેલી જાતના વિષયો ગવર્નર અને તેની વહીવટી સભાના સભાસદોને સોંપાય છે ત્યારે સોંપાયના વિષયો ધારાસભામાંથી ચુંટાયલા પ્રધાનોને હસ્તક મેલવામાં આવેછે. ધારાસભામાં પ્રજાકીય સભાસદોની બહુમતિ હોવાથી સોંપાયલા વિષયોનો વહીવટ પ્રજાને હસ્તક આવ્યો છે એ સ્પષ્ટછે. સ્થાનીક ધારાસભાઓના બંધારણ માટે આપણે મુંબઇની ધારાસભાનું બંધારણ તપાસીએ. એ સભાના કુલ સભાસદોની સંખ્યા ૧૧૧ ની છે અને તે નીચે પ્રમાણે બનેલી છે:—

૮૬ ચૂંટાયલા સભાસદો

૨૫ ગવર્નરે નીમવાના સભાસદો (આમાં વધારેમાં વધારે સોળ સભાસદો સરકારી અમલદારો હોઇ શકે અને પાંચ બિન અમલદાર વર્ગના સભાસદોને નીચલા વર્ગના પ્રતિનિધિ તરીકે નીમવા:—

૧ એંગ્લો-ઈંડિયન વર્ગ
૧ હિંદી ખ્રિસ્તી વર્ગ

૧ મજૂર વર્ગ

૧ જે વર્ગને ગવર્નરના અભિપ્રાય પ્રમાણે અંત્યજ વર્ગ ગણવામાં આવતો હોય તે.

( ૧ રૂના વેપારીઓ. )

ઉપર જણાવેલા પ્રતિનિધિઓની વિગતો નીચે પ્રમાણે છેઃ-
મુંબઇ ઇલાકાની ધારાસભાના ચૂંટાવાના સભાસદોની વિગત.

| ચૂંટનાર મંડળનું નામ. | પ્રકાર | સભાસદોની સંખ્યા |
|---|---|---|
| મુંબઈ શહેર. | બિનમુસલમાન. | ૬ (૧) |
| કરાંચી શહેર | ” | ૧ |
| અમદાવાદ શહેર | ” | ૧ |
| સુરત શહેર | ” | ૧ |
| સોલાપુર શહેર | ” | ૧ |
| પુના શહેર | ” | ૧ |
| અમદાવાદ જિલ્લો | ” | ૨ |
| ભરૂચ જિલ્લો | ” | ૧ |
| ખેડા જિલ્લો | ” | ૨ |
| પંચમાહાલ જિલ્લો | ” | ૧ |
| સુરત જિલ્લો | ” | ૨ |
| થાણા જિલ્લો | ” | ૨ |
| અહમદનગર જિલ્લો | ” | ૨ |
| પૂર્વ ખાનદેશ જિલ્લો | ” | ૩ |
| નાશિક જિલ્લો | ” | ૨ |
| પુના જિલ્લો | ” | ૨ |

| | | |
|---|---|---|
| સતારા જિલ્લો | ” | ૩ |
| બેલગામ જિલ્લો | ” | ૨ |
| બિજાપુર જિલ્લો | ” | ૧ |
| ધારવાડ જિલ્લો | ” | ૨ |
| કાનડા જિલ્લો | ” | ૧ |
| રત્નાગિરિ જિલ્લો | ” | ૨ |
| પૂર્વ સિંધ વિભાગ | ” | ૧ |
| પશ્ચિમ સિંધ વિભાગ | ” | ૧ |
| શોલાપુર જિલ્લો | બિન–મુસલમાન | ૧ |
| કોલાબા જિલ્લો | ” | ૧ |
| પૂર્વ ખાનદેશ જિલ્લો | ” | ૧ |
| મુંબઈ શહેર | મુસલમાન | ૨ |
| કરાંચી શહેર | ” | ૧ |
| અમદાવાદ અને સુરત શહેર | ” | ૧ |
| પુના અને સોલાપુર શહેર | ” | ૧ |
| ઉત્તર વિભાગના ગામડાંમાં રહેનાર મુસલમાનો | ” | ૩ |
| મધ્ય વિભાગનાં ગામડાઓમાં રહેનાર મુસલમાનો | ” | ૩ |
| દક્ષિણ વિભાગના ગામડામાં રહેનાર મુસલમાનો | ” | ૩ |
| હૈદ્રાબાદ જિલ્લો | મુસલમાન | ૨ |
| કરાંચીજિલ્લો | ” | ૨ |
| લરખાના જિલ્લો | ” | ૩ |
| સક્કર જિલ્લો | ” | ૨ |

| | | |
|---|---|---|
| થર અને પારકર | ” | ૨ |
| નવાબશાહ જિલ્લો | ” | ૧ |
| અપર સિંધ સરહદનો જિલ્લો | ” | ૧ |
| મુંબઇ શહેરના યુરોપીયન | યુરોપીયન | ૧ |
| મુંબઇ ઇલાકાના યુરોપીયન | ” | ૧ |
| દક્ષિણના સરદારો તથા ઈનામદારો | જમીનદાર | ૧ |
| ગુજરાતના સરદારો તથા ઇનામદાર | ” | ૧ |
| સિંધના જાગીરદારો | ” | ૧ |
| મુંબઇની યુનીવર્સિટિ | | ૧ |
| મુંબઇ ચેમ્બર ઓફ કોમર્સ. | વ્યાપારી | ૨ |
| કરાચી ચેમ્બર ઓફ કોમર્સ. | ” | ૧ |
| મુંબઇ ટ્રેડસ એસોસિયેશન | ” | ૧ |
| મુંબઇ મિલ માલેકોની મંડળી | ” | ૧ |
| અમદાવાદ મિલ માલેકોની મંડળી | ” | ૧ |
| ઇંડિયન મરચંટસ ચેમ્બર અને બ્યુરો | ” | ૧ |
| | | ૧૬ |

આ રીતે એકંદર ૮૬ ચૂંટાયલા અને ૨૫ નીમાયલા સભાસદોની એટલે એકંદર ૧૧૧ સભાસદોની મુંબઇની ધારાસભા બની છે. આના પ્રમુખ તરીકે પહેલાં ચાર વરસ ગવર્નર કોઇ આગેવાન રાજ્યદ્વારીને નીમી શકે છે અને મુંબઇની પહેલી ધારાસભાના પ્રમુખસ્થાને સર નારાયણ ચંદાવરકરની નીમણુંક કરવામાં આવી છે. ચાર વરસ પછી ધારાસભા પોતાના પ્રમુખને સભાસદોમાંથી જ ચૂંટી કાઢી શકશે. પ્રમુખની ગેરહાજરીમાં પ્રમુખસ્થાન લેવા માટે સભાસદોમાંથી એકને ડેપ્યુટી પ્રમુખ તરીકે ચુંટી કઢાય છે.

. આ ધારાસભાને સોંપાયેલા વિષયો ઉપર સંપૂર્ણ આપવામાં આવેલી હોવાથી તેનું મુખ્ય કામ બજેટની કરવાનું છે, તેને માટે ગવર્નર નાણાખાતાના સભા અમુક તારીખે બજેટ રજુ કરવાનો હુકમ ફરમાવે છે. તે બજેટની ચર્ચા બે તબકે લેવામાં આવે છે. પ્રથમ તબ અમુક દિવસો બજેટની સામાન્ય ચર્ચા ચાલેછે. તેમાં સિ. ના સવાલો ચર્ચાય છે અને પ્રધાનો તથા વહીવટી મં સભાસદો તેના જવાબ આપેછે. આ પછી બીજા વિભા બજેટની વિગતવાર ચર્ચા ચાલે છે, આમાં દરેક ખાતાની જુદી રકમોની મંજુરી તે તે ખાતાના સભાસદ માગે છે સભા તેમાં ઘટાડો કરે છે, યા મંજુર કરે છે. આ ચર માટે વધારેમાં વધારે બાર દિવસ આપવામાં આવે જે મુદત દરમિયાન બજેટની ચર્ચા પૂરી કરવીજ જોઇ અમુક વિષયની ચર્ચામાં ઘણો વખત જાય તો પછી છે દિવસે પાચ બજે બાકી રહેલી બધી રકમ વિના ચર્ચા માટે રજુ કરી બજેટનું કામ ખલાસ કરવું જોઇએ. ઉપરાંત બજેટ માં મંજુર થયા પ્રમાણે ખરચ થાય છે કે ન તે જોવા સભાની એક નાની હિસાબી કમિટિ નીમાય છે. કમિટિના ⅔ સભાસદો બિન સરકારી સભાસદોમાંથી ચુંટાવા હોય છે અને બાકીના ⅓ સભાસદોને ગવર્નર નીમે છે. કમિટિનું કામ બધો ખર્ચ સભાએ મંજુર કર્યા પ્રમાણે થ છે કે નહીં તેની તપાસ રાખવાનો છે.

આ ઉપરાંત ધારા ઘડવાના, સવાલો પૂછવાના, જાહેર હિત સવાલો ની ચર્ચા માટે ઠરાવો રજુ કરવાના અને તાત્કાલિ

અગત્યના સવાલની ચર્ચા માટે સભાનું ચાલતું કામકાજ બંધ રાખવાની દરખાસ્ત રજુ કરવાના નિયમો વડીધારા સભાના જેવાજ આ ધારા સભાઓ માટે પણ ઘડવામાં આવ્યા છે. મુંબઈની ધારા સભાના કામકાજ માટે ઓછામાં ઓછા ૨૫ સભાસદોની હાજરી આવશ્યક ગણવામાં આવી છે.

નવી ધારા સભાની પહેલી બેઠક (૧૯૨૧) માં ૨૪ દિવસ કામ ચાલ્યું. તેમાં પહેલા બે દિવસ સોગંદ લેવામાં અને નામદાર ડયુક ઓફ કેનોટને હાથે સભા ખુલ્લી મુકવામાં ગયા, બાકીના ૨૨ દિવસમાં ચાર દિવસ બજેટ રજુ કરવામાં અને તેની સામાન્ય ચર્ચામાં ગયા. અગીઆર દિવસ બજેટની વિગતવાર ચર્ચા ચાલી જેને પરિણામે સભાએ બજેટમાંથી ૨૨, ૮૦,૦૦૦ ની રકમનો ઘટાડો કર્યો. બાકીના સાત દિવસમાં એક દિવસ કાયદા ઘડવામાં અને છ દિવસો જાહેર હિતના સવાલો ચર્ચવામાં ગાળવામાં આવ્યા હતા. આ મુદ્દત દરમિયાન ૧૫ ઠરાવો સભા આગળ રજુ કરાવવામાં આવ્યા હતા. તેમાથી ૬ ઠરાવો સરકારે સ્વીકાર્યા હતા, ૮ ઠરાવો પાછા ખેંચી લેવામાં આવ્યા હતા અથવા નિયમ બહાર તરીકે રદ કરવામા આવ્યા હતા અને ૧ ઠરાવ સભાએ નામંજૂર કર્યો હતો. આ ઉપરાંત આ બેઠકો દરમિયાન જુદા જુદા સભાસદોએ ખબર મેળવવા માટે સવાલો પૂછયા હતા જેના તે તે ખાતાના સભાસદોએ જવાબ આપ્યા હતા.

જુદી જુદી પ્રાન્તિક ધારાસભાના સભ્યોની સંખ્યા નીચે પ્રમાણે ઠરાવવામાં આવી છે.

| નામ | સભાસદોની સંખ્યા. |
| --- | --- |
| મદ્રાસ ઇલાકો | ૧૧૮ |
| મુંબઈ ઇલાકો | ૧૧૧ |
| બંગાળ ઇલાકો | ૧૨૫ |
| સંયુકત પ્રાન્ત | ૧૧૮ |
| પંજાબ પ્રાંત | ૮૩ |
| બિહાર અને ઓરિસ્સા | ૯૮ |
| મધ્ય પ્રાન્તો | ૭૦ |
| આસામ | ૫૩ |

આ સંખ્યાના ૭૦ ટકા ચુંટાયેલા સભાસદો હોવા જોઇએ અને વધારેમાં વધારે ૨૦ ટકા સરકારી અમલદારો હોઈ શકે.

## ન્યાય ખાતું.

કાયદા ઘડવાની પદ્ધતિ તપાસ્યા પછી હવે આપણે કાયદાનો અમલ બજાવનાર ખાતાની તપાસ કરીએ. આ ખાતાનું બંધારણ ઈ. સ. ૧૮૬૧ માં પાર્લમેન્ટે હિંદની હાઇકોર્ટોનો ધારો ઘડી સ્થાપ્યું. એ ધારા પ્રમાણે કલકત્તા, મુંબાઇ અને મદ્રાસમાં અને પાછળથી અલ્હાબાદમા અને ૧૯૨૨ ની સાલમાં પંજાબ માટે પણ હાઈકોર્ટો સ્થાપવામાં આવી છે. આ હાઈકોર્ટોમાં ન્યાયાધિશોની નિમણુક શહેનશાહ કરે છે. તેમની સંખ્યાનો ઓછામાં ઓછો ત્રીજો ભાગ બારિસ્ટરોને માટે, બીજો ત્રીજો ભાગ સિવિલ સર્વિસની ન્યાય શાખાના અમલદારો માટે, અને બાકીનો ભાગ દેશી વકીલો

માટે રાખવામાં આવે છે. હાઈ કોર્ટોનો મુખ્ય જજ (ચીફ જસ્ટિસ) બારિસ્ટર જ જોઈએ. પોતાના તાબાની અદાલતો પર દેખરેખ તથા ન્યાયખાતામાં પાળવા જોઈતા નિયમ ઘડવાની સત્તા પણ હાઈકોર્ટને આપવામાં આવે છે. બધી નીચલી દિવાની અને ફોજદારી કોર્ટપર અપીલ સાંભળવાની સત્તા, નીચલી કોઈ કોર્ટમાં કોઇ કામ અટકાવવાની સત્તા, અને એક અદાલતમાંથી ફેરવી બીજી અદાલતમાં અમુક મુકદમો લઇ જવાની સત્તા હાઈ કોર્ટને આપવામાં આવી છે. હાઈ કોર્ટમાં અસલ ફોજદારી મુકદમાઓ જ્યુરીની મદદવડે ચલાવાય છે. અને હાઇકોર્ટની જ અસલ મુકદમા ચલાવનાર શાખા ઉપર અપીલ ચલાવી શકાય છે.

દક્ષિણ બ્રહ્મદેશ માટે ચીફ કોર્ટ સ્થાપવામાં આવી છે. અને તેમાં ન્યાયાધિશોની નિમણુક ગવર્નર-જનરલની કાઉન્સિલ કરે છે. બાકીના પ્રાન્તોમાં હાઈ કોર્ટ અથવા ચીફકોર્ટની સત્તા જ્યુડીશીયલ કમિશનર નામના અમલદારને આપવામાં આવે છે. સિંધનો જ્યુડીશીયલ કમિશનર સદર કોર્ટનો ન્યાયાધિશ કહેવાય છે.

દરેક પ્રાન્તમાં એક અથવા વધારે જીલ્લાઓ મળીને ભાગ પાડવામાં આવે છે અને તેવા દરેક ભાગ માટે સેશન કોર્ટ સ્થાપવામાં આવે છે. અને જ્યાં જરૂર પડે ત્યાં વધારાના સેશન જજો પણ આપવામાં આવે છે, સેશન જજોને બધા ફોજદારી ગુનાહ તપાસવાની સત્તા હોય છે. પરંતુ દેહાંતદંડની શિક્ષા કરવામાં આવે ત્યાં હાઇ કોર્ટની મંજુરી મેળવવી જોઇએ છીએ.

ઈલાકાના પાટનગરમાં સેશન કોર્ટમાં હાઇ કોર્ટનો એક ન્યાયાધિશ બિરાજે છે.

સેશન જજના તાબામા ત્રણ વર્ગના ફોજદારી મુનસફો (મેજિસ્ટ્રેટ) ની અદાલતો હોય છે. તેઓની સત્તા વગેરે નીચે પ્રમાણે છે.

(૧) ફર્સ્ટકલાસ કોર્ટ (પહેલા વર્ગની અદાલત) ના મુનસફોને બે વર્ષની કેદ અને રૂા. ૧૦૦૦ સુધી દંડ કરવાનો અધિકાર હોય છે. (૨) સેકન્ડકલાસ કોર્ટ (બીજા વર્ગની અદાલતના મુનસફને ૬ માસ કેદ અને ૨૦૦ રૂા. દંડનો અધિકાર હોય છે. (૩) ત્રીજા વર્ગની કોર્ટને એક માસની કેદ અને રૂા. ૧૦૦ દંડ સુધીનો અધિકાર હોય છે. મુનસફોની સત્તા આ પ્રમાણે નિશ્ચિત કરેલી હોય છે. અને દરેક જાતના ગુનાહની તપાસ કયા વર્ગની અદાલત કરી શકે એ કાયદામાં ઠરાવવામાં આવ્યું છે. ફર્સ્ટકલાસના મેજીસ્ટ્રેટને એમ લાગે કે અમુક ગુનાહ તપાસવાની તેને સત્તા નથી તો તે કેસને તે સેશન કોર્ટમા મોકલી આપે છે. શેહેરોમાં નાના ગુનાહની તપાસ માટે ઓનરરી મેજીસ્ટ્રેટો પણ નીમવામાં આવે છે. ઈલાકાના મુખ્ય નગરમાં પ્રેસિડન્સી મેજીસ્ટ્રેટો હોય છે જેઓ હલકા ગુનાહની શિક્ષા કરે છે અને ભારે ગુનાહવાળા મુકદમા હાઈકોર્ટની સેશન માટે નોંધે છે. તે ઉપરાંત અમુક ગુનાહ થતાં અટકાવવા માટે સારી ચાલના જામીન લેવાની પણ મેજિસ્ટ્રેટોને સત્તા આપવામાં આવેલી હોય છે.

ફોજદારી ગુનાહની તપાસ માટે મુનસફની મદદમાં લાયક શહેરીઓને જોડવામાં આવે છે. આમના બે વર્ગ પાડવામાં

આવે છે, (૧) આસેસર; જેઓ મુનસફને પોતાનો અભિપ્રાય માત્ર જાહેર કરે, પણ તે અભિપ્રાય પ્રમાણે ચાલવાને મુનસફ બંધાયલો નથી. ( ૨ ) જ્યુરર. આમના મત પ્રમાણે ચાલવા મુનસફ બંધાયલો હોય છે. જો મુનસફ જ્યુરીના મત સાથે મળતો ન થાય તો તે મુકદ્દમો પ્રાન્તની વડી અદાલતમાં મોકલી આપવો જોઇએ. હાઈ કોર્ટમાં જ્યુરરની સંખ્યા નવની હોય છે અને બીજી અદાલતો માટેની સંખ્યા સ્થાનિક સરકાર ઠરાવે છે.

બીજા કે ત્રીજા વર્ગની અદાલતના ચુકાદા સામે ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટને અપીલ થઈ શકે છે. તેજ પ્રમાણે પહેલા વર્ગના મેજિસ્ટ્રેટના ચુકાદા વિરૂદ્ધ સેશન કોર્ટમાં અપીલ ચાલે છે. અને સેશન કોર્ટના ચુકાદા વિરૂદ્ધ હાઈ કોર્ટમાં અપીલ ચાલી શકે છે. તે ઉપરાંત નીચલી કોર્ટના કાગળીયા તપાસવાની વડી અદાલતને સત્તા હોય છે. સામાન્ય રીતે જ્યારે કોઈ માણસ સામેનો મુકદ્દમો તૂટી જાય અને તેને નિર્દોષ ગણી છોડી મૂકવામાં આવે ત્યારે તેના ઉપર અપીલ ચાલતી નથી. પણ જ્યારે સ્થાનિક સરકારને એમ લાગે કે અમુક છુટકારાના હુકમથી દેખીતો અન્યાય થાય છે ત્યારે તે વડી અદાલતને અપીલ કરવાનો હક ધરાવે છે.

સેશન જજોને ફોજદારી કામ ઉપરાંત પોતાના જીલ્લાના દિવાની મુકદ્દમા પણ ચલાવવાના હોય છે. જીલ્લાની અદાલતો બધી તેની દેખરેખ નીચે કામ કરે છે. તેની નીચે સબોર્ડિનેટ જજ હોય છે. અને તેના હાથ નીચે વધારે ઓછી સત્તાવાળા મુનસફો હોય છે. વળી કેટલેક ઠેકાણે ૫૦૦ રૂ. થી નીચેની

રકમના વાંધા ચુકવવા માટે સ્મોલ કોઝીસ કોર્ટ હોય છે. પ્રેસિડન્સીનાં શહેરોમાં સ્મોલ કોઝીસ કોર્ટની સત્તાની હદ રૂા. ૫૦૦ ઉપરથી વધારી રૂા. ૨૦૦૦ સુધી કરવામાં આવેલી છે. દિવાની મુકદમામાં મુનસફના ચુકાદા સામે ડિસ્ટ્રિકટ જજને અપીલ થઈ શકે છે, અને જ્યાં દાવાની રકમ રૂા. ૧૦૦૦૦ થી વધારે હોય ત્યાં ડિસ્ટ્રિકટ જજના ચુકાદા સામે વિલાયતમાં પ્રીવી કાઉન્સિલને અપીલ થઇ શકે છે. આ કોર્ટ હિંદની દિવાની અને ફોજદારી છેવટની અદાલત છે. અને તેના ચુકાદા સર્વથી ચડીયાતા ગણાય છે.

---

## પ્રકરણ ૮ મું.

### જાહેર સલામતી.

૧. સરકારની પહેલી ફરજ–૨. કંપનીના હિંદી સૈન્યની સ્થાપના ૩. મરાઠા લશ્કર–શિખ લશ્કર–૪. કંપનીનાં સૈન્યનું બંધારણ–પછીનાં સાઠ વર્ષના ફેરફાર ઈ. સ. ૧૮૫૭ ના બળવા વખતની હિંદી સૈન્યની સંખ્યા–૫. બળવા પછીના ફેરફાર–ઇમ્પીરિયલ સર્વીસ ટ્રુપ્સ–૬ લોર્ડ કિચનરે ઘડેલી નવી યોજના ૭ હિંદ સૈનિક નોકરી–૮ હિંદી સૈન્યની હકુમતનાં ખાતાંઓ. સૈનિક ખાતું–૯. એચ્છિક સૈન્ય–૧૦ હિંદી દરીયાઇ સૈન્ય–૧૧. પોલિસ ખાતાનું બંધારણ–વિલેજ પોલિસ–શહેરના પોલિસ–રેલ્વે પોલિસ–પોલિસની ફરજો–ક્રિમિનલ ઇન્વેસ્ટીગેશન ડિપાર્ટમેન્ટ.

૧ દરેક દેશની સરકારની પ્રથમ ફરજ એ દેશમાં સુલેહ શાન્તિ પ્રસરાવવાની છે. જ્યાં સુધી પ્રજાનાં મન અસ્થિર હોય ત્યાં સુધી કોઇપણ જાતના સુધારા વધારા થવા અશક્ય છે, અને સુધરેલ રાજ્યનાં બધાં કામ બંધ પડે છે. માટે દરેક સરકારની સૌથી પહેલી ફરજ પ્રજાને બહારના દુશ્મનોથી,

અને દેશની અંદર ચોર, લુટારા, ઠગારાઓથી નિશ્ચિંત બનાવવાની છે. આ બે કામ બજાવવા સરકાર બે જુદાં ખાતાં ધરાવે છે. બાહ્ય દુશ્મનોથી બચાવવા માટે દેશમાં સૈન્ય રાખવામાં આવ્યું છે. અને તેમને જોઈતી કવાયદ, હથીઆર વગેરે આપવામાં આવે છે. જ્યારે દરિયા માર્ગથી ચડી આવતા દુશ્મનોથી દેશને બચાવવાની ફરજ બ્રિટિશ સરકારે પોતાને માથે રાખી છે. દેશની અંદર ચોર લુંટારા વગેરેથી બચાવ કરવા સરકારે પોલિસ ફોજ ઉભી કરી છે. જોકે ગંભીર હુલ્લડના પ્રસંગોમાં પોલિસની મદદે લશ્કરની ટુકડીઓને બોલાવવામાં આવે છે. આ બે ખાતાનાં બંધારણ આપણે તપાસીએ.

## ૧. હિંદી સૈન્ય.

૨. ઇતિહાસના પ્રકરણમાં આપણે જોઇ ગયા તે પ્રમાણે હિંદી દેશી લશ્કરની સ્થાપના પ્રથમ ફ્રેન્ચોએ કરી; ડુપ્લેની રાજ્યનીતિ દેશી રાજાઓના ઝગડામાં ભાગ લઈ પોતાની સત્તા પ્રબળ કરવાની હતી; અને એને અંગે તેણે દેશી લશ્કર રાખી તેને યૂરપીય ઢબ મુજબ કેળવણી આપવા માંડી. આ પદ્ધતિની ક્લાઇવ, લોરેન્સ, આયરકૂટ વગેરે અંગ્રેજ સરદારોએ નકલ કરી દેશી લશ્કરની સ્થાપના કરી; જેના યોગે પ્રથમ ફ્રેંચ અને વલંદા સત્તા અને પછી દેશની અસ્તવ્યસ્ત દશામાં જુદાં જુદાં દેશી સંસ્થાનો સાથે ટક્કર ઝીલવાનું બની શક્યું હતું. શરૂઆતમાં મુંબાઇ, મદ્રાસ, અને બંગાળા ઇલાકા સ્વતંત્ર હતા, તેમજ તેમાં સ્થપાયેલ સૈન્યો પણ એક બીજાથી સ્વતંત્ર હતાં. તેની સાથે ઇંગ્લાંડથી કેટલાંક બાદશાહી લશ્કરની યૂરપીયન સૈન્યની ટુકડીઓ હિંદમાં આવી કંપનીના

સૈન્યમાં જોડાઈ હતી. અને તેમાં પરદેશી સંસ્થાનોમાંથી ન્હાસી આવેલ યૂરપીયન કેદીઓ અને કંપનીના વહાણોના ખલાસીઓ જોડાયા હતા. તે પ્રમાણે ૧ લી મુંબાઈ યૂરોપિયન ફ્યુસિલિયર્સ; ૧ લી મદ્રાસ ફ્યુસિલિયર્સ, અને ૧ લી બંગાળ યૂરોપિયન ફ્યુસિલિયર્સ સ્થાપવામાં આવી; તે ઉપરાંત થોડીક ટુકડીઓ ઘોડેસ્વાર લશ્કરની અને કેટલીક તોપખાનાની ટુકડી ઇંગ્લાંડથી મોકલવામાં આવી હતી.

પ્લાસીના યુદ્ધ પછીનાં ચાલીશ વર્ષમાં કંપનોના રાજ્યનો વિસ્તાર બધી તરફ વધ્યો. તે જમાનાના સંયોગો અને દેશની સ્થિતિને લઈને કંપનીના ગવર્નરોની ઇચ્છાની વિરૂદ્ધ અને કોર્ટ ઓફ ડીરેકટર્સના ચોખ્ખા હુકમની ઉપરાંત પણ કંપનીના મુલકનો વિસ્તાર વધતોજ ગયો. હિંદુસ્તાન દેશ તે વખતે જાણે એક હથીયારબંધ લશ્કરનું થાણું હોય એવો હતો. મુગલ શેહેનશાહના નવાબો, વઝીરો, સુબાઓ, દેશના સ્વતંત્ર રાજા રજવાડાઓ, અને તેના ખંડીઆ રાજાઓ એ બધા સત્તા મેળવવા માટે વલખાં મારતા હતા. મરાઠાઓનું લશ્કરી બળ બધી દિશામાં પોતાનો પ્રભાવ બતાવતું હતું અને આ "મુલકગીરી"ની હરીફાઈમાં છેવટે યૂરોપિયન સત્તાઓ પણ પોતાનાં સૈન્યને જે બાજુ લાભ જણાય તે બાજુ રોકી ભાગ લેવા લાગી. તે સત્તાઓના પ્રતિનિધિઓ વચ્ચે અંદર અંદર કલહ જાગે એ અનિવાર્ય હતું. તે પ્રમાણેના કલહને અંતે ફ્રેન્ચ અને વલંદા સત્તા નાબુદ થઈ અને ઇસ્ટ ઇંડીયા કંપની સર્વોપરી થઈ. ત્યાર પછી મહીસૂર, મરાઠા, રોહીલખંડ, બંગાળા વગેરેમાં વિગ્રહો ચાલ્યા કર્યા, જેને પરિણામે કંપનીના સૈન્યમાં

ઉમેરો થતોજ ગયો. દેશી રાજાઓ પણ યૂરોપિયન ઢબે કસાયેલા લશ્કરની કીંમત સમજતા થયા, અને તેઓએ પોતાના સૈન્ય માટે ફ્રેન્ચ અમલદારોને રોકવા માંડયા. એ અમલદારોની તાલીમ નીચેના લશ્કરનું જોર તોડવા માટે વેલેસ્લિએ સબ્સિડીયરી સીસ્ટમ ઘડી, અને જેઓ રાજી ખુશીથી તેમાં દાખલ ન થાય તેની સાથે વિગ્રહ કરીને પણ ફ્રેન્ચ અમલદારોને રજા અપાવી તથા ત્યાર પછી કોઇપણ યૂરોપિય અમલદારને બ્રિટિશ સરકારની પરવાનગી સિવાય નોકર ન રાખવાની તે તે રાજ્યોને ફરજ પાડી. આ નિયમ હજી પણ દેશી સંસ્થાનોને લાગુ પાડવામાં આવે છે.

૩. મરાઠાઓનાં નિયમિત સૈન્યો ન હતાં. તેઓનાં સૈન્યો તો પોતાના ડુંગરી મુલકના મજબૂત કિલ્લાઓ ઉપર આધાર રાખતાં હતાં. મુગલ શહેનશાહોના વિગ્રહોથી પહાડી મુલકના રહેનાર કણબી મરાઠાઓમાંથી લડવૈયા સિપાઇનો વર્ગ ઉભો થયો હતો. મજબૂત બાંધાના અને અલબત્ત, ઠીંગણા કદના પણ જોરાવર વર્ગમાંથી શિવાજીએ ઘોડેસ્વાર અને પાયદલ લશ્કરની ટુકડીઓ બનાવી, અને તેઓને ચઢવા માટે દક્ષિણનાં કઠણ અને મજબૂત ઘોડાંઓ આપ્યાં. તેઓનો ખોરાક ઘણો સાદો હતો, અને તેઓને બધી જાતની મુશ્કેલીઓ અને ભૂખ તરસ વેઠવાની ટેવ હતી. જે દેશ ઉપર ચઢાઈ લઈ જવી, તેને વેરાન કરવો, અને પછી દુશ્મનના લશ્કરના જુદા જુદા વિભાગ સાથે પોતાની ઝડપી હીલચાલને લીધે યુદ્ધ કરવાં, એ મરાઠાઓની યુદ્ધકળાનું બીજ હતું. પણ શિવાજીના બુદ્ધિબળે તેઓને આવા માત્ર લુંટફાટનાજ કાર્યમાં

રોકયા ન હતા. તેણે મહારાષ્ટ્રની અંદર કિલ્લાઓની હાર બાંધી, અને તેની અંદર સમર્થ રક્ષક સૈન્ય મૂકી તેઓના રક્ષક, સામાન પૂરો પાડનાર અને જાસૂસ એવા ત્રણ વિભાગ પાડ્યા; કિલ્લાઓમાં ખોરાકી અને દારૂ ગોળાનો સંગ્રહ કર્યો; અને તપાસ રાખવાની અને બચાવ કરવાની સંપૂર્ણ યોજના ઘડી. તેઓની ઝડપી હીલચાલ અને અભેદ કિલ્લાઓની મદદ દથી મરાઠાઓએ હિંદના મોટા ભાગ ઉપર સત્તા જમાવી. અને એક ધર્મ અને એક જાતીની પ્રજામાં રાષ્ટ્રીય જુસ્સો પેદા કર્યો. પણ મરાઠાઓમાં લશ્કરી જુસ્સો જન્મથી ન હતો. તેઓનાં સૈન્યોનો જન્મ તે તે જમાનાની તાસીર હતી, અને તેમાં એક સમર્થ નેતાની બુદ્ધિએ પુષ્ટી આપી હતી. પણ જ્યારે મરાઠા સત્તા ભાંગી પડી ત્યારે તે જુના લડવૈયા ફરી પાછા પોતાને કામે વળગી ગયા; અને અત્યારે એ પ્રજામાંથી બ્રિટિશ સૈન્ય માટે જોઈતા થોડા સિપાઈઓ મેળવવામાં પણ મુશ્કેલી પડે છે.

ઉત્તરમાં એક બીજી લડવૈયાની જાત ઉત્પન્ન થઈ. જેણે મુસલમાન રાજકર્તાઓને અને પાછળથી અંગ્રેજ રાજકર્તાઓને પણ થોડી મહેનત નહોતી આપી. શરૂઆતમાં પંદરમાં સકામાં ગુરૂ નાનકે શિખ પ્રજાની એક ધાર્મિક મંડલ તરીકે સ્થાપના કરેલી, અને તેનો સિદ્ધાંત એકેશ્વરવાદ, જ્ઞાતિભેદ કે કોઈ પણ જાતની ક્રિયાઓથી રહિત શિખધર્મ એ હિંદુ અને મુસલમાન ધર્મનાં સર્વોત્કૃષ્ટ તત્વોના સંમેલનમાંથી બન્યો.

હતો. પણ સો વરસના અરસામાં મુસલમાનોના જુલમથી આ શાન્તિમય ધાર્મિક મંડલમાંથી શુરવીર યોદ્ધાઓનું પ્રબળ મંડળ બની રહ્યું; અને તેઓના સિદ્ધાંત મુગલો સામે બંડ ઉઠાવવું અને લૂંટફાટ ચલાવવી એ થઈ રહ્યો. આ મંડલના નેતાઓ સિંહને નામે ઓળખાવા લાગ્યા અને સમગ્ર મંડળને 'ખાલસા' અથવા પવિત્ર એવું નામ મળ્યું. આખરે ખાલસા લશ્કર એક ભયંકર યુદ્ધનું સાધન થઇ રહ્યું. અને તેની યશસ્વી કારકિર્દીનો બ્રિટીશ સૈન્યની સાથે છ મોટી લડાઈ લડયા પછી જ અંત આવ્યો. એ અંત આવતાં ઘણાં સિપાઇઓએ લશ્કરી ધંધો છોડી ફરી પાછાં હળ લીધાં. પણ તેઓમાંના કેટલાક અંગ્રેજી સૈન્યમાં દાખલ થયા, અને તેઓ અને તેઓના વંશજો આજે બ્રિટીશ સૈન્યમાં દ્રઢતા, શૌર્ય અને નિમકહલાલી માટે સર્વોપરી સ્થાન ભોગવે છે.

૪. ઈ. સ. ૧૭૯૭ માં ઈલાકેદાર સન્યોનું નિયમિત બંધારણ રચવામાં આવ્યું; તે વખતે યૂરોપિયન સૈન્યની સંખ્યા ૧૩૦૦૦ની હતી, અને દેશી લશ્કરની સંખ્યા ૫૭૦૦૦ની હતી. આમાંથી મદ્રાસ અને બંગાળા એ દરેક ઈલાકામા ૨૪૦૦૦ અને મુંબઈમાં ૯૦૦૦ હતું. બંગાળ ઈલાકાના સૈન્યનું બંધારણ નીચે પ્રમાણે રચવામાં આવ્યું હતું.

યૂરોપિયન તોપખાનું—દરેક ૫ ટુકડીઓની એક એવી ૩ પલટણ.

યૂરોપિયન પાયદળ—દશ ટુકડીઓની દરેક ૩ પલટણ નિયમિત દેશી ઘોડેસ્વાર લશ્કર—છ ટુકડીઓની દરેક ૪ પલટણો. દેશી પાયદળ—ર ટુકડીઓની દરેક ૧૨ પલટણ. પાયદળ લશ્કરની દરેક પલટણમાં ૧ ઉપરી કર્નલ, ૨ લેફ્ટેનંટ કર્નલ, ૨ મેજર, ૮ કેપ્ટનો, ૨૨ લેફ્ટેનંટ, ૧૦ એનસાઈન, ૨ યૂરોપિયન નોનકમિશન્ડ ઓફીસરો, ૪૦ દેશી અમલદારો, ૨૦૦ નોન–કમિશન્ડ દેશી અમલદારો, ૪૦ ઢોલ તથા વાજાં વાળા, અને ૧૬૦૦ સિપાઇઓ હતા.

પછીનાં સાઠ વર્ષમાં હિંદુસ્થાનમાં મહાન ફેરફારો થયા તેનાં પ્રતિબિમ્બ હિંદી લશ્કરમાં પણ પડયાં. ઈ. સ. ૧૭૯૮ મા લોર્ડ વેલેસ્લી ગવરનર જનરલના પદ પર આવ્યા અને તેના અમલ દરમિયાન બ્રિટિશ સત્તાના સાર્વભૌમ પદનાં બીજ રોપાયાં. તેણે હૈદ્રાબાદમાંથી ફ્રેન્ચ અમલદારોનો પગ કાઢયો. મહિસુર વિગ્રહમાં ટીપુ મરાયો, કર્નાટક બ્રિટિશ મુલકમાં જોડાયો, અને પેશ્વાના દરબારમાં બ્રિટિશ રેસીડેન્ટની નિમણુક થઈ. બીજા મરાઠા વિગ્રહને અંતે સિંધીયા અને હોલકરના સૈન્યમાંથી પણ ફ્રેંચ અમલદારોને રજા મળી. લોર્ડ હેસ્ટિંગ્સના વખતમાં ગુરખા વિગ્રહ થયો; જેને

પરિણામે એ પહાડી જાતની લડાયક શક્તિ ધ્યાનમાં આવી. ત્યાર પછી પિંઢારા સામેના, બ્રહ્મદેશ અને અફઘાનિસ્તાન વિરૂદ્ધના વિગ્રહો થયા; અને સિંધપરની ચઢાઈ, બે પંજાબના વિગ્રહો, તથા બીજો બ્રહ્મદેશનો વિગ્રહ થયો. આ બધા સમય દર્મિયાન વિશાળ મુલકો જીતાયા અને કંપનીના મુલકમાં જોડાઈ ગયા. અને સમર્થ દેશી રાજ્યોમાં પણ કંપનીના અમલદારોની લાગવગ ચાલવા માંડી. વળી જેમ જેમ નવા મુલકો જીતાતા ગયા; તેમ તેમ તે તે દેશના સ્થાનિક ઉપયોગ માટે અનિયમિત ધોરણપર સૈન્ય રચવાની જરૂર પડતી ગઈ. તે પ્રમાણે ઈ. સ. ૧૮૪૬ માં સતલજના કાંઠાપરના સરહદના મુલકમાં પોલીસનું અને બીજું સામાન્ય કામ કરવા માટે સરહદ પરની પલટણ ( Frontier Brigade) ઉભો કરવામા આવી. અને તે પરથી ઈ. સ. ૧૮૪૯ માં પંજાબ સરહદપરનું લશ્કર રચાયું. એજ પ્રમાણે ઈ. સ. ૧૮૫૯ માં નાગપોરના ભોસલેનો મુલક ખાલસા કરતી વખતે ત્યાં અને અયોધ્યાના નવાબનો મુલક ખાલસા કરી ત્યાં પણ અનિયમિત લશ્કરની ટુકડી સ્થાપવી પડી. સબ્સીડિયરી સંધીઓના યોગે દેશી રાજ્યોમાં અંગ્રેજી લશ્કરની ટુકડી તે તે રાજ્યને ખરચે રાખવામાં આવી હતી. તેની સંખ્યા ૩૦૦૦૦ થી ૪૦૦૦૦ હજાર જેટલી થવા જતી હતી. એમ ૧૮૫૭ ના બળવા વખતે કંપનીના સૈન્યની સંખ્યા નીચે પ્રમાણે હતી.

| | બ્રીટીશ લશ્કર. | | | |
|---|---|---|---|---|
| | ઘોડેસ્વાર | તોપખાનું. | પાયદળ | કુલ. |
| બંગાળા. | ૧૩૬૬ | ૩૦૬૩ | ૧૭૦૦૩ | ૨૧૪૩૨ |
| મદ્રાસ. | ૬૩૯ | ૨૧૨૮ | ૫૯૪૧ | ૮૭૦૮ |
| મુંબાઈ. | ૬૮૧ | ૧૫૭૮ | ૭૧૦૧ | ૯૩૬૦ |
| સ્થાનિક લશ્કર. | ........ | ........ | ........ | .... ... |
| " " | ........ | ........ | ........ | ........ |
| લશ્કરી પોલીસ | ........ | ........ | ........ | ........ |
| કુલ.... | ૨૬૮૬ | ૬૭૬૯ | ૩૦૦૪૫ | ૩૯,૫૦૦ |

બ્રિટિશ લશ્કર તથા દેશી

* જ્યારે લશ્કર લડાઈ કરવામાં લાગેલું હોય છે ત્યારે તેમને ધૂળની નાની ટેકરીઓ કરવી, દુશ્મનો ધસી ન આવે રાખવામાં આવે છે તેમને સેપર્સ તથા માઈનર્સ કહે છે.

| દેશી લશ્કર. | | | | |
|---|---|---|---|---|
| ઘોડેસવાર | તોપખાનું. | સેપર્સ અને માઇનર્સ * | પાયદળ | કુલ. |
| ૧૯૨૮૮ | ૪૭૩૪ | ૧૪૯૭ | ૧૧૨૦૬૨ | ૧૩૭૫૭૧ |
| ૩૨૦૨ | ૨૪૮૭ | ૧૨૭૦ | ૪૨૩૭૩ | ૪૯૨૫૨ |
| ૮૪૩૩ | ૧૯૯૭ | ૬૩૭ | ૩૩૮૬૧ | ૪૪૯૨૮ |
| ૬૭૯૬ | ૨૧૧૮ | ....... | ૨૩૬૪૦ | ૩૨૫૫૪ |
| ....... | ...... | ....... | વર્ગ પાડેલા નથી. | ૭૭૫૬ |
| ....... | ...... | ....... | ... ... | ૩૮૯૭૭ |
| ૩૭૭૧૯ | ૧૧ ૨૫૬ | ૩૪૦૪ | ૨ ૧૧ ૯૨૬ | ૩,-૧,૦૩૮ |

લશ્કરનો કુલ સરવાળો. ૩ [illegible]૫૩૮

આગળ વધવાને માટે રસ્તો સાફ કરવો, સંતાઇ રહેવા માટે માટે સારા ખાડાઓ ખોદવા વગેરે કામ કરવાને માટે જે માણસો

આ પત્રકથી આપણે જોઈ શકીએ છીએ કે દેશી સૈન્યની સંખ્યા યૂરપીય સૈન્યથી લગભગ આઠ ગણી મોટી હતી.

ઈ. સ. ૧૮૫૭ માં લગભગ આખા બંગાળા ઈલાકાના સૈન્યે બળવો ઉઠાવ્યો. તેની સામું પંજાબ સરહદનું સૈન્ય અડગ રહ્યું એટલુંજ નહિ, પણ બળવો દાબી દેવામાં પણ તેણે કિંમતિ મદદ કરી; મદ્રાસ અને મુંબઈના સૈન્યો પણ માત્ર નજીવા અપવાદ સિવાય નિમકહલાલ રહ્યાં. એ બળવાનાં કારણોમાં કે વિગતોમાં ઉતરવાની અહીં જરૂર નથી. ઈ. સ. ૧૮૫૮ ના નવેમ્બર માસમાં જ્યારે વિકટોરીયા રાણીએ હિંદુસ્તાનની હકુમત પોતાના હાથમાં લીધી ત્યારે એમ ઠરાવવામાં આવ્યું કે કંપનીના યૂરોપિયન સૈન્યને બ્રિટિશ રાજ્યના સૈન્ય સાથે જોડી દેવું. યૂરોપિયન સૈન્યની સંખ્યા ૮૦૦૦૦ની ઠરાવવામાં આવી. અને દેશી સૈન્યની સંખ્યા વધારેમાં વધારે બંગાળામાં યૂરોપિયન લશ્કરથી બમણી અને મદ્રાસ અને મુંબઈમાં ત્રણગણી રાખવી.

કંપનીના યૂરોપિયન સૈન્યને બાદશાહી સૈન્યમાં જોડી દીધા પછી એ સૈન્યની પલટણોની હિંદી નોકરીને માટે શહેનશાહતના બીજા ભાગોના જેવાજ નિયમો રચવામાં આવ્યા. જુદી જુદી પલટણો અને ટુકડીઓ વારા ફરતી હિંદમાં નોકરીને માટે આવ્યા કરે છે. અને તેઓની નોકરીની મુદત ઘોડેસ્વાર ટુકડીઓ માટે નવ વરસ, પાયદળ માટે ૧૬ વરસ અને તોપખાનાની ટુકડી માટે ૧૧ થી ૧૫ વર્ષની ઠરાવવામાં આવી છે. ઇજનેરી, ( રોયલ એન્જીનિયર્સ—R. E. ), વૈદકી

( R. A M. C ), અને પશુ વૈદકી ખાતાના અમલદારોની મુદત પાંચ વર્ષની રાખવામાં આવી છે; પણ પછી તેમાં તેમની મરજી પ્રમાણે વધારો કરવાની છુટ રાખવામાં આવી છે. હિંદમાં હોય ત્યાં સુધી બ્રિટિશ લશ્કરના પગાર હિંદની તિજોરીમાંથી અપાય છે; અને પગાર, સરંજામ વગેરે બાબતોમાં તેઓ હિંદી નિયમોને આધીન રહે છે.

જ્યારે બળવાના બળતાં ઉંબાડીયાં ઠરી ગયાં ત્યાર પછી દેશી સૈન્યની ફરી રચના કરવાનું મહાન કામ સરકારને માથે આવ્યું. એ કામ ઇ. સ. ૧૮૬૧ થી ૧૮૬૪ સુધી ચાલ્યું. અને જ્યારે પુરૂં થયું ત્યારે હિંદમાં બધું મળી ૨,૮૫,૦૦૦ સૈન્ય રહ્યું. જેમાંથી ૬૫૦૦૦ બ્રિટિશ લશ્કર હતું એટલે બળવા પહેલાંના સૈન્યના પ્રમાણમાં એકંદર ૪૦ ટકાનો ઘટાડો થયો, જ્યારે બ્રિટિશ લશ્કરની સંખ્યામાં ૬૦ ટકાનો વધારો થયો.

ઈ. સ. ૧૮૬૦ થી ૧૮૭૮ સુધી હિંદમાં શાન્તિ હતી. તે અરસામાં એક બે નાની ચડાઇ થઇ હશે. પણ કોઈ મોટાં યુદ્ધ થયાં હતાં નહિ. પણ ઈ. સ. ૧૮૮૫ માં ત્રણ મોટા બનાવ બન્યા.

૧. વાયવ્ય સરહદ પરના મુલકના રક્ષણ માટે મોટા સૈન્યની તૈયારી. ૨. સામાન્ય સૈન્યની અંદર ઉમેરો. ૩. ત્રીજો બ્રહ્મી વિગ્રહ. અફઘાનીસ્થાનની સરહદ ઉપર પેન્ડજેહ નામના સ્થાનમાં અફઘાન અને રશીયન સિપાઈઓ વચ્ચે વિરોધ જાગ્યો; સુભાગ્યે સુલેહનો ભંગ થયો નહી, પણ

હિંદના લશ્કરને યૂરોપીય સત્તા સામે ટક્કર ઝીલવાનો પ્રસંગ આવે એવા સંભવ ઉત્પન્ન થયા. એટલે બળવા પછી દેશનું સૈન્ય દેશની અંદર શાન્તિ જાળવવા પુરતુંજ જોઈએ એવી માન્યતા હતી, તે બંધ થઈ અને તેને પરિણામે હિંદી સૈન્યમાં ૨૦૦૦૦ સૈનિકોનો અને ખર્ચમાં ૨૦ લાખ પૌંડનો વધારો થયો.

વળી તે સાલમાં વિગ્રહ સળગવાની તૈયારી હતી ત્યારે હિંદુસ્તાનના કેટલાક રાજાઓએ પોતા તરફથી બ્રિટિશ સરકારને જે મદદ જોઈએ. તે આપવા ખુશી બતાવી. અને આ માગણી ઉપરથી ઈમ્પીરિયલ સર્વિસ ટ્રૂપ્સની સ્થાપના થઈ.

૬. આ અરસામાં નાના નાના ઘણા ફેરફારો થયા. અને છેવટે ઈ. સ. ૧૮૯૫ માં પ્રથમથી ચાલતા આવેલા સ્વતંત્ર ઇલાકેદાર સૈન્યની પદ્ધતિ બંધ પાડી દેશના સમગ્ર સૈન્યને ગવર્નર-જનરલની સત્તા નીચે વડા સેનાપતિના હુકમ નીચે ચાર વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યું. અને એ ચાર વિભાગને પંજાબ, મદ્રાસ, મુંબઈ અને બંગાળા વિભાગ એવાં નામ આપવામાં આવ્યાં. આ દરેક વિભાગની ઉપર એક લેફ્ટેનંટ જનરલ નીમી તેના હાથ નીચે જોઈતા કામ કરનાર અમલદારો મુકવામાં આવ્યા અને તેમને કેટલીક સત્તા આપવામાં આવી. આ ફેરફારો હજી પુરા થયા ન થયા ત્યાં ઈ. સ. ૧૯૦૫ માં લોર્ડ કિચનરે હિંદુસ્તાનના સેનાપતિ પદપરથી સૈનિક રચના જુદા ધોરણ ઉપર કરવાની સલાહ આપી. તે રચનાનો મુખ્ય સિદ્ધાંત એ હતો કે દેશના સૈન્યનું મુખ્ય કામ

વાયવ્ય સરહદનો બચાવ કરવાનું છે. અને સલાહ શાન્તના સમયના સૈન્યનું બંધારણ તેજ રૂપમાં યુદ્ધમાં ઉતરી શકાય એવા પ્રકારનું હોવું જોઇએ. આના પરિણામે કેટલાંક નાનાં થાણાંઓ તજી દેવામાં આવ્યાં અને સૈન્યનો મોટો ભાગ મોટી છાવણીઓમાં રાખવાનું ઠરાવવામાં આવ્યું. તેઓને ત્રણ મોટા લશ્કરી વિભાગો ( આર્મીકોર્ ) અને તેની નીચે ૧૦ ડિવિઝનલ કમાન્ડમાં વહેંચી નાખવામાં આવ્યા. એ વિભાગો નીચે પ્રમાણે છે.

આર્મીકોર—તેની નીચેના ડિવિઝનલ કમાન્ડ.

| | |
|---|---|
| ૧. ઉત્તર આર્મીકોર | ૧ પેશાવર<br>૨ રાવલપિંડી<br>૩ લાહોર |
| ૨. પશ્ચિમ આર્મીકોર | ૪ કવેટા<br>૫ પૂના<br>૬ મ્હાઉ |
| ૩ પૂર્વ આર્મીકોર | ૭ મીરત<br>૮ લખનૌ |
| વડા સેનાપતિના સીધા હુકમ નીચે | ૯ સિકંદરાબાદ<br>૧૦ બ્રહ્મદેશ |

યુદ્ધને સમયે દરેક ડિવિઝન એક યુદ્ધ સામગ્રીવાળો વિભાગ થઇ રહે એવી ગોઠવણ કરવામાં આવી છે. દરેક ડિવિઝનમાં ૧ ઘોડેસ્વાર પલટણ ૩ પાયદળ પલટણ અને તેની મદદ માટે જરૂર જોગી તોપખાનાની પલટણ, સેપર્સ અને માઇનર્સ ( રસ્તો સમો કરનાર અને જરૂર જોઇતાં ખોદ

કામ કરનાર ), અને આંતર શાન્તિ માટે જરૂરનું રક્ષક સૈન્ય એટલાં વાનાં હોય છે.

બ્રિટિશ અને દેશી લશ્કરની એક એક બ્રિગેડમાંના અમલદારો અને સિપાઇઓની સંખ્યા નીચે મુજબ છેઃ—

| બ્રિટિશ-બ્રિગેડ | ઓફીસરો. | નોન-કમિશન્ડ ઓફિસરો. | કુલ | દેશી નોન કમિશન્ડઓફિસરો તથા બીજાં માણસો. |
|---|---|---|---|---|
| ઘોડેસ્વાર રેજીમેન્ટ | ૨૯ | ૫૯૯ | ૬૨૮ | ... .... |
| ઘોડેથી દોરાતુ તોપખાનુ | ૫ | ૧૫૭ | ૧૬૨ | ૭-૯ |
| મશીનથી દોરાતું તોપખાનું. | ૫ | ૧૮૦ | ૧૮૫ | ૧૧ |
| ભારે તોપખાનું ( ઘોડા જોડેલા ) | ૫ | ૯૧ | ૯૬ | ૧૦૪ |
| ,, ,,(બળદ જોડેલા) | ૫ | ૮૯ | ૯૪ | ૧૧૦ |
| ડુંગરનું તોપખાનું. | ૫ | ૧૨૯ | ૧૩૪ | ૧૯૭ |
| રક્ષક સૈન્ય. | ૫ | ૧૪૦ | ૧૪૫ | ...... |
| પાયદળ લશ્કર. | ૨૯ | ૧૦૦૫ | ૧૦૩૪ | ... ... |

| દેશી બ્રિગેડ. | બ્રિટિશ ઓફિસરો | દેશી ઓફીસરો | દેશી નો. ક. ઓફીસરો | કુલ | બ્રિટિશ નોન કમિશન્ડ ઓફીસરો. |
|---|---|---|---|---|---|
| ઘોડેસ્વાર રેજીમેન્ટ | ૧૫ | ૧૭ | ૬૦૮ | ૬૪૦ | ........ |
| ડુંગરનું તોપખાનું | ૫ | ૩ | ૩૨૩ | ૩૩૧ | ........ |
| સરહદ ઉપરનું રક્ષક સૈન્ય | ૩ | ૩ | ૨૭૨ | ૨૭૮ | ........ |
| સેપર્સ તથા માઇનસ | ૨ | ૩ | ૧૮૯ | ૧૯૪ | ૨ |
| લશ્કરી રેલ્વે કંપની | ૧ | ૩ | ૧૯૩ | ૧૯૭ | ૧ |
| મદ્રાસ ઈલાકાનું પાયદળ લશ્કર | ૧૩ | ૧૬ | ૫૮૪ | ૬૧૩ | ........ |
| મદ્રાસની બહારનું,, ,, | ૧૫ | ૧૬ | ૮૯૬ | ૯૨૭ | .... ... |

૭. હિંદી સૈન્યના અમલદારોના પગાર બે ગણત્રીથી થાય છે. ૧ તેઓના હરજ્જાનો પગાર; ૨ તેઓની જગ્યાઓનો પગાર. આ બે પગારનો સરવાળો તે તેઓના પગાર હોય છે. દાખલા તરીકે દેશી પલટણમાં એક લેફ્ટેનંટ (સૌથી નીચો અમલદાર) ની જગ્યાનો પગાર ઘોડેસ્વાર લશ્કરમાં રૂા. ૧૫૦ થી

૭૦૦ સુધી ચડે છે; અને પાયદળ ટુકડીમાં રૂા. ૧૦૦ થી ૬૦૦ સુધી ચડે છે. અને તેના હરજાનો પગાર રૂા. ૨૨૫ થી ૮૨૭ સુધી ચડે છે. એટલે ઘોડેસ્વાર લશ્કરની ટુકડીના લેફ્ટેનંટનો પગાર રૂા. ૨૨૫+૧૫૦=૩૭૫ રૂા. થાય છે. પાયદળ ટુકડીનો લેફ્ટેનંટ ૧૦૦+૨૨૫=૩૨૫ રૂા. નો પગાર, ધરાવે છે. નવ વર્ષ લેફ્ટેનંટના નોકરી કર્યા પછી કેપ્ટન થવાય છે. અને બીજાં નવ વર્ષ કેપ્ટન રહ્યા પછી મેજર થવાય છે. અને પછીનાં આઠ વર્ષ પછી લેફ્ટેનંટ કર્નલ થવાય છે. આ પ્રમાણે ૨૬ વર્ષની નોકરી પછી તે પદવી પ્રાપ્ત થાય છે. આ બધા ઇજાફા માટે તેઓના ધંધાની પરિક્ષાઓ સંતોષકારક રીતે પસાર કરવી આવશ્યક ગણાય છે. અને તે ઉપરાંત હિંદુસ્તાની અને પોતાની બ્રિગેડના સૈન્યની દેશી ભાષા જેવીકે હિંદી મરાઠી, પુસ્તુ, ફારસી, પંજાબી, કે તામિલ, એમ બે ભાષાઓમાં પણ પ્રવીણતા પુરવાર કરવી જાઈએ છે.

દેશી સિપાઈઓનો પગાર માસિક રૂા. ૯ નો ઈ. સ. ૧૮૯૫ થી કરવામાં આવ્યો છે. પોતાના ઘોડા સિવાયના ઘોડેસ્વારને રૂા. ૧૧ અને દેશી તોપચીને રૂા. ૧૦ મળે છે. સિલિદાર સ્વારને માસિક રૂા. ૩૧ મળે છે. દેશી સિપાઈને ૨૧ વર્ષની નોકરી પછી માસિક રૂા. ૪ પેન્શન મળે છે. ૩૨ વર્ષની નોકરી પછી આથી વિશેષ મળે છે. અને પરદેશમાં નોકરી કરતાં મૃત્યુ પામનાર સિપાઇની વિધવા, પુત્ર, પુત્રી અથવા માતા પિતાને પણ અમુક પેન્શન આપવામાં આવે છે.

ઈ. સ. ૧૯૦૪–૫ ની સાલમાં હીંદુસ્તાનનું કુલ સૈનીક ખર્ચ ૩૦ કરોડ રૂા. નું થયું હતું, જે દેશની ચોખ્ખી ઉપજનો ૪૬ ટકા જેટલો ભાગ થવા જાય છે.

૮. હિંદુસ્તાનના સૈન્યની બધો હુકુમત વડા સેનાપતિની નીચે જુદાં જુદાં ખાતાઓને વહેંચી આપવામાં આવી છે; તેમાં મુખ્ય બે વિભાગો પડે છે. ૧ આર્મી ડિપાર્ટમેન્ટ (સામાન્ય સૈન્ય ખાતું) ૨ લશ્કરી અસબાબ પુરો પાડનાર ખાતું [ Military Supply Dept ] આ બે ખાતાં પ્રથમ જુદાં હતાં અને દરેક માટે બે જુદા સભાસદો વડી સરકારમાં બેઠક ધરાવતા હતા; પણ હવે તે બન્ને ખાતાંઓ વડા સેનાપતિના તાબા નીચે મૂકવામાં આવ્યાં છે. વળી લશ્કરી હિસાબ ખાતું જે પ્રથમ જુદું ખાતું હતું તેને વડી સરકારના ફાઇનેન્સ ડિપાર્ટમેન્ટ (નાણા ખાતા) નીચે મુકવામાં આવ્યું છે એ દરેક ખાતાને માટે એક એક સેક્રેટરી અને તેના હાથ નીચેના જોઇતા કારકુનો ગોઠવવામાં આવ્યા છે. આ બે ખાતાના કામનું ટુંકું વર્ણન કરી આ વિષય આપણે સમાપ્ત કરીએ.

(૧.) આર્મી ડિપાર્ટમેન્ટનું કામ નીચેના અમલદારોને વહેંચી આપવામાં આવ્યું છેઃ (૧) ચીફ ઓફ સ્ટાફ (૨) કવાર્ટર માસ્ટર-જનરલ, (૩) એડજ્યુટંટ જનરલ (૪) મુખ્ય વૈદકી અમલદાર, અને (૫) મિલિટરી સેક્રેટરી.

(૧) ચીફ ઓફ સ્ટાફનું કામ લશ્કરની કાર્ય પદ્ધતિ નિર્ણીત કરવી, તેને યુદ્ધને માટે તૈયારીમાં રાખવું, જાસુસખાતું ચલાવવું, યુદ્ધ વખતે કેવી રીતે કામ લેવું, કેમ કયાં લશ્કર એકઠાં કરવાં, કઇ જગ્યાએ થઇને હલ્લો લઇ જવો અથવા બચાવ કરવો, લશ્કરને જોઇતી કવાયત કરાવવી, અને

નિયમિત વખતે ( Manoeuvres )કલ્પિત લડાઇઓ કરાવીને કેળવણી આપવી એ છે. આ કામ માટે લશ્કરી અમલદારોને ઉંચા પ્રકારનુ શિક્ષણ લેવું પડે છે. અને તેને માટે ઇગ્લાંડમાં સ્ટાફ કોલેજમાં જોડાઇ તેનું સર્ટીફીકેટ મેળવવું પડે છે. લોર્ડ કીચનરથી સૂચનાથી હિંદમાં પણ એક સ્ટાફ કોલેજ કવેટામાં સ્થાપવામાં આવી છે, અને તેમાં હિંદી દેશી લશ્કરના અમલદારો જોઇતું શિક્ષણ મેળવી શકે છે.

. ( ૨ ) ક્વાર્ટર–માસ્ટર–જનરલનું કામ લશ્કરી સામાન પૂરો પાડવો, અને તેને લાવવા લઇ જવાની ગોઠવણ કરવાનુ છે.

( ૩ ) એડજ્યુટંટ જનરલનુ કામ–લશ્કરમાં ભરતી કરવી અને દરેક સિપાઇને જોઇતો સામાન પૂરો પાડવો તથા તેની કસરત, કવાયત, નિયમન વગેરે ઉપર દેખરેખ રાખવાનું છે.

( ૪ ) મુખ્ય વૈદકી અમલદાર એ દેશની અંદનાં સૈન્યની તાબીયત અને લશ્કરના રહેઠાણ તથા ઇસ્પીતાલો વગેરેની સુખાકારી તપાસનાર મુખ્ય અમલદાર છે હિંદના યૂરોપીઅન લશ્કર માટે આવનાર ( R. A M C. ) ડાકતરો અને દેશી લશ્કરોમાં જોડાયલા હિંદી વૈદકી નોકરી ( I M S , ના અમરદારો બધાનો તે ઉપરી છે.

( ૫ ) મિલિટરી સેક્રેટરીનું કામ નિમણુંક, ફેરબદલી, ઈજાફા ( પ્રોમોશન ) અને પેન્શન સંબંધી હોય છે

( ૨. ) લશ્કરી અસબાબ પૂરા પાડનાર ખાતામાં નીચેના વિભાગોનો સમાવેશ થાય છે. ( ૧ ) માલ અને ભાર વહેનાર

જાનવરો (૨) કપડાં (૩) દારૂ ગોળો (૪) દવા અને દવાખાનાને લગતો સામાન ( ૫ ) ઘોડા ઉછેરવા અને લશ્કરી કામ માટે તૈયાર કરવા (૬) લશ્કરી બાંધકામ.

(૧) માલ અને ભાર વહેનાર જનાવરો પૂરાં પાડનાર ખાતા ( કમિસરીએટ ખાતાં )નું કામ યુદ્ધ વખતે બધા લશ્કર ( ગોરૂં તેમજ દેશી ) માટે ખોરાક તથા તેમનાં ઘોડાં માટે ઘાસ અને ચંદી તથા પથારી અને ઇસ્પીતાલનો સામાન પૂરો પાડવો એ છે. તે સામાન હેરવવા ફેરવવા માટે ખચ્ચર અને ઊંટ, ટટ્ટુ તથા તેને હાંકનાર ને તેની સંભાળ રાખનારની ટુકડીઓ ગોઠવવામાં આવી છે. હાલના બંધારણ પ્રમાણે ૨૧ ખચ્ચરની ટુકડીઓ, ૯ સિલ્લાદાર ઊંટની ટુકડીઓ અને બે ટટ્ટુની ગાડીઓની ટુકડીઓ રાખવામાં આવી છે. દરેક ખચ્ચરની ટુકડીના ઉપરી તરીકે એક બ્રિટિશ અમલદાર હોય છે. અને તેના બે વિભાગ પાડી એ દરેક ઉપર એક એક નોન-કમિશન્ડ અમલદાર હોય છે. એ એક એક વિભાગ ઘોડેસ્વાર લશ્કરની સાથે જોડાયલ હોય તો તેની ૬ ભારની ગાડી ખેંચનાર ટુકડીઓ અને ૪ માલની ગુણ ઉપાડનાર ખચ્ચરની ટુકડીઓ કરવામાં આવે છે અને તે દરેક ઉપર એક દફેદાર હોય છે. તથા એકંદર દરેક ટુકડીમાં ૫૫૨ આદમી, અને ૯૩૬ ખચ્ચરો હોય છે. પાયદળ લશ્કરના ઉપયોગ માટેની ટુકડીના નવ વિભાગ પડે છે, અને તેમાં કુલ સંખ્યા ૩૮૮ માણસો અને ૮૪૦ ખચ્ચરોની હોય છે.

સિલ્લેદાર ઉંટની ટુકડીમાં ૪૦૫ આદમી અને ૩૫૭ ઊંટ હોય છે—પણ એ ઉંટની સંખ્યા યુદ્ધ વખતે ૧૦૬૮ સુધી વધારી શકાય એટલી તૈયારી કરી રાખી હોય છે.

(૨) લશ્કરનું કપડાં ખાતું એક ડિરેક્ટરની દેખરેખ નીચે મુકવામાં આવ્યું છે. તેનું કારખાનું અને જથ્થો કલકત્તા અને મદ્રાસમાં રાખવામાં આવે છે. ત્યાંથી યૂરોપિયન અને દેશી બન્ને સૈન્યોને કપડાં પૂરાં પાડવામાં આવે છે. આ ઉપરાંત કાનપુરમાં બૂટ બનાવવાનું કારખાનું છે, જ્યાં બૂટ અને દેશી લશ્કરનો બીજો કેટલોક સામાન બનાવવામાં આવે છે.

( ૩ ) દારૂ ગોળા ખાતું સામાન્ય લશ્કરને તેમજ ઐચ્છિક સૈન્યને બધા દારૂ ગોળા અને ઘણી જાતનો લશ્કરી અસબાબ પૂરો પાડે છે તે ઉપરાંત તે ઈમ્પીરિઅલ સર્વિસ ટ્રૂપ્સને અને પોલિસને હથિઆરો અને કારતુસો પૂરાં પાડે છે. દેશને જુદે જુદે સ્થળે નવ ( arsenal ) કોઠારો સ્થાપવામાં આવ્યા છે જ્યાં દારૂ ગોળા, લશ્કરી અસબાબ, તોપખાનાં વગેરે મોટા જથામાં ભરી રાખવામાં આવે છે. આ ખાતાનો ઉપરી ડિરેક્ટર જનરલ ઑફ ઓર્ડેનન્સ કહેવાય છે. દારૂ ગોળા બનાવવા માટે ૫ મોટાં કારખાનાં ખોલવામાં આવ્યાં છે. તેમાં કલકત્તા પાસે કાશીપુરમાં તોપ અને તોપમાં ફોડવાના ગોળા બને છે; તેની પાડોશમાં ડમડમમાં અને મુંબઈ ઇલાકામાં પુના પાસે ખડકીમાં કારતુસો બને છે; નિલગિરિ પર્વતમાં કોરડાઈટ નામનો દારૂ બનાવવાનું કારખાનું છે. જીન અને લગામ વગેરે ચામડાના સામાન માટે કાનપુર અને મદ્રાસમાં કારખાનાં છે. જબલપુરમાં તોપખાનાની ગાડીઓ બનાવવાનું મોટું કારખાનું છે. અને કલકત્તા પાસે ઈશાપુરમાં બંદુકો બનાવવાનું કારખાનું છે. હમણાં કાશીપુર ખાતે ફિલ્ડગન ( લડાઇની તોપો ) બનાવવા

માટેનું સાંચા કામ ગોઠવાય છે; અને એ કામ ચાલવા માંડશે ત્યારે મોટી તોપો સિવાય લડાઇના બધા સામાન પરત્વે આપણા દેશને ઇંગ્લાંડ ઉપર બીલકુલ આધાર રાખવો નહીં પડે.

( ૪ ) દવા અને દવાખાનાના સરન્જામનો સંગ્રહ લાહોર, કલકત્તા, મદ્રાસ, મુંબઈ, અને રંગુન એ પાંચ ઠેકાણે રાખવામાં આવે છે, અને ત્યાંથી બધે પુરો પાડવામાં આવે છે.

( ૫ ) ઘોડાઓ ઉછેરવા, અને લશ્કરને માટે જોઇતી સંખ્યામાં પૂરા પાડવાનું કામ રિમાઉન્ટ ખાતાનું છે. એ ખાતાની પાંચ ડીપો સ્થાપવામાં આવી છે. તેનાં સ્થાન સંયુક્ત પ્રાન્તમાં સહરાનપુર અને હાપુર. પંજાબમાં મોના, મુંબઈ ઈલાકામાં અહમદનગર અને મદ્રાસ ઈલાકામાં હોસુર છે.

( ૬ ) લશ્કરી બાંધકામ ખાતાના ઇજનેરો રોયલ એન્જીનીયર્સ [ બાદશાહી ઈજનેરો—R. E. ] ના નામથી ઘણા હુશીઆર અને ઉંચા દરજ્જાના અમલદારો હોય છે. તેઓમાંના કેટલાક સુલેહના વખતમાં રેલ્વે અને બીજાં ખાતાંઓમાં જોડાય છે. પણ વિગ્રહ વખતે તેમને તરત પોતાની ફરજ ઉપર હાજર થવું જોઇએ. તે ઉપરાંત કેટલાક ખાસ લશ્કરી બાંધકામ જેવાં કે લશ્કરના રહેઠાણ માટેના મકાન, કિલ્લેબંધો વગેરે કામમાં જોડાયલા હોય છે.

૯. ઐચ્છિક સૈન્ય. યુરોપીય યુદ્ધ સમયે દેશના યુરોપીયનો તથા એંગ્લો-ઇંડિયનોના બનેલા ઐચ્છિક, સૈન્યનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. યુદ્ધને અંતે એ સૈન્યને કાયમ રાખવા માટે સ. ૧૯૨૦ માં ઐચ્છિક સૈન્યનો

બોલાવી લેવામાં આવ્યું છે અને તેને બદલે સ્થાનિક જાતોમાંથી સરહદની ટુકડી મૂકવામાં આવી છે. તેની કુલ સંખ્યા ૬૦૦૦ માણસની છે.

જે જે ઠેકાણે અસ્થિરતા પ્રવર્તતી હોય ત્યાં લશ્કરી પોલીસની ટુકડીઓ ઉભી કરવામાં આવે છે, જે લશ્કરી સિપાહ અને પોલીસ સિપાઇ એ બન્ને જાતની ફરજો બજાવે છે. તેઓની સંખ્યા અને થાણાં નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| સરહદ પ્રાન્ત અને પંજાબ.... .... | ૩૦૦૦ |
| આસામ ... .... ... ... | ૩૦૦૦ |
| બ્રહ્મદેશ ... .... .... .... | ૧૫૫૦૦ |
| | ૨૧૫૦૦ |

યૂરપીય યુદ્ધમાં હિંદે આપેલો ફાળો વખાણવા લાયક હતો. શરૂઆતમાં લૉર્ડહાર્ડિંજે દેશમાંથી બને તેટલા સૈન્યને ફ્રાન્સના કિનારા પર મોકલી જર્મન જીતની ભરતીને અટકાવ નાંખી દુનિયાને મોટા ભયમાંથી બચાવી હતી; અને તે પછીનાં વર્ષોમાં જુદી જુદી શાખાઓમાં મળીને ૭૯૧,૦૦૦ સિપાહોની ભરતી કરી હતી; તે ઉપરાંત મજૂરી વગેરે લડવા સિવાયના કામ કરનારની સંખ્યા ૪૫૦૦૦ ની હતી; તેમાં ૪૨૭૦૦૦ આદમીઓની ભરતી કરવામાં આવી હતી, આ પ્રમાણે હિંદમાં ૧૪,૫૭,૦૦૦ આદમીઓ યુદ્ધના કામમાં ચોજાયા હતા જેમાંથી ૯,૪૩,૦૦૦ જણ તો દરીયાપારના દેશો ખાતે ગયા હતા.

કાયદો વડીધારાસભામાં પસાર થયો છે અને તે પ્રમાણે દેશમાં વસતા યુરોપીયન તથા એંગ્લો-ઇંડીયનોની લશ્કરી ટુકડી બનાવવાની યોજના ચાલે છે. એજ રીતે પ્રયોગ તરીકે હિંદીઓને પણ અંમ્પિઠ્ઠ ધોરણ પર લશ્કરી તાલીમ આપવાની યોજના વડી ધારાસભાએ પસાર કરી છે અને યુદ્ધનાં વર્ષોમાં સ્થાપેલી યુનીવર્સિટિની લશ્કરી ટુકડીઓને કાયમ રાખવામાં આવી છે. આ બન્ને કાયદા પ્રમાણે હવે પછી કામ લેવામાં આવનાર છે

બ્રિટિશ હિંદી સરકારને મદદ કરવા માટે કેટલાંક દેશી રાજ્યોએ ઇમ્પીરિયલ સર્વિસ ટ્રુપ્સ રાખ્યાં છે તેની સંખ્યા ૨૨૦૦૦ ની છે, તેમાં ૭૫૦૦ ઘોડેસ્વાર, ૪૨૧ તોપખાનાના, ૫૭૦ સેપર્સ, ૯૩૮૪ પાયદળ, ૬૬૫ ઊંટ. ૬ માલ લઇ જનાર ટુકડી અને ૨ નિશાન કરનારી ટુકડી છે. આ બધાનો ખરચ તે તે રાખનાર દેશી રાજાઓ આપે છે.

ઉંચા કુળના યુવાનોને લશ્કરી તાલીમ મળે, અને તેઓ દેશી લશ્કરના ઉંચા હોદ્દા ઉપર ચડી શકે, તથા ઇમ્પીરીયલ સર્વિસ ટ્રુપમાં કેળવાયલા અમલદારો મળી શકે, એ હેતુથી ઇમ્પીરિયલ કેડેટકોર નામની શાળા કાઢવામાં આવી છે. આ શાળામાં લગભગ ૨૦ યુવાનો શિક્ષણ લે છે જેઓને લશ્કરી તાલીમ અને શિક્ષણ બે ત્રણ વરસ માટે બ્રિટિશ અમલદારો આપે છે. આ શાળાનું મુખ્ય મથક શિયાળામાં મીરત અને ઉનાળામાં દેહરાડુન ખાતે રાખવામાં આવ્યું છે.

સરહદ ઉપરના પ્રાન્તમાં વિશેષ લશ્કર રાખવાના હેતુથી જુદા જુદા કિલ્લાઓમાં રાખેલા લશ્કરને ઇ. સ. ૧૮૯૯ માં

બોલાવી લેવામાં આવ્યું છે અને તેને બદલે સ્થાનિક જાતો-માંથી સરહદની ટુકડી મૂકવામાં આવી છે. તેની કુલ સંખ્યા ૬૦૦૦ માણસની છે.

જે જે ઠેકાણે અસ્થિરતા પ્રવર્તતી હોય ત્યાં લશ્કરી પોલીસની ટુકડીઓ ઉભી કરવામાં આવે છે, જે લશ્કરી સિપાહુ અને પોલીસ સિપાઇ એ બન્ને જાતની ફરજો બજાવે છે. તેઓની સંખ્યા અને થાણાં નીચે પ્રમાણે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સરહદ પ્રાન્ત અને પંજાબ.... | | | | .... | ૩૦૦૦ |
| આસામ ... | .... | ... | | ... | ૩૦૦૦ |
| બ્રહ્મદેશ ... | .... | .... | | .... | ૧૫૫૦૦ |
| | | | | | ૨૧૫૦૦ |

યૂરપીય યુદ્ધમાં હિંદે આપેલો ફાળો વખાણવા લાયક હતો. શરૂઆતમાં લૉર્ડહાર્ડિંજે દેશમાંથી બને તેટલા સૈન્યને ફ્રાન્સના કિનારા પર મોકલી જર્મન જીતની ભરતીને અટકાવ નાંખી દુનિયાને મોટા ભયમાંથી બચાવી હતી; અને તે પછીનાં વર્ષોમાં જુદી જુદી શાખાઓમાં મળીને ૭૯૧,૦૦૦ સિપા-હોની ભરતી કરી હતી; તે ઉપરાંત મજૂરી વગેરે લડવા સિવાયના કામ કરનારની સંખ્યા ૪૫૦૦૦ ની હતી; તેમાં ૪૨૭૦૦૦ આદમીઓની ભરતી કરવામાં આવી હતી, આ પ્રમાણે હિંદમાં ૧૪,૫૭,૦૦૦ આદમીઓ યુદ્ધના કામમાં યોજાયા હતા જેમાંથી ૯,૪૩,૦૦૦ જણ તો દરીયાપારના દેશો ખાતે ગયા હતા.

યુદ્ધમાં જોડાનાર જુદી જુદી જાતીઓમાં દક્ષિણના મરાઠાઓએ પોતાના પરાક્રમથી શિવાજીના વખતની ખ્યાતિ તાજી કરી હતી અને હવે પછી એ જાતીમાંથી લશ્કરી ટુકડીઓની વધારે પ્રમાણમાં ભરતી કરવામાં આવશે એવો સંભવ છે. તે ઉપરાંત ડોગ્રા, ભટ વગેરે રજપુત જાતીઓ તથા શીખ, ગુરખા મુસલમાન વગેરે કોમોએ લડવૈયા તરીકે યુદ્ધનાં બધાં ક્ષેત્રોમાં પોતાની શૂરવીરતાની છાપ બેસાડી છે.

૧૮ હિંદુસ્તાનનો નકશો જોતાં આ દેશનો અરધો અરધ ભાગ લગભગ સમુદ્રને કાંઠે અને હિંદી મહાસાગરની એક બાજુ પાસિફિક અને બીજી બાજુ આટલાંટિક મહાસાગર આવેલો છે. જેને કાંઠે આવેલાં સબળ નૌકાસૈન્યવાળાં રાજ્યોના હુમલાથી પણ દેશનું રક્ષણ કરવાનું છે. પણ બ્રિટિશ શહેનશાહતનો મૂળ પાયો દરિયાઈ બળનો હોવાથી અને તે મહારાજ્ય દુનિયાના જુદા જુદા ભાગમાં વિખરાયલું હોવાથી તેનું નૌકાબળ મોટું રાખવાની તેની પ્રથમ ફરજ છે. એટલે હિંદને પણ દરિયાઈ રક્ષણ બ્રિટિશ નૌકાસૈન્ય તરફથી મળે છે. આથી હિંદને ખરચે બીજું નૌકાસૈન્ય રાખવાની જરૂર નથી પણ હિંદને-ખરચે બાદશાહી હિંદી દરિયાઈ કાફલો (રોયલ ઇંડિયન મરીન) રાખવામાં આવેલ છે; જેનું કામ લશ્કર અને સરંજામ લાવ લઇ જવાનું તથા આંદમાન ટાપુઓનાં થાણાંની તપાસ રાખવાનું, હિંદી મહાસાગરમાંથી ચાંચીઆઓને પકડી કેદ કરવાનું, અને દરિયાની શોધ ખોળ કરવાનું છે. આ કાફલામાં ૧૧ મહાસાગરમાં ફરે એવી સ્ટીમરો, ૫ નદીમાં ફરનારી સ્ટીમ બોટો, અને કેટલીક જોલીબોટો અને સ્ટીમલોંચો છે. તેજ

પ્રમાણે રોયલ બ્રિટિશ નૌકાસૈન્યનાં કેટલાક મનવાર હિંદની સરહદની આસપાસ રહે છે અને તેના ખર્ચપેટે હિંદની ત્રીજોરીમાથી ૧૫ લાખ રૂપીયા દર વરસે આપવા પડે છે.

## ૨ પોલીસ ખાતુ.

૧૧ દેશની અંદર શાન્તિ જાળવવાનું મુખ્ય કામ કરનાર પોલિસ છે તેનું કામ બધી જાતના ગુનાહ પકડી તેને શિક્ષા કરાવવાનું અને બનતા સુધી ગુનાહ થતા અટકાવવાનુ છે. આ ખાતાનો ઉપરી ઈન્સ્પેકટર-જનરલ ઓફ પોલીસ કહેવાય છે. તેના તાબામા એક કે વધારે ડેપ્યુટી ઈન્સ્પેકટર જનરલહોય છે. દરેક જીલ્લાની પોલીસનો ઉપરી સુપ્રીન્ટેન્ડન્ટ કહેવાય છે જે પોતાના જીલ્લાની પોલીસ માટે જવાબદાર ગણાય છે. અને તે પોતાના જિલ્લાના ડિસ્ટિકટ મેજિસ્ટ્રેટના તાબામા રહી કામ કરે છે. મોટા જિલ્લામા તેને આસિસ્ટન્ટ અથવા ડેપ્યુટી સુપ્રીન્ટેન્ડન્ટ મદદમા આપવામા આવે છે સુપ્રીન્ટેન્ડેન્ટની જગ્યાઓ પૂરવા માટે વિલાયતમા જાહેર હરીફાઈની પરીક્ષા લેવામા આવે છે પણ તેમાથી થોડીક જગ્યાઓ નીચલી પાયરીના અમલદારોમાથી લાયકને ઉચે ચઢાવવા માટે રાખવામા આવી છે. આ નિમણુક માટે વડી સરકારની મંજુરી આવશ્યક છે ડેપ્યુટી સુપ્રીન્ટેન્ડેન્ટની જગ્યામા હિંદીઓજ નિમાય છે

પોલીસકામ માટે દરેક જિલ્લાના વિભાગ પાડવામા આવે છે. અને તે દરેક વિભાગ પર એક એક ઈન્સ્પેકટર નિમવામા આવે છે ઇન્સ્પેકટરનું કામ પોતાના તાબાના ઓફિસરોના

કામની દેખરેખ રાખવાનું હોય છે. ઈન્સ્પેકટરના હાથ નીચે સબ ઈન્સ્પેકટરો હોય છે અને તેઓ પોતાના તાબાની પોલીસ પાસેથી કામ લેછે, તથા ગુનાહોની તપાસ જાતે કરેછે. સબ ઈન્સ્પેકટરની નીમણુક પરભારી કરી શકાય છે અને તેઓ-માંથી હુશિયાર અમલદારોને ઈન્સ્પેકટર નિમવામાં આવે છે.

દરેક પોલીસ સ્ટેશનની દેખરેખ નીચે કેટલાંક ગામડાં હોય છે અને દરેક ગામડાં દીઠ એક ચોકીદાર હોય છે. જે ગામડામાં પટેલ હોય ત્યાં ચોકીદારને પટેલના હુકમ નીચે મુકવામાં આવે છે. ગામડાના ચોકીદારનું કામ પોલીસને મદદ કરવાનું, ગુનાહ બને તો ખબર આપવાનું, અને ગુનેહગાર હાથ આવે તો તેને પકડવાનું અને ગામના જાણીતા બદમાશો ઉપર નજર રાખવાનુ હોય છે. તેની નિમણુક ડિસ્ટ્રિકટ મેજીસ્ટ્રેટ કરે છે અને તેને કેટલેક ઠેકાણે ચોકસ પગાર મળે છે, જ્યારે બીજે ઠેકાણે પસાયતી જમીન આપવામાં આવે છે.

શહેરની પોલીસનું ધોરણ પણ ઉપરને મળતું છે. આખા શહેરના અમુક વિભાગો કરવામાં આવ્યા છે, અને દરેક વિભાગ દીઠ એક એક પોલીસ સ્ટેશન રાખવામાં આવે છે, જેનું કામ પોતાના વિભાગની ચોકી કરવાનું અને ગુનાહ પકડવાનું હોય છે. રંગુન, મુંબાઈ, મદ્રાસ, કલકત્તામાં પોલિસ ફોજનો ઉપરી પોલિસ કમિશનર નામનો મોટો અમલદાર હોય છે. અને તેના હાથ નીચે યુરોપીયન અને દેશી અમલદારો અને કોન્સ્ટેબલો હોય છે.

દરેક પ્રાન્તની અંદરની રેલ્વે ઉપર દેખરેખ રાખવા માટે જુદી રેલ્વે પોલિસ રાખવામાં આવી છે. જેની દેખરેખ એક ડેપ્યુટી ઈન્સ્પેકટર જનરલ ઓફ પોલિસ રાખે છે.

ગુનાહના સંબંધમાં પોલીસની ફરજ ત્રણ પ્રકારની છે. (૧) ગુનાહ પકડવા, ( ૨ ) શિક્ષા કરાવવી, (૩) ગુનાહ થતા અટકાવવા. પ્રથમ દરેક ફર્યાદના સંબંધમાં તપાસ કરી, ગુનેહગારને પકડી તેને માટે ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટને રીપોર્ટ કરવો જોઇએ. (૨) પછી અદાલતમાં ફર્યાદી તરીકે કેસ ચલાવવો જોઇએ. (૩) ત્રીજી બાબતમાં બધા કેદમાં જઈ આવેલા તથા નામીચા બદમાશોની હીલચાલ ઉપર નજર રાખી ગુનાહ બનતા અટકાવવા કોશેશ કરવી જોઇએ. તે ઉપરાંત જાહેર સુલેહ જાળવવાનું તથા રૈયતના જાનમાલનું રક્ષણ કરવાનું કામ પણ તેનું છે. કેટલાક ગુન્હા રેલ્વેના સંબંધમાં લાંબા પલ્લા ઉપર થાય છે. અથવા તોફાની જાતો દેશના જુદા જુદા ભાગમાં ફેરા કરતી હોય અથવા ખોટા સિક્કા એક ઠેકાણે પાડી દેશના જુદા જુદા ભાગમાં ફેલાવવામાં આવે; આવા ગુનાહો માટે સ્થાનિક પોલિસ પુરી ચોકસી કરવાને અશક્ત ખાતે છે, માટે તે ખાતે વઠી સરકારના સ્વદેશ ખાતાના તાબામાં એક ખાસ ખાતું કાઢવામાં આવ્યું છે. જે ક્રિમિનલ ઈન્વેસ્ટીગેશન ખાતું ( C. I. D. ) કહેવાય છે. આ ખાતું દેશી રાજ્યોની પોલીસ અને બધી બ્રિટિશ હિંદની પોલિસને પોતાની મદદમાં લઇ કામ કરે છે.

આવી રીતે સરકાર દેશમાં સુલેહ અને શાન્તિ જાળવે છે. પોલિસનાં અજ્ઞાન, આળસ અને અપ્રમાણિકપણા માટે વારંવાર ફર્યાદો થાય છે, અને તે દૂર કરવા સરકાર પગલાં ભરતી જાય છે. ઉંચા વર્ણના અને કેળવાયલા અમલદારો મળી શકે

એટલા માટે પગાર અને ઇજાફામાં વધારો કરવામાં આવ્યો છે. અને તેની અસરથી સુધારો થશે એમ આશા રાખવામાં આવે છે.

---

## પ્રકરણ ૯ મું.

### સ્થાનિક સ્વરાજ્ય.

૧. હિંદની ગ્રામ્ય વ્યવસ્થા— ૨. પાટનગરોમાં મ્યુનિસિપાલિટિઓની સ્થાપના— તેમનો ઇતિહાસ— મુંબાઈની મ્યુનિસિપાલિટિ ૩ નહાની મ્યુનિસિપાલિટિઓની સ્થાપનાનો ઇતિહાસ—૪. લાર્ડ મેયોનો ઠરાવ — લાર્ડ રિપનના સુધારા—૫. ઈ. સ. ૧૯૦૧ નો મુંબાઈનો ડિસ્ટ્રીક્ટ મ્યુનિસિપાલ કાયદો—સર જ્યોર્જ ક્લાર્કની સરકારે કરેલા સુધારા—૬. મ્યુનિસિપાલિટિની ફરજો સરકારી દેખરેખ—૭. મ્યુનિસિપાલિટિની આવક—૮. જિલ્લા અને તાલુકા લોકલ બોર્ડ—તેમની ફરજો—તેમનાં બંધારણ—તેમની ઉપજ—૯. સેનિટરી બોર્ડ. ૧૦.-પોર્ટટ્રસ્ટ—૧૧. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓનો ઉપયોગ.

૧ સામાજિક સંસ્થાઓના અભ્યાસીઓને હિંદની ગ્રામ્યવ્યવસ્થાનો અભ્યાસ ઘણો રસિક અને ઉપયોગી થઈ પડે છે. ઉત્પત્તિ, વૃદ્ધિ, અને લયનો નિયમ જગતની બધી વસ્તુઓની માફક આ ગ્રામ્ય પંચાયતોને પણ લાગુ પડે છે. છતાં ગ્રામ્ય પંચાયતોના મુખ્ય અંશો સેંકાઓના ફેરફારો છતાં જેવાને તેવા ઉતરી આવ્યા છે. સર ચાર્લ્સ મેટ્કાફે ઈ. સ. ૧૮૩૦ માં આ ગ્રામ્ય પંચાયતો સંબંધી લખતાં કહ્યું છે કે "જ્યારે બધું નાશ પામનું જાય છે ત્યારે આ ગ્રામ્ય પંચાયતો જેવીને તેવી હજુ રહી છે. હિંદુ, પઠાણ, મોગલ, મરાઠા, શિખ, અંગ્રેજ સત્તા એક પછી એક જામે છે, નાશ પામે છે, બીજીને સ્થાન આપે

છે; છતાં આ ગ્રામ્ય પંચાયતો તે તેની તેજ છે. યુદ્ધના પ્રસંગોમાં ગ્રામવાસી જનો એકઠા થઈ હથિઆર સજે છે; વિદેશી લશ્કર પોતાની હદમાં થઈ પસાર થતું હોય તો તેઓ પોતાનાં ઢોર કિલ્લાની અંદર એકઠાં કરી વિદેશીને પોતાની હદમાંથી પેલીપાર જવા દેછે. જો વિદેશી તેમની સામેજ ચડી આવ્યો હોય અને તેના બળ સામે ટક્કર ઝીલાય એમ ન હોય તો તેઓ દૂર દેશોમાં નહાસી જાય છે. પણ જ્યારે તોફાન સમી જાય છે ત્યારે તેઓ પાછા ફરે છે અને પોતપોતાના ધંધામાં વળગી જાય છે. લાંબા વખત સુધી અંધાધુધી અને અવ્યવસ્થા રહે, અને ગામ ફરિ વસી શકે નહિ એમ હોય છતાં શાન્તિ પથરાય કે તરત વિખરાઈ ગયેલા ગ્રામ્યવાસીઓ પાછા ફરે છે, અને પોતાના બાપદાદા જ્યાં જ્યાં રહી જે જે કામ કરતા તે તે કરવા મંડી જાય છે. ગ્રામ્ય પંચાયતની આ એકતાને લીધે, અને તેની અંદર જરૂરીયાતના બધા અંશોની હાજરીથી દરેક ગામ નાનકડું રાજ્ય બની રહે છે. તેને લીધે હિંદુના ઇતિહાસમાં થયેલા ઘણા ફેરફારોની અંદર પણ પ્રજાની સ્વતંત્રતા અને સુખનો મોટો અંશ જળવાઈ રહ્યો છે. ” '

આ ગ્રામ્ય પંચાયતના બે ત્રણ પ્રકારો હતા, પણ તે બધામાં જે સામાન્ય અંશો હતા, તેનુંજ વર્ણન કરીએ. દરેક ગામને અમુક વસવાટનો ભાગ, અને ગામ બહાર ઢોરને પાણી પીવા માટે તલાવડી અથવા અવેડો અને એકઠાં થવા માટે ખુલ્લી જમીન અથવા ગોંદરૂં હોય છે, આસપાસની સીમમાં ખેડાણ જમીન અને પડતર (બારેટ) જમીન હોય છે, જેમાંથી અમુક ભાગ ગોચર માટે રખાય છે. ગામમાં ખેડુત

વર્ગો ઉપરાંત અમુક કારીગરો હોય છે, જેઓનું મુખ્ય કામ ખેતીને લગતી જરૂરીયાતો પૂરી પાડવાનું હોય છે; અને તે બદલ તેઓને પણ અમુક જમીન અથવા ખળાંમાંથી અમુક ભાગ આપવામાં આવે છે. દરેક ગામમાં પટેલ અથવા મુખી હોય છે; જે પંચાયતનો મુખ્ય અમલદાર ગણાય છે. ગામમાં ચોરો અથવા મંદિર હોય છે, અને તેનો પુજારી ઘણું ખરૂં ગામોટ તરીકે કામ કરે છે, એટલે એક ગામથી બીજે ગામ ચિઠ્ઠી પત્ર લઇ જવાની ફરજ તેને માથે પડે છે. તે ગામમાં લોટ માગીને પોતાનો નિર્વાહ ચલાવે છે, તે ઉપરાંત ખળાં દીઠ અમુક દાણા તેને આપવામાં આવે છે. વળી દરેક ગામમાં એક કે વધારે પગી હોય છે જેનું કામ ચોકી કરવાનું હોય છે; અને તે બદલે તેમને જમીન આપવામાં આવે છે. ઉપરાંત કુંભાર, સુતાર, મોચી, હજામ, ઢામ, વાસણ, હળ વગેરે ખેતોનાં ઓજારોની મરામત, અને કોસ વગેરે પૂરાં પાડે છે. મોટા ગામમાં આ ઉપરાંત શાહુકાર, બ્રાહ્મણ, કંસારો, ધોબી વગેરે હોય છે.

આજે પણ વસુલાત ઉઘરાવવાના કામમાં ગ્રામ્ય પંચાયત નું બંધારણ ઉપયોગમાં લેવાય છે. દરેક ગામમાં મુખ્ય અમલદાર પટેલ, તલાટી અને પગી એ ત્રણ હોય છે. અને તેઓને તેઓના કામ બદલ પગાર ઠરાવી આપવામાં આવે છે. મુંબઈ, મદ્રાસ, અને બ્રહ્મદેશમાં પટેલની પદ્દી ઘણી અગત્યની છે. મદ્રાસ ઈલાકામાં તેની ફરજોમાં મહેસુલ ઉઘરાવી તાલુકા તીજોરીમાં ભરવા ઉપરાંત નાના ગુનાહની તપાસ અને શિક્ષા, ગામની વ્યવસ્થાની જવાબદારી, અને મુન્સફ તરીકેના નાના

નાના દીવાની મુકદમા ચલાવવાની સત્તાનો પણ સમાવેશ થાય છે. મુંબઈ ઇલાકામાં મહેસુલ ઉઘરાવનાર પટેલ, અને પોલિસ-પટેલનું કામ ઘણુંખરૂં એકજ આદમી કરે છે. પોલીસ પટેલને મુખી કહી બોલાવે છે. અને રેવન્યુ પટેલ તરીકે તેને ઉઘરાત-દાર કહે છે.

આ પ્રમાણે ગ્રામ્ય વ્યવસ્થા માટે પંચાયતની પદ્ધતિ હિંદુ સમયમાં સ્થાપિત થઈ, પણ તેમાંથી યુરોપમાં ધીમે ધીમે પ્રજાનુ પ્રતિનિધિઓ માર્ફત સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ ઉદ્ભવી તેમ હિંદમાં થઈ શક્યું નહિ. મુસલમાની સમયમાં પંચાયતની બધી ફરજો મોટા શહેરોમાં કોટવાળ નામના એક અમલદારને સોંપવામાં આવતી, જેનું કામ વસુલાત ઉઘરાવવી, ગુનાહ પકડવા, ગુનેહગારોને શિક્ષા કરવી, અને તે ઉપરાંત હમણા ઘણાં કામો જે મ્યુનિસિપાલીટીઓને કરવાનાં હોય છે તે કરવાનું પણ હતું. મુસલમાની સમયમાં ગ્રામ્ય પંચાયતની સંસ્થા નાનાં ગામડાઓમાંજ તેના અસલ રૂપમાં કાયમ ટકી રહી.

૨. બ્રિટિશ હિંદમાં પ્રવર્તતી મ્યુનિસિપાલીટી ( શહેર સુધારા સમાંજ )ની સંસ્થાઓ થોડાજ સમય ઉપર અંગ્રેજ સરકારે દાખલ કરેલી છે; તેનો પ્રથમ પ્રચાર ઈલાકાના પાટ-નગરમાં કરવામાં આવ્યો હતો. સવથી પહેલી મ્યુનિસિપાલી-ટીની સ્થાપના ઈ. સ. ૧૬૮૭માં મદ્રાસમાં કરવામા આવી હતી. તેની ઉપજ માટે સીધા કર નાખવાની સત્તા આપવામાં આવેલી, અને તેવા કર આપવા પ્રજાને અનુકુળ ન પડવાથી તેનો વહીવટ ફતેહમંદ થયો નહિ. ત્યાર પછી સો વર્ષ સુધી આ દિશામાં કાંઈજ

પગલાં ભરાયાં નહિ. ઈ. સ.૧૭૯૩ ના કંપનીને આપવામાં આવેલા પરવાનામાં પાર્લામેન્ટે મ્યુનિસિપલ વહીવટ માટે પહેલ વહેલી કાયદેસર ગોઠવણ કરી. એ પરવાનામાં ગવર્નર જનરલને કંપનીના નોકરો અને બીજા બ્રિટિશ શહેરીઓમાંથી સુલેહના અમલદારો (જે. પી.) નિમવાનો હક્ક આપવામાં આવ્યો, અને તેમને ઘર વેરો અને જમીન વેરો ઉઘરાવી તે વડે રસ્તાઓની સાફસુફ અને મરામતનું કામ સોંપવામાં આવ્યું. ઈ. સ. ૧૮૬૧ માં સ્થાનિક ધારાસભાનું બંધારણ ઘડાયા પછી મ્યુનિસિપાલીટીનું બંધારણ દરેક સ્થાનિક ધારાસભાએ નવું રચ્યું, અને તેમાં ચુંટણીનું તત્વ દાખલ કર્યું. ત્યાર પછી મુંબઇ, મદ્રાસ અને કલકત્તાની મ્યુનિસિપાલીટીનું બંધારણ અને કાર્યપદ્ધતિ તે તે ઈલાકાની ધારાસભાએ સ્વતંત્ર કાયદાઓથી નિશ્ચિત કરેલ છે. લોર્ડ મોર્લિએ નિમેલા "સત્તાની વહેંચણીના કમીશને" મુંબાઇની મ્યુનિસિપાલીટીનું બંધારણ સર્વથી ઉત્તમ જણાવી કલકત્તા અને મદ્રાસ માટે એનું અનુકરણ કરવાની ભલામણ કરી છે એટલે ઈલાકેદાર મ્યુનિસિપાલીટીના નમૂના તરીકે આપણે મુંબઈની મ્યુનિસિપાલિટિનું બંધારણ તપાસીએ. મુંબાઈ મ્યુનિસિપાલીટીની સર્વોપરિ સત્તા કોરપોરેશન નામના મંડળના હાથમાં છે. આ મંડળ ૭૨ સભાસદોનું બનેલું છે, જેમાંથી ૩૬ સભાસદોને મુંબાઈ શહેરના બધા કર ભરનારા (રેટપેયર્સ) ચુંટી કાઢે છે. ૧૬ સભાસદોની ચુંટણી મુંબઇ શહેરના જે. પી. ઓ કરે છે. ૨ સભાસદો યુનિવર્સીટીના સ્થાનિક ફેલોઝ તરફથી ચુંટાય છે. ૨ સભાસદો ચેમ્બર ઓફ કોમર્સ (યુરોપીય

વ્યાપારી મંડળ ) તરફથી ચુંટાય છે. અને બાકીના ૧૬ સભાસદોને સરકાર નીમે છે. આ સભાસદો ત્રણ વરસ સુધી પોતાની બેઠક ધરાવી શકે છે. તેઓ દર વરસે પોતાના પ્રમુખને ચુંટણીથી નીમે છે. મ્યુનિસિપલ કોરપોરેશનનું કામ ધારા ધોરણ નિર્ણીત કરવાનું છે. અને વહીવટ કરવા માટે મ્યુનિસિપલ કમીશનરના નામથી સિવિલ સર્વિસનો રૂ. ૨૫૦૦ –૩૦૦૦ ના દરજ્જાનો અમલદાર સરકાર નીમે છે. મ્યુનિસિપલ વહીવટ કરવાની સંપૂર્ણ સત્તા આ અમલદાર ધરાવે છે. અને તેને તેના કામમાં મદદ કરવા એક ચીફ એકાઊન્ટન્ટ ( વડો હિસાબી અમલદાર ), એક મુખ્ય એન્જીનિયર, એક પાણી ખાતાનો એન્જીનિયર, અને એક તનદુરસ્તી ખાતાનો વડો અમલદાર, અને તે તે ખાતાના અમલદારો આપવામાં આવ્યા છે. કમિશનરને મદદ માટે એક નાની કાયમી કમિટી ( સ્ટેન્ડીંગ કમીટી ) આપવામાં આવે છે જેના આઠ સભાસદોને કોરપોરેશન ચુંટણીથી નીમે છે, અને બાકીના ચારની નિમણુક સરકાર કરે છે. આ કમિટિ કોરપોરેશન તરફથી મ્યુનિસિપલ ખર્ચની વિગતવાર તપાસ રાખે છે. અને દર વરસે બજેટ તૈયાર કરી કોરપોરેશન પાસે મંજુર કરાવે છે સ્ટેન્ડીંગ કમિટિના સભાસદોની નિમણુક એક વરસ માટે હોય છે. મુંબાઈ મ્યુનિસિપાલીટીની ઉપજ લગભગ ૧,૨૦,૦૦૦,૦૦, ( એક કરોડ વીશ લાખ રૂ. ) જેટલી થવા જાય છે.

૩ ઈલાકાના પાટનગર સિવાયનાં શહેરો માટે મ્યુનિસિપલ વ્યવસ્થા માટેનાં મંડળો ઈ. સ. ૧૮૪૨ સુધી દેશમાં હસ્તી ધરાવતાં હતાં નહિ. એ સાલમાં બંગાલ ઈલાકા માટે એક

કાયદો ઘડવામાં આવ્યો પણ તે ફતેહમંદ થયો નહિ. તે પછી ઈ. સ. ૧૮૫૦ માં સમગ્ર હિંદ માટે બીજો કાયદો ઘડવામાં આવ્યો, અને તેમાં ઉપજનાં સાધન તરીકે સીધા કરને બદલે જકાતના રૂપમાં આડકતરા કર નાખવાની સત્તા આપવામાં આવી. આ કાયદો પણ બંગાળ અને મદ્રાસ ઈલાકામાં નિષ્ફળ નિવડયો. પણ સંયુક્ત પ્રાન્ત અને મુંબાઈ ઇલાકામાં ફતેહમંદીથી અમલમાં મૂકી શકાયો. ત્યાર પછી ઈ. સ. ૧૮૬૩ માં બાદશાહી લશ્કરી કમિશને શહેરોની અસુખાકારી ભરેલી સ્થીતિ વિષે સખત રિપોર્ટ કર્યો. જેને પરિણામે બધી ઈલાકેદાર અને પ્રાન્તિક સરકારોએ શહેરમાં મ્યુનિસિપાલીટીઓ (શહેર સુધારા સમાજ) સ્થાપવાના કાયદા રચ્યા. આ પ્રમાણે ઈ. સ. ૧૮૬૪ માં બંગાળ ઈલાકા માટે, ૧૮૬૫ માં મદ્રાસ માટે, ૧૮૬૭ માં પંજાબ માટે અને ૧૮૬૮ માં સંયુક્ત પ્રાન્તો માટે કાયદા રચવામાં આવ્યા. મુંબાઈ માટે તો ઈ. સ. ૧૮૫૦ નો કાયદો ફતેહમંદ નીવડયો હતો. એટલે નવા કાયદાની જરૂર ન હતી આ કાયદામાં મ્યુનિસિપલ ફરજો બજાવવા માટે સભાસદો નીમવાની તથા તેમને કેટલીક જાતના કર નાખવાની સત્તા આપવામાં આવી હતી. પંજાબ અને મધ્ય પ્રાન્તો સિવાય બધે સભાસદોની નીમણુક ચુંટણીથી નહિ પણ સરકારથી હતી. આ રીતે સ્થપાયેલી મ્યુનિસિપાલીટીઓએ શહેર સુધરાઈનું કામ સારી રીતે બજાવ્યું, પણ સભાસદોની નિમણુકમાં ચુંટણીના તત્વની ગેરહાજરીને લીધે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થા તરીકે તેમને મહત્વ આપી શકાય નહિ.

૪ સ્થાનિક સ્વરાજ્યની ખરી સ્થાપના ઇ. સ. ૧૮૭૦ માં લોર્ડ મેયોની સરકારે કરી. તે સાલમાં હિંદ સરકારે નાણું સંબંધી પ્રાન્તિક વહેંચણી ( Provincial settlements ) ના નિયમો ઘડયા; અને તે ઠરાવની અંદર નીચે પ્રમાણે લખ્યું.-" કેળવણી, સ્વચ્છતા, દવાખાનાં અને બીજાં ધર્માદા કામો, તથા સ્થાનિક જાહેર કામો માટેનાં નાણાંની વ્યવસ્થા ફતેહમંદીથી થાય તેને માટે સ્થાનિક મંડળોની દેખરેખ, કાળજી, અને ઉત્સાહની અપેક્ષા છે. આ ઠરાવનો અમલ વાસ્તવિક રૂપે થવા માટે એ આવશ્યક છે કે જાહેર કામકાજની વ્યવસ્થામાં દેશી અને યુરોપીયન બિન અધિકારી વર્ગને વધારે વિસ્તૃત પ્રમાણમાં યોજવા અને મ્યુનિસિપાલીટીઓના વહીવટમાં સ્વરાજ્યનું તત્વ વિશેષ રૂપે દાખલ કરવું." આ હેતુ બર લાવવા માટે ઈ. સ. ૧૮૭૧ માં મદ્રાસ માટે ઈ. સ. ૧૮૭૩ માં મુંબાઇ, બંગાળ, સંયુકત પ્રાન્ત, પંજાબ, અને મધ્ય પ્રાન્તો માટે અને ઈ. સ. ૧૮૭૪ માં બ્રહ્મદેશ માટે કાયદા ઘડવામાં આવ્યા; આ કાયદાથી મ્યુનિસિપલ ઉપયોગિતાનો પ્રદેશ વિસ્તારવામાં આવ્યો, અને તેમાં પ્રતિનિધિ તત્વ દાખલ કરવામાં આવ્યું. પણ એકલા મધ્ય પ્રાન્તમાંજ સાર્વજનિક ચુંટણીનું ધોરણ સામાન્ય રીતે ફતેહમંદીથી દાખલ થઇ શકયું. ત્યાર પછી ઈ. સ. ૧૮૮૧-૮૨ માં લોર્ડ રિપનની સરકારે સ્થાનિક સ્વરાજ્યનું ધોરણ વિસ્તારવા માટેના હુકમો બહાર પાડ્યા; એ રાજ્યનિતિનિપુણ ઉદારચરિત મહાત્મા સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાને પ્રજાકીય રાજદ્વારી કેળવણીના સાધન તરીકે ઘણું મહત્વ આપતા હતા. તેમણે પસાર કરેલા

કાયદાથી શહેર અને ગ્રામ્ય વિભાગોમાં ચુંટણીનો પ્રદેશ વિસ્તૃત થયો, અને પ્રજાકીય આગેવાનોને સ્થાનિક ઉપયોગના કામકાજમાં મહત્વની સત્તા પ્રાપ્ત થઈ. ત્યાર પછી મ્યુનિસીપાલીટીઓના કાયદામાં ફેરફારો થાય છે. પણ તે ફેરફારો લોર્ડ રિપનની સરકારે ઘડેલા સ્થાનિક સ્વરાજ્યના ધોરણને પોષક છે.

૫. ઈ. સ. ૧૯૦૧ માં રચાયેલો મુંબઈનો ડિસ્ટ્રિક્ટ મ્યુનિસીપાલીટીનો કાયદો સ્થાનિક સ્વરાજયની સંસ્થા રચવામાં અને તેની ફરજો અને સત્તાઓ નિર્ણીત કરવામાં સર્વોત્તમ મનાયો છે. તે કાયદા પ્રમાણે મોટાં શહેરોની અંદર સરકારે મ્યુનિસીપાલીટી સ્થાપી તેઓને અમુક ફંડ, અને અમુક મિલ્કત સોંપી છે. સોંપેલી મિલ્કતમાં જાહેર મકાનો, રસ્તાઓ, ગટરો, તળાવ, કુવા અને પાણીનાં બીજાં સાધનો, બજારો અને કસાઈખાનાઓનો સમાવેશ થાય છે. મ્યુનિસીપાલીટીના કેટલાએક સભાસદોને સરકાર નીમે છે, અને કેટલાકને પ્રજામાંથી ચુંટવામાં આવે છે. સરકારે નીમેલા અને પ્રજાએ ચુંટેલા સભાસદોનું પ્રમાણ કાયદામાં ઠરાવવામાં આવ્યું છે. પણ કોઇ પણ મ્યુનિસીપાલીટીના સંબંધમાં એ કલમનો અમલ બાજુપર મૂકવાની સ્થાનિક સરકારને સત્તા આપવામાં આવી છે. ચુંટણી માટેના નિયમો સ્થાનિક સરકાર ઘડે છે અને મોટી મ્યુનિસીપાલીટીઓમાં શહેરના વિભાગ વાર અથવા જુદી જુદી કોમ વાર પ્રતિનિધિ ચુંટવાનાં ધોરણ હોય છે. અમુક ઉપજ ઉપરના અને અમુક મિલ્કત

અથવા લાયકાત ધરાવનારને મત આપવાનો હક મળે છે. કેટલીક મ્યુનિસીપાલીટીઓમાં પ્રમુખ સરકાર નીમે છે, અને કેટલીકમાં પ્રમુખ સભાસદોની ચુંટણીથી નિમાય છે. મ્યુનિસીપાલીટીનો મુખ્ય અમલદાર એક પગારદાર સેક્રેટરી હોય છે. સર જ્યોર્જ કલાર્ક પાછળથી લૉર્ડ સિડનહામના વખતમાં મ્યુનિસીપાલીટીઓને કેટલાક વિશેષ હક આપવામાં આવ્યા છે તે પ્રમાણે ૧૫૦૦૦ કે તેથી વધારે વસ્તીવાળાં શહેરમાં ⅘ સભાસદો ચુંટણીથી અને ⅕ સરકાર તરફથી નિમાય છે. તથા ૩-૪ સભાસદોના મતથી બિન સરકારી પ્રમુખ નિમવાની પણ છૂટ આપવામાં આવી છે. જિલ્લા મ્યુનિસીપાલીટીઓમાં ધારા ધોરણ નિર્મીત કરવાના કામ ઉપરાંત મ્યુનિસીપલ વહીવટનું કામ પણ જનરલ બોર્ડને કરવાનું હોય છે. તે કામ કરવા માટે બોર્ડ પોતામાંથી પેટા કમિટીઓ નિમે છે; જેવી કે, સામાન્ય વ્યવસ્થા માટે મેનેજિંગ કમિટી, કેળવણીના કામ માટે સ્કુલ કમિટી, જાહેર બાંધકામ વગેરે માટે પબ્લિક વર્કસ કમિટી, રોડ કમિટી, સુખ શાંતિ માટે સેનેટરી કમિટી વગેરે. પરંતુ આ પ્રમાણે જુદી જુદી વ્યક્તિઓ, અથવા મંડળોમાં વહેંચી નાખવા કરતાં બધો વહીવટ એકજ કેન્દ્ર સત્તામાં સમર્પિત થાય તો વધારે સારૂં એમ મુંબાઈની મ્યુનિસીપાલીટીના અનુભવ ઉપરથી જણાતાં આ મોટી મ્યુનિસીપાલિટીના વહીવટ માટે એક ચીફ ઓફીસર નિમવાનું, અને જનરલ બોર્ડ પોતાની વહીવટી સત્તાઓમાંની કેટલીક સત્તાઓ ચીફ ઓફીસરને પોતા તરફથી સોંપે એમ ઠરાવવામાં આવ્યું છે. આ પ્રમાણે જિલ્લામાં ચીફ ઓફીસરની

સત્તા સામાન્ય સભાના આપવાથી પ્રાપ્ત થાય છે, જ્યારે મુંબાઇ મ્યુનિસીપાલીટીમાં કમિશનરની સત્તા કાયદાથી નિર્ણીત થયેલી છે.

૯. મ્યુનિસીપાલીટીની ફરજો ચાર પ્રકારની હોય છે, રક્ષણ, તન્દુરસ્તી, સગવડ અને શિક્ષણ. ઈ. સ. ૧૯૦૧ નો મુંબાઈની ડિસ્ટ્રિક્ટ મ્યુનિસીપાલીટીઓનો કાયદો મ્યુનિસીપાલીટીની ફરજોની વિગતવાર યાદી આપે છે. આમાં ફરજીયાત કરવાનાં કામ અને ઈચ્છામાં આવે તો કરવાનાં કામ એવો ભેદ રાખવામાં આવ્યો છે. પ્રથમના પ્રકારના કામમાં નીચેનાં મુખ્ય છે; શહેરની અંદર રોશની; જાહેર રસ્તાઓની મરામત અને તેપર પાણીનો છંટકાવ; આગ બુઝાવવાના ઈલાજ, અસુખાકારી અને ભય ભરેલાં મકાનો નાબુદ કરવાં, અસુખાકારી સત્તા સુધારવા; રસ્તાઓ, નાલાં, ગટરો, પાણીનાં બાંધકામ, પાણી ભરવાની જગ્યાઓ, ધોવાની જગ્યાઓ, કુવા, તળાવ, વગેરે બંધાવવાં અને સારી હાલતમાં રાખવાં રસ્તાઓનાં નામ પાડવાં અને ઘરોની ગણતરી કરી નંબર આપવા; શિતળા કાઢવાનું ખાતું, દવાખાનાં, ઈસ્પિતાલો, પ્રાથમિક કેળવણી, ચેપી રોગના અટકાવ અને ફેલાવો થાય ત્યારે તે દાબી દેવા માટેના ઈલાજો. આ ઉપરાંત નીચેની બાબતો ઉપર પોતાની શકિતના પ્રમાણમાં ખર્ચ કરવાની મ્યુનિસીપાલીટીઓને સત્તા આપવામાં આવી છે. નવા રસ્તા બાંધવા, જાહેર બાગ બગીચા, સંગ્રહસ્થાનો, પુસ્તકાલયો, ધર્મશાળાઓ, ઓફીસો, વગેરે.

લૉર્ડ રિપનના પ્રખ્યાત સ્થાનિક સ્વરાજ્યના કાયદા પ્રમાણે સરકારે મ્યુનિસિપાલિટિઓના કામમાં વચ્ચે પડવાને બદલે ઉપરની દેખરેખ રાખવાનું ધોરણ અખત્યાર કરેલું છે આ દેખરેખ જિલ્લાનો કલેકટર અને વિભાગી કમિશનર રાખે છે. આ અમલદારો મ્યુનિસિપાલિટિનાં દફતરો તપાસવાની અને મ્યુનિસિપાલિટિ કાંઈ અયોગ્ય વર્તન કરતી હોય તો તેમાંથી તેને સરકારના નિબંધાનુસાર અટકાવવાની સત્તા ધરાવે છે. જ્યાં મ્યુનિસિપાલિટિના સભાસદો પોતાની ફરજ બજાવવામાં ગાફેલ હોય, અથવા અપ્રમાણીક વર્તન કરતા હોય ત્યાં તેને દૂર કરી તેનું કામ બીજી કોઇ રીતે કરવાની સરકાર સત્તા ધરાવે છે. મ્યુનિસિપાલિટિની સત્તાની હદ ઠરાવી તે ઉપરના કામ માટે સરકારની મંજુરી મેળવવાની જરૂર રહે છે.

૭ મ્યુનિસિપાલિટિની આવક સરકાર તરફથી મળતી મદદ ઉપરાંત નીચેના કરમાંથી ઉત્પન્ન થાય છે,–ખોરાકીની જણસોપર વેરો ( ઓકટ્રોઇ ), ઘર વેરો, જાનવરો અને ગાડીઓ પર વેરો, ધંધા ઉપરના કર, રસ્તા પૂલ અથવા હોડીપરની ટોલ ( ફી ), પાણી વેરો, દીવા બત્તી વેરો, અને જાજરુ વેરો. ઓકટ્રોઈ પંજાબ, મધ્ય પ્રાન્તો, મુંબાઈ ઇલાકો, અને સંયુક્ત પ્રાન્તમાંજ લેવાય છે. આ કર મ્યુનિસિપલ હદની અંદર વપરાતી જણસ ઉપર લેવાય છે. મ્યુનિસિપલ હદમાં થઇને પસાર થનાર માલ ઉપર આ કરનો બોજો ન પડે તેટલા સારૂ કરનાં ભરેલા નાણાં સત્વર પાછાં મળે તેવા નિયમો તથા મોટા નગરોમાં પરદેશ જવાના માલને એક સ્થાને ( વેર હાઉસ )

રાખવાની યોજના હોય છે. જે પદાર્થો ઉપર સરકાર કર નાખે છે, જેવાકે મીઠું, અફીણ, ઘાસલેટ, રૂપું તે પદાર્થો ઉપર મ્યુનિસિપલ કર પડતો નથી અને સરકારી જકાત આપેલ માલપર નાખવાના મ્યુનિસિપલ કરની હદ મુકરર કરવામાં આવે છે. વાર્ષિક ઉપજમાંથી તથા ખર્ચ ઉપરાંત જ્યારે મ્યુનિસિપાલીટિને વોટર વર્ક્સ (જળાશયો), ગટરો વગેરે ખર્ચાળ કામો કરવાં પડે છે, ત્યારે તેવાં કામોને માટે સરકારની પરવાનગીથી કરજ કરવાની સત્તા હોય છે. જે કામોનો ઉપયોગ ઘણાં વર્ષો સુધી થવાનો છે, અને જેનો લાભ જમાનાઓ સુધી લઇ શકાય તેવો છે તેવાં કામોના ખર્ચનો બોજાનો થોડો ભાગ ભવિષ્યની પ્રજાને ભાગે પણ આવવો જોઇએ એવો અર્થશાસ્ત્રનો નિયમ છે. એ પ્રમાણે જ્યારે કોઇ મ્યુનિસિપાલિટિને કરજ કરવાની જરૂર પડે ત્યારે તે પોતાની આવક ખર્ચના આંકડા સાથે અરજી કરે છે. અને મ્યુનિસિપાલિટિની સામાન્ય ઉપજમાંથી વાર્ષિક ખર્ચ ઉપરાંત કરવામાં આવનાર કરજનું વ્યાજ અને ડુબત ફંડની રકમ સહેલાઇથી નીકળી શકશે એમ જણાય ત્યારે સરકાર ઉપરનું કરજ કરવાની પરવાનગી આપે છે, આ પરવાનગીથી મ્યુનિસિપાલિટિ સરકાર પાસેથી કરજ કરે છે અથવા જાહેર બજારમાં લોન કાઢે છે. એવી લોનનો સામાન્ય દર ૪ થી ૫ ટકા હોય છે અને તે લોનનાં નાણાં સામાન્ય રીતે ૨૦ વરસમાં પાછાં આપવાની ગોઠવણ કરવાની ફરજ મ્યુનિસિપાલિટિ ઉપર રાખવામાં આવે છે.

૮. શહેરો માટે મ્યુનિસિપાલિટિઓ છે. તેજ પ્રમાણે જિલ્લાના વહીવટ માટે ડિસ્ટ્રિક્ટ અને લોકલ બોર્ડ સ્થાપવામાં

આવી છે. આ સંસ્થાનું વાસ્તવિક સ્વરૂપ પણ લોર્ડ રિપનનો સરકારને આભારી છે. દરેક જિલ્લા માટે જિલ્લા સમાજ સ્થાપી તેના પેટા વીભાગ માટે તાલુકા બોર્ડ પણ સ્થાપવામાં આવી છે. પણ મ્યુનિસિપાલિટિના સંબંધમાં થયું તેમ આ સંસ્થાને માટે પણ દેશમાં એક સરખું ધોરણ દાખલ કરવાને બદલે સ્થાનિક પરિસ્થિતિને અનુરૂપ ફેરફારો કરવાની સત્તા સ્થાનિક સરકારોને આપવામાં આવી; જેને પરીણામે આ સંસ્થાના પ્રકારમાં જુદા જુદા પ્રાંતોમાં ઘણી અસમાનતા જોવામાં આવે છે. મદ્રાસ ઈલાકામાં નાનાં ગામ માટે પચાયત, તેના ઉપર તાલુકા બોર્ડ અને તેના ઉપર ડિસ્ટ્રિક્ટ બોર્ડ, (જિલ્લા સમાજ) એમ ત્રણ પ્રકારના મંડળો છે. મુંબાઇ ઇલાકામાં તાલુકા બોર્ડ અને ડિસ્ટ્રિક્ટ બોર્ડ એમ બે મંડળો. છે; બંગાળ, પંજાબ અને વાવ્ય સરહદના પ્રાંતમાં ડિસ્ટ્રિક્ટ બોર્ડ સ્થાપવાની કાયદો ફરજ પાડે છે પણ તાલુકા બોર્ડ સ્થાપવી કે નહિ તે સ્થાનિક સરકારની મુનસફી ઉપર રાખવામાં આવ્યું છે. બ્રહ્મદેશમાં આ સંસ્થા હજી દાખલ કરવામાં આવી નથી.

મોટાં શહેરોની આંતર વ્યવસ્થા મ્યુનીસીપાલીટીઓ કરે છે, તેજ પ્રમાણે જિલ્લાના ગામડાંઓની સ્વચ્છતા, એક બીજા ગામ વચ્ચેના માર્ગોની મરામત અને દેખરેખ, વગેરે કામ ડિસ્ટ્રિક્ટ બોર્ડ (જિલ્લા બોર્ડ) બજાવે છે. આ ઉપરાંત ડિસ્ટ્રિક્ટ બોર્ડની ફરજ ઇસ્પિતાલો અને દવાખાનાં, પાણીનાં બાંધકામ તથા ગંદા પાણીની વ્યવસ્થા, શીતળા અને પ્રાથમિક કેળવણીની સંસ્થાઓપર દેખરેખ રાખવાનું છે.

કેટલાક પ્રાન્તમાં જિલ્લાના પેટા વિભાગ પાડી દરેક પેટા વિભાગ માટે જુદી લોકલ બોર્ડ સ્થાપવામાં આવે છે. આ લોકલ બોર્ડને પોતાની હદની અંદર અમુક કામ સોંપવામાં આવે છે, અને તે કામ માટે અમુક રકમ મુકરર કરવામાં આવે છે.

ડિસ્ટ્રિક્ટ અને લોકલ બોર્ડનાં બંધારણ જુદા જુદા ઇલાકામાં જુદી જુદી જાતનાં છે. કેટલેક ઠેકાણે ચુંટણીનું તત્વ થોડે અંશે દાખલ કરવામાં આવ્યું છે, ત્યારે બીજે ઠેકાણે સરકારી નિમણુંકથી સભાસદો નિમાય છે. એકંદરે મ્યુનીસીપાલીટી કરતાં આ સંસ્થામાં પ્રજાકીય તત્વ ઓછા પ્રમાણમા અસ્તિત્વ ધરાવે છે. સામાન્ય રીતે જિલ્લાનો કલેક્ટર આ ડિસ્ટ્રિક્ટ બોર્ડનો પ્રમુખ હોય છે.

ડિસ્ટ્રિક્ટ બોર્ડની ઉપજ માટે જમીન ઉપર વેરો લેવાય છે અને તે વિઘોટીના દર અથવા આકાર ઉપર અમુક પ્રમાણમાં ઠરાવાય છે. આ ઉપરાંત દવાખાના તથા નિશાળની ફી, ઢોરના ડબા દંડ, રેતી કાકરીની ઉપજ, ઝેરી જણસો વેચવાના પરવાનાની ફી વગેરે ઉપજના બીજાં સાધન છે. ડિસ્ટ્રિક્ટ લોકલ ફંડ એક હોય છે અને તેમાથી આખા જિલ્લાની પ્રાથમિક કેળવણી તથા મોટા રસ્તાઓની મરામતને લગતી રકમ પોતાને કબજે રાખી તાલુકા લોકલ બોર્ડને બાકીની ઉપજની વહેચણી કરી આપી છે. તે વહેંચાયેલી રકમ તાલુકા લોકલ બોર્ડ ખરચી શકે છે. સ્થાનિક લોકોપયોગી કામો ઉપર દેખરેખ રાખવા લોકલ બોર્ડ વર્ષની શરૂઆતમાં એક કમિટિ નિમે છે, જેને ( work committee ) વર્ક કમિટિ કહે છે.

૯. મુંબાઇ ઈલાકામાં મ્યુનિસિપાલિટિ તથા લોકલ બોર્ડ ઉપરાંત સ્થાનિક સ્વરાજ્યની ભાવનાનું એક નાનું રૂપ મોટા ગામની આરોગ્ય રક્ષક કમિટિઓ ( Sanitary board ) નું છે. જે ગામ કસ્બા અથવા શહેરના રૂપનું ન હોય, પણ ખેડુતોના મોટા ભાગથી વસેલું હોય ત્યાં મ્યુનિસિપાલિટિનું બંધારણ ઉપયોગી થવાને બદલે અનર્થ કરનાર થઇ પડે છે. તેવા ગામમાં મ્યુનિસિપાલિટિ સ્થાપવામાં આવી હોય તો ઘરવેરામાંથી જોઇએ તેવી સરલતાથી ઉપજ ઉભી થઇ શકતી નથી, કેમકે મકાનો ભાડે અપાતાં નથી. તેથી ભાડાની આંકણી વિશ્વાસપાત્ર થઇ શકતી નથી, અને મકાનની કિંમત ઉપર કર ઠરાવવામાં જુલમ જેવું થાય છે. ખેતી વિના બીજો કોઇ ઉદ્યોગ અને વ્યાપાર નહિ હોવાથી જકાતમાંથી ઉપજ ઉભી થઇ શકતી નથી. આથી તેવા ગામના આરોગ્યના રક્ષણ સારૂ કલેક્ટર તે ગામના સંભાવિત માણસોની કમિટિ સ્થાપે છે. અથવા મોટા ગામમાં સરકાર એક બોર્ડ અથવા સભા સ્થાપે છે. તે કમિટિ અથવા બોર્ડ ગામમાં જળાશયો ઉપર અંકુશ રાખે છે તથા ગામનો કચરો વગેરે કઢાવવાની વ્યવસ્થા રાખે છે. જ્યાં આવી કમિટિ સ્થપાય છે ત્યાં પોલીસ પટેલ અથવા મુખીની ફોજદારી શિક્ષા કરવાની હકુમત બંધ થાય છે, અને તે સત્તા કમિટિમાં સ્થપાય છે. આ કમિટિમાં મુખી અગત્યનો મેંબર હોય છે. આરોગ્ય રક્ષક કમીટીની ઉપજ ગામ લોક સ્વખુશીથી ભંડોળ ભેગું કરી ઉભી કરે છે, અથવા ઘર ઉપર સ્થિતિ તથા શકતી અનુસાર વેરો ઠરાવી ઉભી કરવામાં આવે છે. લોકલ બોર્ડ તથા સરકાર વાર્ષિક મદદ પણ આપે છે.

૧૦. સ્થાનિક સ્વરાજ્યની એક નવી સંસ્થા પોર્ટટ્રસ્ટ છે. જે મુંબાઈ, મદ્રાસ, કલકત્તા, રંગુન, કરાંચી અને આદનમાં સ્થાપવામાં આવેલ છે. આ મંડળમાં મુખત્વે કરી વ્યાપારી આલમના પ્રતિનિધિઓ અને સરકારે નીમેલા સભાસદો બેઠક ધરાવે છે. તેનું કામ બંદરને સાફ રાખવું, અને બંદરે થઈ આવતા જતા માલ ઉતારવા, રાખવા વગેરે માટે ગોદીઓ, ધક્કા, વખારો વગેરે બાંધવાં, અને તેના ઉપયોગ માટે નિયમો ઘડવાનું છે. દરેક પોર્ટ ટ્રસ્ટના પ્રમુખ તરીકે અમુક પાયરીના ઇજનેરની નિમણુક સરકાર કરે છે. પોર્ટ ટ્રસ્ટની ઉપજ બંદર માર્ફત આવતા તથા જતા માલ ઉપર લેવાતી રકમમાંથી થાય છે.

૧૧. સ્થાનિક સ્વરાજ્યની આ સંસ્થાઓથી પ્રજાના આગેવાનો લોકોપયોગી કામો કરવામાં ઉત્સાહ ભર્યો ભાગ લે છે; તે સાથે તેમને જાહેર કામકાજ માટે નિસ્વાર્થવૃત્તિથી કામ કરવાની ટેવ પડે છે, પ્રજાના લાભ માટે પોતાના સમય અને શક્તિનો થોડો વ્યય કરવાની ફરજ સમજાય છે અને રાજા પ્રજા વચ્ચે રહી એક બીજાનો સંબંધ વધારે ગાઢો કરાવવામાં મદદ રૂપ થઇ પડે છે. લૉર્ડ મોર્લિના સુધારા અન્વયે ધારાસભાઓમાં સ્થાનિક મંડળોના પ્રતિનિધિઓને તે સંસ્થાઓના થોડા ઘણા અનુભવની અપેક્ષા હોવાથી ધારાસભામાં બેસવાને ઉત્સુક આગેવાનો પોતાની શરૂઆતની જાહેર જિંદગી મ્યુનિસિપલ અથવા ડિસ્ટ્રિક્ટ બોર્ડના વહીવટમાં કરવા લાગ્યા છે. આથી દેશની જાહેર સેવામાં કર્તવ્ય નિષ્ઠા અને પ્રમાણિકતાના અંશો વધતા જાય છે. અને કુસિ-

તતા અને દ્વેષદૃષ્ટી ઓછાં થતાં જાય છે. હજી આપણા દેશમાં સહકારિતાનો ગુણ જેટલો જોઇએ તેટલો કેળવાયો નથી અને મોટાં મંડળ માર્ફત કરવાનાં કામ માટે જોઇતી ઉદારતા, મતાંતર સહિષ્ણુતા અને નિઃસ્વાર્થતા ( selflessness ) જોઇએ તેટલા પ્રમાણે પ્રજામાં કેળવાયાં નથી. પરંતુ તેનો ઉપાય અનુભવ સિવાય બીજો નથી. કામ કામને શીખવે છે; તેમ જાહેર પ્રજાઉપયોગી કામોની વ્યવસ્થા પોતેજ ઉપર કહેલા ગુણોને ધીમે ધીમે કેળવી સ્થાનિક સ્વરાજ્યની અને એકંદર દેશના જાહેર પ્રજા જીવનની ઉન્નત કોટી પ્રાપ્ત કરાવશે એ નિઃસંશય છે.

---

## પ્રકરણ ૧૦ મું.

### કેળવણી.

૧. હિંદની કેળવણીની મુશ્કેલી–ખ્રિસ્તી પાદરીઓએ કરેલી શરૂઆત. ૨. અંગ્રેજી ભાષાદ્વારા કેળવણી. ૩. બંગાલ, સંયુકત પ્રાન્ત, મદ્રાસ, મુંબાઇમાં કેળવણીની સંસ્થાઓની સ્થાપના. ૪. ઇ. સ. ૧૮૫૪ ની કેળવણીની ચાદી–મુંબાઈ, મદ્રાસ, કલકત્તા યુનિવર્સિટિઓની સ્થાપના–પ્રાન્તિક કેળવણી ખાતાની રચના. ૫. ઇ. સ. ૧૮૭૨ થી ૧૮૮૪ સુધીનો વધારો, હંટરનું કેળવણી કમીશન. ૬. ઇ. સ. ૧૯૦૧–૨ ના આંકડા. ૭. લોર્ડ કર્ઝનના ફેરફારો–શિક્ષણ આપનારી યુનિવર્સિટિઓ, પ્રાથમિક કેળવણી, દિલ્હી દરબાર અને શહેનશાહનું વ્યાખ્યાન ૮. સ્ત્રી કેળવણી, રાજ્યકુંવરોની કેળવણી, ધંધાની, ખેતીવાડીની કેળવણી, વ્યાપારી કેળવણી, વૈદકીય તથા કાયદાનાં શિક્ષણ. ટ્રેનિંગ કોલેજો. ૯. કેળવણી ખાતાની નોકરી ૧૦ કેળવણીનો પ્રસાર, છાપખાનાંઓ, વર્તમાનપત્રો. ૧૧. ભણેલાઓની સંખ્યા અને ચારિત્ર વિષે વિવેચન ૧૨. શાસ્ત્રીય શોધખોળ ખાતાં–શાસ્ત્રીય સલાહકાર મંડળ—મા-

પક્ષી ખાતું, હવામાન ખાતું, ખેતીવાડીનું શોધખોળ ખાતું–અરસપરસ સહાયકારક મંડલ, જંગલની શોધખોળ ખાતું, પ્રાચીન શોધખોળ ખાતું, વઘકીય તપાસ ખાતું.

મોં. શેઈલી નામના એક વિદ્વાન અને વિચારશીલ ફ્રેન્ચ ગૃહસ્થે બ્રિટિશ હિંદુસ્તાનની રાજ્ય વહીવટની પદ્ધતિના ગંભીર અભ્યાસ કરી "બ્રિટિશ હિંદુસ્તાનના રાજ્યવહીવટને લગતા સવાલો" એ નામનું પુસ્તક લખ્યું છે, તેમાં તે કહે છે કે "જે જે પ્રજાઓએ પરદેશમાં વસવાટ કરી તે મુલકો પર આધિપત્ય મેળવ્યું છે તેઓને તે દેશના મૂળ વતનીઓની કેળવણીના સવાલ વહેલો મોડો હાથ ધરવાની જરૂર પડી છે; એ સવાલ ખરેખર ગંભીર, મુશ્કેલ અને કેટલેક અંશે દુઃખકર છે. કારણ કે તેમાં રાજ્ય કરતી પ્રજાના સ્વાર્થ અને તેની ફરજની ભાવના વચ્ચે વિરોધ આવે છે; છતાં એ સવાલ ઉડાવાય તેવી સ્થિતિ હોતી નથી; અને એકંદર સુધરેલી પ્રજાઓને માન લેવાનું કારણ છે કે સ્વાર્થ અને ફરજ વચ્ચેના આ વિરોધમાં તેઓએ આખરે ફરજના અવાજનેમહત્વ આપ્યું છે."

હિંદુસ્તાનના સંબંધમાં આ ગુંચવાડા ભરેલા સવાલના નિરાકરણમાં કેટલીએક વિશેષ મુશ્કેલીઓ આડી આવતી હતી; કારણ કે બીજા દેશોમાં સુધરેલી રાજ્ય કરતી કોમ અને લગભગ જંગલી સ્થિતિવાળી દેશી વસ્તી વચ્ચેના વિરોધના પ્રતિકાર શોધવાનો હતો, ત્યારે હિંદમાં ઇસ્ટ ઇંડિયા કંપનીએ અને પાછળથી હિંદ સરકારે જે સવાલનો નિર્ણય કરવાનો હતો તે સવાલ ઘણો વધારે વિકટ હતો; કારણ કે તેમને ઘણા જૂના જમાનાના અને ઉંચી પર્યેષક બુદ્ધિથી

પોષાતા સુધારાનો નવા જમાના સાથે સમન્વય કરવાનો હતો; એટલુંજ નહિ પણ જૂની પાઠશાળાઓ, મદ્રેસાઓ અને તેની અંદર અપાતાં શિક્ષણનો પણ વિચાર કરવાનો હતો. એટલું ખરૂં કે બ્રિટિશ સમયની પૂર્વે હિંદની કોઇ સરકારે જાહેર કેળવણીનો સવાલ લક્ષમાં લીધો હોય એવું જણાતું નથી. હિંદુ રાજાઓના સમયમાં તો કેળવણી એ અમુક જ્ઞાતિઓ અથવા વર્ણોનો એકલો હક મનાતો અને તેમાં હલકી જ્ઞાતિઓને અથવા વર્ણોને ભાગ લેવાનો અધિકાર ન હતો, અને આ બિનાએ પાશ્ચિમાત્ય ધોરણ ઉપર જાહેર પ્રજાકિય કેળવણીની શરૂઆતને અટકાવી, કારણ કે એ જાતની કેળવણી હિંદુ પ્રજાના આચાર વિચારને મારવામાં આવતા એક ફટકા સમાન ગણાય એવી ધાસ્તી હતી.

આવા સંજોગોમાં કેળવણીના વિષયમાં પ્રથમ પ્રયત્નો આદરનાર અને સામાન્ય કેળવણી માટે શાળાઓ સ્થાપનાર તરીકે ખ્રિસ્તિ પાદરીઓ આગળ આવ્યા. પોર્ટુગીઝ સત્તા દક્ષિણમાં પ્રબળ હતી તે વખતે તેઓના જેસ્યુઇટ+ પાદરીઓએ કેળવણીનો સારો પ્રસાર કર્યો હતો. જ્યારે બ્રિટિશ સત્તાનું પરિબળ જામ્યું ત્યારે પ્રોટેસ્ટંટ પંથના પાદરીઓએ પણ કેળવણીના વિષયમાં એટલોજ રસ લીધો. એ પંથની સ્થાપેલી મુંબઇની વિલ્સન કોલેજ, કલકત્તાની ફ્રી જનરલ એસેમ્બ્લીઝ કોલેજ અને મદ્રાસની ક્રિશ્ચિયન કોલેજ

+ રોમન કેથોલિક પંથમા કેળવણીના વિષયમા અતિશય રસ-લેનાર પાદરીઓનો એક મોટો વર્ગ મુંબાઇની સેંટ ઝેવીઅર્સ કોલેજ તથા હાઈસ્કુલ એ પંથના પાદરીઓ ચલાવે છે.

આજ સુધી તે તે ઇલાકાની આગેવાન કોલેજોનો દરજ્જો ધરાવે છે. ઇ. સ. ૧૭૬૯ માં કેરી અને બીજા ચાર પ્રોટેસ્ટંટ પાદરીઓએ શ્રીરામપોરમાં પાદરીઓને શીખવવાની પાઠશાળા સ્થાપી અને ત્યાં દશ વર્ષના અરસામાં બાઈબલનાં ૩૧ ભાષામાં ભાષાન્તરો કર્યાં. હિંદુસ્તાનની કેલવણીના ઇતિહાસની શરૂઆતમાં બીજું માનવંતું નામ ડૉ. ડફ નામના સ્કોટીશ પાદરીનું છે. તેણે હિંદના કિનારા ઉપર ઇ.સ. ૧૮૩૦ માં પગ મુકયો અને અસંખ્ય મુશ્કેલીઓ છતાં અંગ્રેજી ભાષા દ્વારા સાહિત્ય, ભૌતિકશાસ્ત્ર, અને ધર્મ (ખ્રિસ્તિ ધર્મ) શીખવવા માટે એક શાળા સ્થાપી. આ પ્રમાણે પાદરીઓએ દેશીઓને અંગ્રેજી શીખવાના ફાયદા બતાવ્યા અને અંગ્રેજી ભણેલા નોકરોની કિંમત સરકારને શીખવી.

૨. પરંતુ જૂની કેલવણીની પદ્ધતિને બદલે અંગ્રેજી ભાષા દ્વારા કેળવણી આપવાના સવાલની ચર્ચા લાંબો વખત ચાલી; ઇ. સ. ૧૮૩૭ માં ન્યાયની અદાલતોની ભાષા તરીકે ફારસી ભાષા બંધ કરવામાં આવી ત્યારથી બધી કેળવણીના મૂળ તરીકે દેશી ભાષાઓના પ્રસાર તરફ લોકદષ્ટિ વળી; અને પ્રાથમિક કેલવણી પુરી થયા પછી ઉંચી કેલવણીના પ્રકાર સંબંધી જબરી તકરાર ચાલી; એક પક્ષનું કહેવું એવું હતું કે હિંદુ ધર્મશાસ્ત્ર અને મુસલમાની શરેહ અનુક્રમે સંસ્કૃત અને આરબી ગ્રંથો ઉપર આધાર રાખે છે તેથી અને પ્રજાનાં ધર્મ પુસ્તકો પણ તેજ ભાષામાં લખાયેલાં છે તેથી ઉંચી કેલવણી દેશની ભાષાઓ દ્વારા તથા જૂની પદ્ધતિ

પ્રમાણે અપાવી જોઇએ. બીજો પક્ષ કેટલાક અંગ્રેજ અમલદારોનો તથા દેશી પ્રજાના કેટલાક આગેવાન ગૃહસ્થો—જેવા કે રાજા રામ મોહન રાયનો હતો. તેઓના અભિપ્રાય પ્રમાણે ઉંચી કેલવણી અંગ્રેજી ભાષા દ્વારાજ અપાવી જોઇએ. એ ચર્ચાને અંતે જે ઠરાવ થયો તેનો યશ તે વખતે નવા આવેલા ન્યાયશાસ્ત્રી ટી. બી. મેકોલેને ઘટે છે. તેણે એક સબળ યાદીમાં પોતાનો મત પ્રદર્શિત કર્યો; અને તે મતને લઇને હિંદ સરકારે અંગ્રેજી ભાષાદ્વારા ઉંચી કેલવણી આપવાનો સિદ્ધાંત કર્યો. અંગ્રેજી ભાષાના વખાણ કર્યાં પછી તેણે પોતાની મુખ્ય દલીલ નીચેના ફકરામાં રજુ કરીઃ—

" અત્યારે આપણે જે સવાલનો નિર્ણય કરવાનો છે તે સવાલ એ છે કે જ્યારે આપણે અંગ્રેજીભાષા શીખવી શકવાની સ્થિતિમાં છઈએ ત્યારે જે ભાષામાં આપણી ભાષાનાં પુસ્તકો સાથે સરખાવી શકાય તેવાં પુસ્તકોજ નથી એમ સર્વમાન્ય થયું છે તેવી ભાષાજ આપણે શીખવીશું? જ્યારે આપણે ભૌતિકશાસ્ત્રના સિદ્ધાંતો યુરોપીય ઢબે શીખવી શકીયે એમ છે ત્યારે શું યુરોપીય ઢબ કરતાં ઉતરતી ઢબથી શીખવીશું? અને જ્યારે આપણે ઇતિહાસ અને ફિલસુફીનું વાસ્તવિક જ્ઞાન આપી શકીયે એમ છે ત્યારે પ્રજાને પૈસે એક અંગ્રેજ ઘોડાવાળો જાણતો હોય તેકરતાં પણ હલકી વૈદક વિદ્યા; એક અંગ્રેજ છોકરીના જ્ઞાન કરતાં પણ ઉતરતી ખગોળ વિદ્યા; અને ત્રીસ ફુટ ઉંચા કદના રાજાઓનો અને તેઓના ૩૦,૦૦૦ વર્ષ ચાલેલાં રાજ્યની વાતોના સમુદાય રૂપ ઇતિહાસ શિખવીશું કે ગોળ અને માખણના સમુદ્રવાળી ભૂગોળ શીખવીશું?"

મેકોલેના ઉપરના ફકરામાં અસત્યનો ઘણો અંશ છે અને તેણે જુના સંસ્કૃત અને આરબી સાહિત્યના ખુબીદાર ભાગોને ઘણોજ અન્યાય કર્યો છે, એમ સર્વ કોઇ કબુલ કરે છે. છતાં તેની દલીલનો પાયો સત્ય ઉપર બંધાયો હતો; પશ્ચિમના સાહિત્ય અને તેની શાસ્ત્રીય પદ્ધતિ critical method સિવાય પૂર્વના સાહત્યમાં નવું ચેતન આવે એ અસંભવિત હતું. અને આજે આપણે જોઇએ છીએ કે આપણા દેશના ધર્મ, જ્ઞાન, અને સાહિત્યના ચુસ્ત ભકતો—રોમેશ ચંદ્ર દત્ત, રવિન્દ્રનાથ ટાગોર, ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકર, ગોવર્ધનરામ મા. ત્રિપાઠી-પશ્ચિમની સંસ્કૃતિના એટલાજ દૃઢ અભ્યાસીઓ છે.

ઈ. સ. ૧૮૩૯ માં આ પ્રમાણે અંગ્રેજી વિરૂદ્ધ સસ્કૃત અને આરબી કેળવણીના ઝઘડાનો અંત આવ્યો ત્યાર પછીનાં ૧૫ વર્ષમાં કેળવણી સંબંધી નિયમિત પ્રયત્નો શરૂ થયા. પાદરીઓનો ઉત્સાહ ચાલુજ હતો, ભણેલા દેશીઓનું ધ્યાન પણ ખેંચાયું હતું અને સરકારે પણ આ વિષયમાં વધારે અને વધારે કામ કરવાની જવાબદારી સ્વીકારવા માંડી.

૧ ૩ બંગાળા ઈલાકામાં જનરલ કાઉન્સિલ ઓફ એજ્યુકેશન નીમવામાં આવી અને તેણે ઉંચી અને માધ્યમિક કેળવણી માટે નિશાળો અને પાઠશાળાઓ ( હાઈસ્કુલો અને કૉલેજો ) સ્થાપી. પણ પ્રાથમિક કેળવણી માટે માત્ર જુજ પ્રયત્નો થયા. પ્રાથમિક કેળવણીની મુશ્કેલીથી સરકાર ભડકી ગઇ અને તેણે સૂત્ર કહાડયું કે સરકારનું કામ ઉંચી કેળવણી

આપવાનું છે અને પછી ભણેલ વર્ગ પોતાના અશિક્ષિત વર્ગને કેળવણીનો લાભ પોતાની મેળે આપશે. ( Education will filter down to the masses. ) સંયુકત પ્રાંત જે ઈ. સ. ૧૮૭૯માં બંગાળાથી જુદો પાડવામાં આવ્યો હતો ત્યાંના લેફ્ટેનન્ટ ગવર્નર મિ. ટોમેસને પ્રાથમિક કેળવણીની સંસ્થા રચી અને તે પ્રયત્નને જલદી ફત્તેહ મળી. મદ્રાસમાં ઈ. સ. ૧૮૪૧ માં હાઈસ્કુલ સ્થાપવામાં આવી અને બીજી કેટલીક કોઈ અને મિડલ સ્કૂલો પ્રગણાઓમાં સ્થપાઈ. પણ પ્રાથમિક કેલવણી મુખ્યત્વે ખ્રિસ્તિ પાદરીઓએ સ્થાપેલ ખાનગી શાળાઓમાં અપાતી અને સરકારે તેઓને થોડી મદદ આપ્યા સિવાય બીજાં કાંઈ પગલાં ભર્યાં નહીં. મુંબઈ ઇલાકામાં કેલવણીની સંસ્થાઓ સ્થાપવામાં માઉન્ટસ્ટુઅર્ટ એલફિન્સ્ટને આગેવાની ભર્યો ભાગ લીધો હતો; તેણે પુનાની સંસ્કૃત પાઠ શાળા બદલી ડેકન કોલેજ સ્થાપી અને પેશવાઓના વખતનું જે દક્ષિણાનું મોટું ફંડ હતું તેને કેલવણીના ઉત્તેજન માટે વાપરવાનું ઠરાવી તેમાંથી દક્ષિણા ફેલોશિપ અને સ્કૉલરશિપો સ્થાપી. નેટિવ એજ્યુકેશન સોસાઈટી નામની ખાનગી ગૃહસ્થોની મંડળીના પ્રમુખ તરીકે પણ તેણે આગેવાની ભર્યો ભાગ લીધો અને તેના માનમાં એલફિન્સ્ટન ઇન્સ્ટીટયુશન (જે હાલ એલફિન્સ્ટન કૉલેજ કહેવાય છે) ની સ્થાપના કરી પ્રજા એ પોતાની ઉપકારવૃત્તિ બતાવી આપી છે. એલફિન્સ્ટનના પ્રયત્નથી જિલ્લા દીઠ એક અંગ્રેજી સ્કૂલ સ્થપાણી; ગુજરાતી અથવા મરાઠી સ્કુલો સરકારના અને ખાનગી મંડળોના ભેગા ખર્ચથી સ્થાપવામાં આવી અને ગામઠી નિશાળોને મદદ અને

ઉત્તેજન આપવા લાગ્યાં. આ પ્રમાણે હિંદના મોટા ભાગ પર કેળવણીની શરૂઆત થઇ ચુકી.પણ ઇ. સ. ૧૮૫૩ સુધી તેમાં વધારો બહુ થોડો થયો હતો. સામાન્ય કેળવણી માટે તે વર્ષમાં માત્ર ૧૪ સરકારી કોલેજો હતી, પ્રાથમિક કેળવણીની શરૂઆત મુંબાઇ ઇલાકામાં અને સંયુકત પ્રાંતો ( તે વખતે વાયવ્ય પ્રાંત ) માંજ કંઇક સંતોષકારક હતી, અને મુંબાઇ, મદ્રાસ અને વાયવ્ય પ્રાન્તો મળી સરકારી કોલેજો અને શાળાઓમાં મળી વિદ્યાર્થીઓની કુલ સંખ્યા ૪૦,૦૦૦ ની અંદર હતી.

૪. આવી સંસ્થિતિમાં સર ચાર્લ્સવુડ ( જે પાછળથી લોર્ડ હાલિફાક્સ થયા હતા ), તેના બોર્ડ ઓફ કન્ટ્રોલના પ્રમુખ પદના સમય દરમ્યાન કોર્ટ ઓફ ડિરેકટરોએ હિંદુસ્તાનમાં સામાન્ય કેલવણીના પ્રસાર માટે વધારે નિયમિત પ્રયત્નો આદરવાનો નિશ્ચય કર્યો; અને એ નિશ્ચયને અમલમાં મુકવા સર ચાર્લ્સ વુડે સો કલમની એક મહત્વની યાદી ( despatch ) ગવર્નર-જનરલ પર મોકલી; આ યાદી હિંદની કેલવણીના પરવાના (Indian Educational Charter) રૂપ ગણાય છે અને મહારાણીના ઢંઢેરા પછી હિંદીઓ આ યાદીને બીજેજ નંબરે મહત્વની ગણે છે. આ યાદીમાં સરકારની દેખરેખ અને મદદ વડે અને કેટલેક અંશે સરકારના વહીવટ નીચે જાહેર કેલવણીની સંપૂર્ણ યોજના ઘડી કાઢવામાં આવી; આ યાદીના સિદ્ધાંતો હિંદુસ્તાનનો વહીવટ રાણી સરકારે કંપની પાસેથી લીધો ત્યાર પછી ઈ. સ. ૧૮૫૯ માં સ્વીકાર-

વામાં આવ્યા હતા. અને આજે પણ એ યાદીના સિદ્ધાંતાનુસાર પ્રજાકીય કેલવણીનો વિસ્તાર થતો જાય છે. એ યાદીની ભલામણ પ્રમાણે દરેક પ્રાંત અને ઇલાકા માટે જાહેર કેલવણી ખાતું ( department of public instruction ) ખોલવામાં આવ્યું અને તેના પર એક ડિરેક્ટર અને કેટલાક ઇન્સ્પેક્ટરો નીમવામાં આવ્યા; ઇલાકેદાર શહેરો માટે યુનિવર્સીટીઓ સ્થાપવાની ગોઠવણ થવા લાગી, બધી જાતની નિશાળો માટે શિક્ષકો તૈયાર કરવા સારૂ ટ્રેનીંગ કોલેજોની સ્થાપના કરવામાં આવી; હસ્તી ધરાવતી બધી સરકારી પાઠશાળાઓ, કોલેજો, અને શાળાઓની સ્થિતિ કાયમ રાખવાની અને જરૂર પડે ત્યાં તેઓની સંખ્યામાં જરૂર જોઈતા ફેરફારો કરવાની સલાહ આપી પ્રાથમિકશાળા અને હાઇસ્કૂલ વચ્ચે એંગ્લો વર્નાક્યુલર સ્કુલની સ્થાપના કરી, પ્રાથમિક શિક્ષણ માટે શાળાઓની સંખ્યા વધારવા માટે રજા આપી, અને ખાનગી ગૃહસ્થોના મંડળના ખર્ચે ચાલતી શાળાઓ માટે મદદ કરવાની ( grant-in-aid ) યોજના ઘડી કહાડી.

આ પ્રમાણે ઈ. સ. ૧૮૫૭માં કલકત્તા, મદ્રાસ અને મુંબઇની યુનિવર્સીટીઓ સ્થાપવામાં આવી; અને ૧૮૬૧ માં તો નવું ખોલેલું કેલવણી ખાતું ધમધોકાર કામ કરવા લાગી ગયું. મુંબઇ, મદ્રાસ, બંગાળા અને સંયુક્ત પ્રાંતોમાં ૫૦૦૦ કરતાં વધારે પ્રાથમિક શાળાઓ અને ૧૪૨ માધ્યમિક શાળાઓ સ્થાપવામાં આવી હતી; અને તેમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની સંખ્યા ૨,૩૦,૦૦૦ ની લગભગ થઇ હતી. તે

પછીનાં વર્ષોમાં ઉપલા વર્ગની કેલવણીને માટે લેવાયલાં પગલાંના પ્રમાણમાં પ્રાથમિક કેલવણીનો પ્રસાર ઓછો થયો હતો. ઇ. સ. ૧૮૭૧ માં બ્રિટિશ હિંદની પ્રાથમિક શાળાઓના વિદ્યાર્થીઓની સંખ્યા ૫,૧૮,૦૦૦ ની હતી, જ્યારે માધ્યમિક શાળાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા ૨,૦,૬૦૦૦ જેટલી હતી. ગ્રાન્ટ–ઇન–એઇડ પદ્ધતિથી કેલવણીનો પ્રસાર જોઇએ તેટલો થયો નહિ. એટલા માટે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ રચી તેને કેળવણી માટે સ્થાનિક છુટ આપવામાં આવી. આ પ્રમાણેનો કાયદો સિંધ માટે ૧૮૬૫ માં, મદ્રાસ માટે ૧૮૬૬ માં, મુંબાઇ ઇલાકા માટે ૧૮૬૯ માં, સંયુક્ત પ્રાંતો અને પંજાબ માટે ૧૯૭૧ માં પસાર કરવામાં આવ્યો.

૫. ઇ. સ. ૧૮૭૨ થી ૧૮૮૨ સુધીમાં કેળવણીના પ્રસારમાં વધારે વધારો થયો; તે અરસામાં પ્રાથમિક વિદ્યાર્થીઓની સંખ્યા ચાર ગણી થઈ જ્યારે માધ્યમિક કેલવણી લેતા વિદ્યાર્થીઓની સંખ્યામાં માત્ર આઠ ટકાનો વધારો થયો હતો; જુદી જુદી યુનિવર્સીટીઓના સંબંધમાંની ૬૭ આર્ટસ કૉલેજોમાં લગભગ ૬૦૦૦ વિદ્યાર્થીઓ શિક્ષણ લેતા હતા. ઇ. સ. ૧૮૮૨ માં સર વિલ્યમ હંટરના પ્રમુખપણા નીચે એક કમિશન નીમી તેને કેલવણીની પદ્ધતિનો તપાસ કરવા તથા તેના વધારા માટે વિવેચન કરવાનું કામ સોંપવામાં આવ્યું અને તે પછી તરત લોર્ડ રિપનની સ્થાનિક સ્વરાજ્યની યોજના પ્રમાણે ઘણી ખરી સરકારી શાળાઓનો વહીવટ મ્યુનિસિપાલિટિ અને લોકલ બોર્ડને સોંપાયો. પરંતુ પ્રાથમિક કેલવણીનો

વધારો આગલાં દશ વર્ષ જેટલો થયો નહિ. અને છેલ્લાં થોડા વર્ષોમાં તો મરકી અને દુષ્કાળને લીધે એ કામને ધક્કો પહોંચ્યો.

૬. ઇ. સ. ૧૯૧૧–૧૨ના અંતમાં બધી જાતની ૧, ૩૦, ૮૩૧ જાહેર કેલવણીની સંસ્થાઓમાં ૫૬, ૬૧, ૫૧૭ વિદ્યાર્થીઓ ભણતા હતા; અને ૩૯૪૯૧ ખાનગી સંસ્થાઓમાં ૬, ૨૦, ૪૩૮ વિદ્યાર્થીઓ હતા; ઇ. સ. ૧૮૯૧ અને ૧૯૧૧ વચ્ચે માધ્યમિક શાળાઓ તથા પાઠશાળાઓ ( કોલેજો ) માં વિદ્યાર્થીઓની સંખ્યા બેવડી થઇ હતી અને પ્રાથમિક શાળાઓમાં વધારો ૬૭ ટકાનો હતો; તેજ વરસે ૧૪૪ આર્ટસ કોલેજોમાં ૨૫,૦૫૦ વિદ્યાર્થીઓ શિક્ષણ લેતા હતા અને ૪૯ ધંધાની કોલેજો લગભગ ૬૬૯૭ વિદ્યાર્થીઓને કાયદા, વૈદક, ઇજનેરી વગેરે ધંધાનાં શિક્ષણ આપતી હતી. વિદ્યાર્થીઓના આટલા બધા વધારા છતાં, ઇ. સ. ૧૯૧૧ ની વસ્તિની ગણતરી પ્રમાણે ગણતાં ૧૦૦૦ મરદોમા ૧૦૬ જણને લખતાંવાંચતાં આવડે છે અને ૧૦૦૦ સ્ત્રીઓમાં માત્ર ૧૦ ભણેલ છે. જુદા જુદા પ્રાન્તો અને દેશી રાજ્યોમાં ભણેલાની સંખ્યા નીચે પ્રમાણે છેઃ—

| સંસ્થાન કે પ્રાંતનું નામ. | દરેક હજાર મનુષ્યોમાં કેટલાં લખી તથા વાંચી શકે છે. | |
|---|---|---|
| | પુરુષ. | સ્ત્રી. |
| બ્રહ્મદેશ. | ૩૭૬ | ૬૧ |
| ત્રાવણકોર. | ૨૪૮ | ૫૦ |
| વડોદરા. | ૧૭૫ | ૨૧ |
| મદ્રાસ. | ૧૩૮ | ૧૦ |
| મુંબાઈ. | ૧૨૦ | ૧૪ |
| બંગાળા. | ૧૪૦ | ૧૧ |
| મ્હેસુર. | ૧૧૨ | ૧૩ |
| મધ્ય પ્રાંતો ને વરાડ. | ૬૨ | ૩ |
| આસામ. | ૮૬ | ૬ |
| પંજાબ. | ૬૩ | ૬ |
| રજપુતાના. | ૫૯ | ૨ |
| સંયુક્ત પ્રાંતો. | ૬૧ | ૫ |
| મધ્ય હિંદ, એજન્સી. | ૪૮ | ૩ |
| હૈદરાબાદ. | ૫૧ | ૪ |
| કાશ્મિર. | ૩૮ | ૧ |

૭. ઈ. સ. ૧૮૮૨ પછી સરકારે કેલવણીના વિસ્તારનું દર પાંચ વર્ષે અવલોકન કરી તેને અન્વયે જરૂર જણાતા હુકમો કહાડવાની પદ્ધતિ અખત્યાર કરી છે. ઈ. સ. ૧૮૯૮ ના પંચવાર્ષિક રિપોર્ટમાં જુદા જુદા પ્રાન્તોની પદ્ધતિમાં ઘણા ફેરફાર અને સુધારા માટે ઘણો અવકાશ જાહેર થયો અને તેને પરિણામે વાઇસરાય લોર્ડ કર્ઝને હિંદના કેલવણી ખાતાના અમલદારોનું સંમેલન કર્યું હતું; અને તેઓની સૂચના પ્રમાણે સમગ્ર દેશની કેલવણીની પ્રવૃત્તિ ઉપર દેખરેખ રાખી સલાહ આપવા માટે વિલાયતથી એક અમલદારને ડાયરેક્ટર-જનરલ ઑફ એજ્યુકેશનના હોદ્દા ઉપર નીમવામાં આવ્યો હતો; ઔદ્યોગિક કેલવણીને માટે અનુભવીઓની એક કમિટિએ આખા દેશમાં પ્રવાસ કરી રિપોર્ટ કર્યો હતો; યુનિવર્સીટીઓના સંબંધમાં એક બીજું કમિશન નીમવામાં આવ્યું જેના રિપોર્ટને પરિણામે બધા યુનિવર્સિટીની સેનેટની સંખ્યા અને નિમણુકની પદ્ધતિમાં ફેરફાર કરવામાં આવ્યા, યુનિવર્સિટીઓના સંબંધ માંની પાઠશાળાઓની વખતોવખત મુલાકાત અને તપાસ કરવા માટે નિયમો ઘડવામાં આવ્યા અને યુનિવર્સિટીઓને વડી સરકાર તરફથી મોટી રકમો બક્ષવામાં આવી આથી ઘણા ઉપયોગી સુધારાઓ હાથ ધરી શકાયા છે. યુનિવર્સીટીની સેનેટના નવા બંધારણ પછી મેટ્રિક્યુલેશન માટે ઓછામાં ઓછી સોળ વર્ષની ઉમર ઠરાવવામાં આવી અને અભ્યાસક્રમમાં જમાનાને અનુકૂળ ફેરફારો કરવામાં આવ્યા; તથા મુંબાઈ ઇલાકામાં વ્યાપારની નવી ડીગ્રી સ્થાપવામાં આવી છે; અને તે ડીગ્રી માટે વિદ્યાર્થીઓ તૈયાર કરવા એક સારી વ્યાપારી કોલેજ સ્થાપવામાં આવી છે.

હિંદી યુનિવર્સીટીઓ ઉપર આક્ષેપ કરવામાં આવે છે કે તેના વિદ્યાર્થીઓને માત્ર વિદ્યાની કેળવણી આપવામાં આવે છે પણ તેમનાં ચારિત્ર ઉપર અસર થાય એવાં ખાસ પગલાં લેવામાં આવતાં નથી. કમભાગ્યે ચારિત્ર એ લેખિત રીતે તપાસાય એવો વિષય નથી અને તેનો ઉદ્ભવ અને વૃદ્ધિ એટલાં બધાં જુદાં જુદાં બળોને આધીન છે કે તે સંબંધી નિશ્ચય પૂર્વક અભિપ્રાય આપી શકાતો નથી. પરંતુ હવે સર્વત્ર મનાયું છે કે વિદ્યાર્થીઓનાં ચારિત્ર ઉપર તેઓના ગુરૂના ચારિત્રની છાપ જાણ્યે અજાણ્યે પડે છે અને તેટલા માટે વિદ્યાર્થીઓ માટે શાળાનિકેતન ( teaching university ) માત્ર પરિક્ષા લેતી નહિ પણ શિક્ષણ આપતી યુનિવર્સીટી સ્થાપવાનો ઠરાવ કર્યો છે.

લોર્ડ કરઝનને સર્વથી વધારે મોટી જરૂઆત પ્રાથમિક કેળવણીના વિસ્તારની જણાઈ હતી; તેણે જણાવ્યું કે "અત્યારે સ્થિતિ એવી છે કે દર પાંચ ગામડાંમા ચાર નિશાળ વિનાનાં છે, દર ચાર છોકરામાં ત્રણ કાંઈ પણ ભણતર લેતા નથી; અને દર ચાળીસ છોકરીમાં માત્ર એક છોકરી નિશાળે જાય છે. આ સ્થિતિ વધારે વાર ચલાવી લેવાય તેમ નથી." આથી છેલ્લાં દશ વર્ષમાં સરકારે પ્રાથમિક કેળવણીના વિસ્તારમાં વિશેષ ધ્યાન આપ્યું છે; જેને પરિણામે શાળાઓની સંખ્યામાં ૨૨ ટકા અને વિદ્યાર્થીઓની સંખ્યામાં ૪૪ ટકા વધારે થયો છે. મુંબાઈ ઈલાકામાં સર જ્યોર્જ કલાર્કના અમલ દરમ્યાન ત્રણ વરસના અરસામાં ૧૬૧૫ નવી નિશાળો ખોલવામાં આવી છે, અને ૯૭ પણ વધારે

નિશાળો માટે માગણી ચાલુ છે. પણ શિક્ષણ પદ્ધતિ શાળાઓમાં તૈયાર થયેલ શિક્ષકોની ગેરહાજરીમાં વધારે નિશાળો ખોલવાનું બનતું નથી.

લોર્ડ મિન્ટોની વાઈસરૉયગિરિ દરમિયાન કેળવણીના વિષયમાં સરકારનું ધ્યાન વધારે દોરાયું છે. એ વિષયના મહત્વને લીધે વડી સરકારે તેને માટે ખાસ જુદો સભાસદ પોતાના વહીવટી મંડળ (એક્ઝિક્યુટિવ કાઉન્સિલ) માં દાખલ કર્યો છે, એ આપણે જોઈ ગયા. પ્રજાકીય સભાસદોએ પણ કેળવણીના વિષયનું મહત્વ સરકારના ધ્યાનપર ઠસાવવા સતત પ્રયત્નો કર્યા છે, નવી ધારાસભાના પ્રથમ વર્ષમાં ઓન. મિ. ગોપાળ કૃષ્ણ ગોખલે પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત કરવાવિષેની એક દરખાસ્ત આગળ લાવ્યા હતા, અને તે દરખાસ્તપર સારી રીતે વિવેચન થયું હતું. પણ પ્રાથમિક કેળવણી મફત કરવામાં થતા ખર્ચને પહોંચી વળવાની અશક્તિને લીધે સરકાર એ દરખાસ્ત સ્વીકારી શકી નહતી. તે પછી બીજે વર્ષે તેમણે પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવા વિષેનો ખરડો વડી ધારાસભામાં દાખલ કર્યો, અને તેમાં જે કોઈ સ્થાનિક મંડળ ( મ્યુનિસિપાલિટિ અથવા લોકલ બોર્ડ ) પોતાના પ્રદેશમાં ફરજિયાત પ્રાથમિક કેળવણી દાખલ કરવા ઇચ્છા ધરાવે તેને તેમ કરવા છુટ આપવાની હિમાયત કરી હતી. આ ખરડા ઉપર પુષ્કળ ચર્ચા થઈ. દેશનાં દરેક જાહેર મંડળે પોતાના અભીપ્રાય જાહેર કર્યા. પરંતુ આખા દેશને માટે હજી પણ આવો કાયદો કવખતનો છે, એવા અભિપ્રાયથી સરકારે વિરૂદ્ધ અભિપ્રાય આપ્યો અને પરિણામે એ ખરડો રદ કરવામાં આવ્યો. પરંતુ હિંદના તુરતની

જરૂરીયાતના મહાન સવાલોમાં કેળવણીનો સવાલ પ્રથમપદ શોભાવે છે એ બિના સરકારે કબૂલ કરી છે, એટલું જ નહિ, પણ ઈ. સ. ૧૯૧૧ ના ડિસેંબરની ૧૨મી તારીખે ભરાયલા મહાન દેહલિ દરબારમાં એ યાદગાર પ્રસંગે કરવામાં આવેલી નવાજેશોમાં પહેલી નવાજેશ પ્રજાકિય કેળવણીને લગતી હતી. તે જાહેર કરતાં લૉર્ડ હાર્ડિંન્જે કહ્યુ હતું કે " મલિકે મુઆઝમ નામદાર શહેનશાહની ઇચ્છાને નમ્રતા પૂર્વક તાબે થઇને હિંદ સરકારે નામદાર શહેનશાહના સેક્રેટરી ઑફ સ્ટેટની અનુમતિથી હિંદી શહેનશાહતની ઉપજ ઉપર કેળવણીના વધારાનો સર્વોપરી હક સ્વીકારવાનો ઠરાવ કર્યો છે. અને આ વાજબી માગણીના સ્વીકારના ચિન્હ તરીકે હિંદમાં કેળવણીનો જેમ બને તેમ વિશેષ ફેલાવો કરવાના પ્રયત્નો કરવાનો ઠરાવ કર્યો છે. આ હેતુથી અમોએ રૂ. ૫૦ લાખની રકમ તુરતને માટે પ્રજાકીય કેળવણી માટે વાપરવાનો ઠરાવ કર્યો છે. અને ભવિષ્યમાં આ રકમમાં. મોટો વધારો કરવાનો નિશ્ચય કર્યો છે. "

આથી પણ વધારે સ્પષ્ટ અને લાગણીવાળા શબ્દોમાં ખુદ નામવર શહેનશાહે કલકત્તા યુનિવર્સિટિ સન્મુખના પોતાના ભાષણમાં હિંદની કેળવણી માટેની પોતાની કાળજી બતાવી આપી છે. એ ભાષણ અતિશય માર્મિક અને સૂચક વિચારોથી ભરપૂર હોવાથી તે નીચે શબ્દશઃ ઉતારી લેવામાં આવે છે.

" છ વર્ષ અગાઉ કલકત્તાની યુનિવર્સિટિએ મને એલ. એલ. ડી. ની માનવંતી પદ્મી એનાયત કરી હતી, તે પ્રસંગ

---

" I recall with pleasure the occasion on

મને અત્યારે આનંદની સાથે યાદ આવે છે; અને આજે હિંદની ઉંચી કેળવણી માટે જે ગંભીર અને ઉંડી કાળજી હું ધરાવું છું તે બતાવવાનો પ્રસંગ મળવાથી મને ખુશી ઉપજે છે.

" હિંદીઓ અને યુરોપીઅનોની સંસ્કૃતિ અને આકાંક્ષાઓનાં ધોમાં મિશ્રણ અને ઐક્ય જેના ઉપર હિંદની ભવિષ્યની આબાદાનીનો આધાર છે તે ઐક્યતાના કામમાં મદદ કરવામાં હું હિંદી યુનિવર્સિટીઓ ઉપર મદાર રાખુંછું. શિક્ષણનું ધોરણ ઉચ્ચતર કરવા અને તેનો પ્રદેશ વિસ્તૃત કરવા માટે હિંદી યુનિવર્સિટીઓએ જે જે પગલાંઓ લીધાં છે, તે તરફ મેં સહાનુભૂતિ સાથે નજર રાખી છે.

---

which six years ago I received from the University of Calcutta the Honorary Degree of a Doctor of Laws, and I am glad to have the opportunity to-day of showing my deep and earnest interest in the higher education of India. "

" It is to the Universities of India that I look to assist in that gradual union and fusion of the culture and aspiration of Europeans and Indians on which the future well. being of India so greatly depends. I have watched with sympathy the measures that from time to time have been taken by the Universities of India to extend the scope and raise the standards of instruction.

"હજી ઘણું કરવાનું બાકી રહે છે. આજના જમાનામાં જ્યાં સુધી બધી ઉપયોગી કળાઓ અને શાસ્ત્રોના શિક્ષણ આપવાનાં સાધનો પૂરાં પાડવામાં આવે નહિ, અને ઉંચી શોધખોળનાં ભરપૂર સાધનો હસ્તી ધરાવતાં ન હોય, ત્યાં સુધી કોઈ યુનિવર્સિટિ સંપૂર્ણ ગણાતી નથી. તમારે તમારાં પુરાતન જ્ઞાનનું રક્ષણ કરવાનું છે અને તેની સાથે સાથેજ પશ્ચિમનાં શાસ્ત્રોનો વધારો કરવાનો છે. તે ઉપરાંત તમારે ચારિત્રને ઉન્નત બનાવવું છે કે જે સિવાયનું જ્ઞાન કાંઈજ કીંમતનું નથી.

"તમો કહોછો કે તમે તમારી મહાન જવાબદારીઓ સમજો છો. તમારા આગળ જે કામ પડયું છે તેમાં તમને ઈશ્વર ફતેહ આપે એમ હું ઈચ્છું છું. તમારા આદર્શો ઉચ્ચ રાખો અને તે મેળવવાના પ્રયત્નો સતત ચાલુ રાખો અને ઈશ્વર પાસેથી તમે ફત્તેહ પામશો.

---

"Much remains to be done. No University is nowadays complete unless it is equipped with teaching facilities in all the more important branches of the sciences and the arts, and unless it provides ample opportunities for research. You have to conserve the Ancient learning and simultaneously to push forward Western science. You, have also to build up character without which learning is of little value".

"You say that you recognise your great responsibilities. I bid you God-speed in the work

"છ વર્ષ ઉપર ઇંગ્લાંડથી મેં સહાનુભૂતિનો સંદેશો હિંદ મોકલ્યો હતો. આજે હિંદમા હું હિંદને આશાનો સ્મરણમંત્ર આપું છું. બધી બાજુએ હું નવા જીવનના અંકુરો ફૂટવાની નિશાનીઓ જોઉં છું. કેળવણીએ તમને આશા આપી છે અને વધારે સારી ઉંચી કેળવણીથી તમે વધારે ને વધારે ઉન્નત આશાઓ રાખતાં શીખશો.

"દેહલીમાં જાહેર કરવામાં આવ્યું હતું કે મારા ગવર્નર જનરલના વહીવટી મંડળે હિંદમાં કેળવણીના સુધારા અને પ્રસાર માટે મોટી રકમો બહાર કાઢવાનો ઠરાવ કર્યો છે. મારી ઇચ્છા છે કે આખા દેશ ઉપર નિશાળો અને પાઠશાળાઓ જાળી માફક પથરાઇ જાય કે જેમાથી ઘણા નિમકહલાલ અને ઉપયોગી શહેરીઓ બહાર પડે જેઓ ધંધામા, ખેતીવાડીમાં

---

that is before you Let your ideals be high and your efforts to pursue them unceasing and under Providence you will succeed.

" Six years ago I sent from England to India a message of sympathy To-day, in India, I give to India the watch word of hope. On every side I trace the signs and stirrings of new life. Education has given you hope and through better and higher education you will build up higher and better hopes

" The announcement was made at Delhi that my Governor-General in Council will allot

અને બધા જીવનના માર્ગોમાં પોતાની સ્થિતિ સાચવી શકે અને મ્હારી એ પણ ઈચ્છા છે કે જ્ઞાનનો ફેલાવો અને તેની સાથે આવતા બધા ગુણોના–ઉચ્ચ વિચાર શ્રેણી; સુખ અને તન્દુરસ્તીના ઉંચાં ધોરણોના–ફેલાવાથી મ્હારી હિંદી પ્રજાના ઘરમાં પ્રકાશ પ્રસરે અને તેમની મહેનતમાં મિઠાશ આવે. આ મ્હારી ઈચ્છા કેળવણીથીજ પાર પડશે, અને તેથી હિંદની કેળવણીનો સવાલ મારા જિગરને હમેશ પ્યારો રહેશે.

"મ્હારી અને મ્હારા વંશ પ્રત્યેની તમારી વફાદારી, ગ્રેટબ્રિટન અને હિંદના સંબંધની સાંકળો વધારે દ્રઢ કરવાની

---

large sums for the expansion and improvement of education in India. *It is my wish that there may be spread over the land a network of schools and colleges* from which will go forth many loyal and useful citizens, able to hold their own industries and agriculture and all the vocations in life, and it is my wish, too, that the homes of my Indian subjects may be brightened and their labour sweetened by the spread of knowledge, with all that follows in its train, a higher level of thought, of comfort and of health. It is through education that my wish will be fulfilled, and the cause of education in India will ever be very close to my heart.

"It is gratifying to me to be assured of your devotion to myself and to my house, of your

તમારી ઇચ્છા અને બ્રિટિશ અમલ નીચે તમે જે લાભો ભોગવો છો એની તમારી કદર જોઇને મને બહુ ખુશી ઉપજે છે. તમારા વફાદાર મર્યાદશીલ માનપત્ર માટે હું તમારો ઉપકાર માનું છું ”

ઉપરના ફરમાન અનુસાર ઈ. સ ૧૯૧૨ ની સાલથી સરકારે કેળવણીના વિષય ઉપર વધારે ખર્ચ મંજુર કરવા માડયું છે. અને બધી જાતની કેળવણી પાછળ ખર્ચ તેમજ તેના વિસ્તારમાં વધારો થતો રહ્યો છે ઈ. સ ૧૯૧૩-૧૪ મા કેળવણી પાછળ કુલ ખર્ચ ૧૦,૦૨,૨૩,૮૭૭ હતો તે વધીને ઇ. સ. ૧૯૧૮ ૧૯ મા ૧૨,૯૮,૬૩,૦૭૩ નો થયો છે. તેજ પ્રમાણે ઇ. સ ૧૯૧૧ મા કુલ કેળવણીની સસ્થાઓની સંખ્યા ૧,૭૦,૩૨૨ અને વિદ્યાર્થીઓની સખ્યા ૬૨, ૮૧, ૯૫૫ ની હતી તે ઇ. સ ૧૯૧૮ ૧૯ મા ૧,૯૭, ૩૪૭ સંસ્થાઓ મા કુલ ૭૯,૩૬,૫૭૭ વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા.

આ બધા વધારા છતા એકંદર કેળવણીની બાબતમા હિંદ કેટલો બધો પછાત દેશ છે તે બતાવવા એટલું જ કહેવું બસ થશે કે સમગ્ર વસ્તિના ૩ ૨૫ ટકા શાળામા જાય છે. અને તેમા ૫.૭૧ ટકા પુરુષ વિદ્યાર્થી અને ૧ ૧૦ ટકા છોક, રીઓની સંખ્યા છે અને દેશનુ કેળવણી પાછળ ખર્ચ વસ્તીના

---

desire to strengthen the bonds of union between Great Britain and India and of your appreciation of the advantages which you enjoy under British rule I thank you for your loyal and dutiful address ”

માથા દીઠ સાડા આઠ આના આવે છે. આ સ્થિતિ કોઇપણ દેશમાં અસંતોષકારક ગણાય પણ હાલના જમાનામાં જ્યારે હિંદમાં સ્વાધીન રાજ્યતંત્રના અંશો દાખલ કરવાના પ્રયત્નો ચાલી રહ્યા છે અને પ્રજાના મોટા સમૂહોના હાથમાં ચૂંટણીના હક અને તે દ્વારા રાજકીય સત્તા સોંપાવાની છે તે સમયમાં આ સ્થિતિ તો ભયંકરજ ગણાવી જોઇએ. દેશના ત્રણ મોટા શત્રુ અજ્ઞાન, ગરીબાઇ અને રોગ છે. અને તેમાં છેલ્લા બે એ મોટે ભાગે પહેલાના પરિણામ રૂપ છે. આ સ્થિતિનું મુખ્ય કારણ એ હતું કે દેશની ઉપજનો અરધો અરધ ભાગ લશ્કરી ખર્ચમાં વપરાવાથી કેળવણી પાછળ પુરતાં નાણાં ફાજલ પડી શકાતાં નહીં અને બ્રિટિશ સરકાર ગમે તેમ પણ પરદેશી સરકાર હોવાથી તે પ્રજા ઉપર કરનો બોજો જેમ બને તેમ હલકો રાખવા મથે એ સ્વાભાવિક છે. પણ હવેથી નવી સંસ્થિતીમાં કેળવણીનો વિષય પ્રજાકીય સભાસદોમાંથી ચૂંટાયેલા પ્રધાનોને સોંપાવાનો છે એટલે તેઓ આવકનાં નવાં સાધનો શોધી કાઢી કેળવણીનો વિસ્તાર અને પ્રકારમાં વધારો કરવા મથશે એ નિર્વિવાદ છે.

ઈ. સ. ૧૯૧૨ માં થએલા ફેરફાર અન્વયે હિંદી સરકાર કલકત્તા છોડી દિલ્લી જઇ વસી એટલે પછી કલકત્તા યુનીવર્સિટિના ચાન્સેલર તરીકે વાઇસરાય ચાલુ રહે અને બંગાળ ઇલાકાના ગવર્નરનો યુનીવર્સિટિ ઉપર કાંઇ કાબુ ન રહે તે અણુગતું દેખાય; એટલે પ્રથમ બંગાળાના ગવર્નરને યુનીવર્સિટિના રેક્ટર તરીકે એક નવી પદ્વી આપવામાં આવી; ઇ. સ. ૧૯૧૭ માં વાઇસરાય લોર્ડ ચેમ્સફર્ડે કલકત્તા યુનીવર્સિટિ ઉપર રિપોર્ટ કરવા માટે એક ખાસ કમિશન નીમ્યું; તેના પ્રમુખ

તરીકે સર માઇકીયલ સૅડલ નામના ઇંગ્લાંડના ધુરંધર કેળવણીકારની નીમણુક કરી. આ કમિશનમાં સાત સભાસદો હતા જેમાંના ચાર ખાસ ઇંગ્લાંડથી બોલાવેલા અનુભવી કેળવણીકારો હતા. બે હિંદી સભાસદો સર આશુતોષ મુકરજી તથા અલિગઢ કૉલેજવાળા ડૉ. ઝિઆઉદીન અહમદ હતા. લૉર્ડ કર્ઝનના યુનીવર્સિટિકમિશનની ભૂલ સ્વીકારીને આ કમિશનના કાર્ય પ્રદેશમાં ઉચ્ચ કેળવણીના સવાલ સાથે માધ્યમિક કેળવણી તથા ઔદ્યોગિક કેળવણીના સવાલનો સમાવેશ કરવામાં આવ્યો હતો. અઢાર માસના અરસામાં આ કમિશને પોતાનો રિપોર્ટ તૈયાર કર્યો અને તેમાં હિંદની કેળવણીનો ઇતિહાસ તથા અત્યારની સ્થિતિનો તાદ્રશ્ય ચિતાર આપવામાં આવ્યો છે. એ રિપોર્ટમાં સ્પષ્ટપણે કહેવામાં આવ્યું છે કે હિંદી કેળવણીની સર્વથી મોટી નબળાઇ તેની માધ્યમિક શાખામાં છે, અને માધ્યમિક કેળવણી એ સર્વ કેળવણીનો પાયો હોવાથી તેની નબળાઇની અસર સર્વત્ર પ્રસરે છે. માધ્યમિક કેળવણીના મુખ્ય દોષ તરીકે તેમણે નબળા શિક્ષકો અને અસ્વાભાવિક કેળવણીની પદ્ધતિ એ બે કારણ આગળ ધર્યાં હતાં. શિક્ષકોના પગાર બહુ ટુંકા હોવાથી સારા માણસો એ ધંધા તરફ આકર્ષાતા નથી અને માત્ર જેઓ બીજું કાંઇ ન કરી શકે તેઓજ શિક્ષકના ધંધામાં જોડાતા. આવા શિક્ષકોનું દિલ પોતાના ધંધામાં કેવું હોય એ સહજ સમજાય એમ છે. માધ્યમિક કેળવણીનો બીજો દોષ એ બધા વિષયોને અંગ્રેજી ભાષા દ્વારા શિખવવાની પદ્ધતિને લીધે વિદ્યાર્થીઓ બધા વિષયમાં માત્ર અંગ્રેજી શબ્દોજ ગોખે છે અને પરિણામે તેઓની વિચારશકિત ખિલતી નથી અને તેઓના મગજપર

અસાધારણું ગોખણપટ્ટીનો બોજો પડે છે. હિંદી કેળવણીની નિર્બલતાનું ત્રીજું મોટું કારણ પરીક્ષાને અપાતું અસાધારણ મહત્વ એ છે. આ દોષો દૂર કરી માધ્યમિક કેળવણીને સંતોષકારક પાયા પર ગોઠવવી એ પ્રથમ ફરજ છે. તે પછી કમિશન યુનીવર્સિટિના સવાલ ઉપર આવે છે. તેમાં પણ તેઓ બતાવી આપેછે કે જે લંડન યુનિવર્સિટિના આદર્શ પર હિંદી યુનીવર્સિટિઓ રચાઇ હતી તે લંડન યુનીવર્સિટિએ પોતાનો આદર્શ બદલ્યોછે. શિક્ષણ એ ગુરુ અને શિષ્ય વચ્ચેના આત્મીય સંબંધનું પરિણામ છે અને એ સંબંધ માત્ર અમુક કલાક એક ઉચ્ચ આસન પરથી વ્યાખ્યાન આપી જવાથી બંધાય નહીં. એટલા માટે હિંદી યુનીવર્સિટિઓ શિક્ષણ આપનારી ( teaching universities ) યુનીવર્સિટિઓના ધોરણ ઉપર રચાવી જોઇએ અને તેની સંખ્યામાં ઘણો વધારો કરી દરેક યુનીવર્સિટિ શિષ્યો અને ગુરુઓ વચ્ચે પરિચય મળે એવડીજ બને એવા પ્રયત્નો આદરવા જોઇએ. આ હેતુથી કમિશને કલકત્તા યુનીવર્સિટિનો બોજો ઓછો કરવાના હેતુથી ઢાકા, પટણા, રંગુનમાં નવી યુનીવર્સિટિઓ સ્થાપવાની ભલામણ કરી અને એ ભલામણ પ્રમાણે ઢાકા અને પટણામાં તો યુનીવર્સિટિઓ સ્થપાઇ પણ ગઇ અને રંગુનને માટે અત્યારે બ્રહ્મદેશની સરકાર પ્રયત્નમાં છે. તે ઉપરાંત લોર્ડ મિન્ટોના વખતથી હિન્દુ અને મુસલમાન યુનીવર્સિટિઓ માટે પ્રજામાં હિલચાલ ચાલી રહી હતી અને તેને માટે આગેવાનો ફંડો એકઠાં કરી રહ્યા હતા તેને પરિણામે બનારસમાં હિન્દુ યુનીવર્સિટિ લોર્ડ હારડિન્જના અમલ દરમિયાન સ્થપાઇ અને આજે, વર્ષથી

તે પોતાનું કામ કર્યે જાય છે. મુસલમાન યુનીર્સિટિ માટે તે કોમના આગેવાનો અને સરકાર વચ્ચે મતફેર થવાથી તે હિલચાલ બંધ પડી હતી તે પાછી ગયા વર્ષથી કેળવણી ખાતાના નવા સભાસદ મી. મીયાં મહમદ શફીએ સમજાવી અલિગઢ કોલેજને નવી મુસલમાન યુનોવર્સિટિમાં ફેરવી નાખવાના કામમાં મુસલમાન આગેવાનોની સંમતિ મેળવી એ બાબતનો ધારો ગયા વર્ષે પસાર કરાવ્યો છે. આ ઉપરાંત મહીસુર અને હૈદ્રાબાદનાં દેશી સંસ્થાનોએ પણ પોત પોતાની સ્વતંત્ર યુનીવર્સિટિઓ કાઢી છે અને તેમાં હૈદ્રાબાદની યુનીવર્સિટિની વિશેષતા એ છે કે બધું શિક્ષણ ઉર્દુદ્વારા આપવાની પેરવી કરે છે. અને તે માટે પ્રથમ તેણે ઉર્દુભાષામા કાબેલ વિદ્વાનોની કમીટિ નીમી એ ભાષામાં પાઠયપુસ્તકો રચાવવાની ગોઠવણ કરી છે. આ ઉપરાત નાગપુર અને લખનૌમાં નવી યુનીવાર્સિટિઓ કાઢવાના પ્રયાસો થાય છે. વળી પુનામાં પ્રોફેસર ધોન્ડો કેશવ કર્વના પ્રયાસથી હિંદી સ્રીઓની યુનીવર્સિટિની સ્થાપના થઇ છે અને તેમાં પણ શિક્ષણનું વાહન અંગ્રેજીને બદલે દેશી ભાષાદ્વારે રાખવાની યોજના થઇ છે.

મી. ગોખલેનું પ્રાથમિક કેળવણીનું બિલ સરકારી બહુમતિથી નામંજુર થયુ પણ તે જ વખતે કેળવણી ખાતાના સભાસદ સર હારકોર્ટ બટલરે સૂચવ્યું હતું કે આ સવાલ પ્રાન્તિક ધારાસભામાં ચર્ચવા યોગ્ય છે અને કોઇ પ્રાન્તિક સરકાર એવો કાયદો રચવા ઇરાદો રાખતી હશે તો વડી સરકાર તેને મંજૂરી આપશે. આ સૂચના ઉપરથી મુંબઇની ધારા સભામાં ઓન. મી. વિઠ્ઠલભાઇ પટેલે પ્રાથમિક કેળવણી

ફરજીયાત કરવા બાબતનું બિલ રજુ કર્યું અને ધારાસભાએ તે મંજુર કર્યું છે તથા તે પછી જુદી જુદી પ્રાન્તિક સરકારોએ પોતપોતાની ધારાસભામાં એ વિષયને લગતાં બિલ પસાર કરાવ્યાં છે. અને તે પ્રમાણે જે જે મ્યુનિસિપાલિટિ પોતાના પ્રદેશ દરમિયાન પ્રાથમિક કેળવણી દાખલ કરવા માગે તેને પરવાનગી આપવામાં આવી હતી.—મુંબાઈ અને યુનાઇટેડ પ્રોવિન્સિસમાં ફરજીયાત ધોરણ છોકરા અને છોકરી બન્નેને લાગુ પાડવામાં આવ્યું છે. જ્યારે બંગાળ, બિહાર, ઓરિસ્સા અને પંજાબમાં તે માત્ર છોકરાઓનેજ લાગુ પડે છે. ફરજીયાત શિક્ષણ માટે ઉમરની હદ મુંબઈ, યુનાઇટેડ પ્રોવિન્સિસ અને પંજાબમાં ૬ થી ૧૧ વર્ષની રાખવામાં આવી છે અને બંગાળ, બિહાર અને ઓરિસ્સામાં ૬ થી ૧૦ વર્ષની છે. મુંબાઇ ઇલાકામાં જે મ્યુનિસિપાલિટિ ફરજીયાત કેળવણી દાખલ કરે તેના ખર્ચનો અરધો હિસ્સો આપવાનું સરકારે કબલ કર્યું છે. થાણા અને સુરતની મ્યુનિસિપાલિટિઓએ આ ધોરણ પોતાના પ્રદેશમાં દાખલ કરવા સરકારને અરજી કરી છે પણ તેનો હજી નિકાલ આવ્યો નથી.

૮. સ્ત્રી કેળવણી આપણા દેશમાં હજી ઘણી પછાત છે અને યુરોપિયન, યુરેશિયન, નેટિવ–ક્રિશ્ચિયન, અને પારસી કોમો બાદ કરીએ તો બાકીની કોમમાં ભણેલી અને ભણતી *કન્યાઓની સંખ્યા ઘણીજ થોડી નીકળશે. કન્યાશાળાઓ, સ્ત્રી* શિક્ષકો, અને સ્ત્રી પરિક્ષકોની મોટી ખોટ છે અને ત્યાં સુધી એ પૂરાં પડે નહિ ત્યાં સુધી એ કેળવણીમાં વધારો થઇ શકે તેમ નથી.

તેજ પ્રમાણે હલકા વર્ણની અને ખાસ અસ્પૃશ્ય જ્ઞાતિઓની કેળવણી પણ ઘણી પછાત છે. છેલ્લાં દશ વર્ષમાં એ સવાલના મહત્વ તરફ આપણા આગેવાનોનું ધ્યાન ખેંચાયું છે એ ઘણીજ ખુશીની વાત છે.

હિંદુસ્તાનના ક્ષેત્રફળનો લગભગ ત્રીજો ભાગ દેશી રાજ્યો રોકે છે. એ રાજ્યોનો અમલ પણ નિયમસર અને સુધરેલી પદ્ધતિથી ચાલે તે માટે આવશ્યક છે કે તેના રાજા રજવાડા તથા ભાયાતો પણ ઉંચી કેળવણી લઇને પોતાની ફરજ સમજતા તથા તે અદા કરવામાં આતુર બને. ઇંગ્લાંડની જાહેર નિશાળો (public schools) અને યુનિવર્સિટિઓ વિદ્યાર્થીઓનાં ચારિત્ર ઘડવામાં, તેઓને ઉંચા પ્રકારની કર્ત્તવ્ય બુદ્ધિ અને વિશાળ મનોભાવના શીખવવામાં, અને ખાસ કરી ઉંચી જોખમદારી માથે વહોરી મનુષ્યોના નેતા તરીકે આગળ પડતો ભાગ લેવાની લાયકાત આપવામાં સર્વોત્તમ ગણાય છે, એટલે હિંદમાં પણ એ સંસ્થાઓના નમુનાપર રાજકુમાર કૉલેજો, ગરાસીયા સ્કૂલો વગેરે સ્થાપવામાં આવી છે. આમાં મુખ્ય ચાર કૉલેજો લાહોર, અજમેર, રાજકોટ અને ઇંદોરમાં સ્થાપવામાં આવી છે. ઇ. સ. ૧૮૭૦ માં રાજકોટની કૉલેજ ખુલ્લી મૂકતા વખતે મુંબાઇ ઇલાકાના ડિરેક્ટર મી. પીલે એ કૉલેજના નેતાઓ અને શિક્ષકોએ પોતાની સન્મુખ રાખવાના આદર્શ સંબંધે કહ્યું હતું કે,— +

---

Extract from Forty Years of the Raj Kumar College, compiled by His Highness Sir Bhavsinhji, K. C. S. I., Maharaja of Bhavnagar.

" આ યુવાન છોકરાઓ અહીં'આં એક એવી નિશાળમાં દાખલ થવા આવ્યા છે કે જે ઇંગ્લીશ પબ્લીક સ્કૂલ ( જાહેર નિશાળ ) થી કોઇ મહત્વની બાબતમાં જુદી નહિ પડે. જે સમયનો કાંઇ પણ ચોખ્ખો ખયાલ ઇતિહાસ આપી શકાતો નથી તે સમયથી આ ( રાજાઓનાં ) કુટુંબોએ (કાઠીયાવાડ) દ્વીપકલ્પની રાજગાદીઓ અને કિલ્લાઓમાંથી બનાવો બનતા

---

Vol. 11

1870 to 1890.

Decmber 16 th, 1880.

His Excellency Sir Seymour Fitz Gerald, at the opening ceremony of the Raj Kumar College, committed the institution to " the fostering care " of the Director, Mr. Peile, who said:—

" These boys of the younger generation have come here to enter an institution which will differ in no essential point from an English Public School. From times of which history gives no certain account, some of these houses have observed the course of events from the thrones and tho strongholds of this Peninsula, but I venture to say that from the day when Mahomed Ghazni stormed the temple-ramparts of Somnath to the day when the last Mahratta Squadron withdrew from the shorn fields and smoking villages of Saurashtra, they learnt not one lesson of constitutional government from their invaders.

જોયા કર્યા છે. પણ હું હિંમતથી કહી શકું છું કે જે દિવસે મહમુદ ગઝનવીએ સોમનાથ પાટણના મંદીરનો કિલ્લો સર કર્યો ત્યારથી તે સૌરાષ્ટ્રનાં વેરાન થયેલા ખેતરો અને પાયમાલ થયેલાં ગામડાંઓમાથી છેલ્લી મરાઠા ટુકડી ઉપડી ગઇ ત્યાર સુધીના અમલમા પોતાના વિજેતાઓ પાસેથી તેઓ રાજ્ય પધ્ધતિનો એક પણ પાઠ ભણ્યા નથી. + + + આપણું લક્ષ્ય એ થશે કે તેઓ પોતાની રૈયત કરતા ડાહ્યા થાય અને પોતે ડાહ્યા છે એમ જાણતા શીખે; અને

---

× × + × It will be our aim that they may become, and feel that they are, wiser than their subject and yet that they shall be prepared to respect that voice of public judgment on the acts of public men (i. e. themselves) which has been likened to the voice of God."

"To what results the enterprise begun to-day may tend, whether these boys, when grown to man's estate will be careful to perpetuate their hereditary right to govern in honourable rivalry of their mighty neighbour "(i. e British India)" and protector, or whether they will elect—as I think the nobler choice—by a voluntary surrender of their isolated sovereignty to enter the Councils of India as Nobles of the Empire, time will decide."

તેમ છતાં તેઓ જાહેર જિંદગી ગાળતા પુરૂષો ( એટલે કે, તેઓ પોતે ) ના કાર્યોપર જાહેર પ્રજાના અભિપ્રાયને માન આપતાં શીખે કે જે "પંચ" નો અવાજ "પરમેશ્વરના અવાજ" સાથે સરખાવવામાં આવ્યો છે.

"આજે શરૂ કરેલ કાર્યનું શું પરિણામ આવશે? આ યુવાનો જ્યારે મોટા થશે ત્યારે તેઓના સમર્થ પાડોશી અને રક્ષક "(બ્રિટિશ સરકાર)" ની સાથે માનવંતી હરીફાઇમાં પોતાના બાપદાદાના મુલકો ઉપરનો અમલ કાયમ રાખશે કે તેઓ પોતાની સ્વતંત્ર સત્તાનો ભોગ આપી, શહેનશાહતની સભાઓમાં અમીર તરીકે દાખલ થવાનું પસંદ કરશે–અને એ મારા મત મુજબ વધારે ઉમદા પસંદગી થશે–તેતો સમય-જ કહી શકશે."

લોર્ડ કર્ઝને પોતાના અમલ દરમિયાન કેળવણીની બધી શાખાઓમાં થતા કામનું સિંહાવલોકન કર્યું હતું તે પ્રમાણે તેણે આ રાજકુમાર કોલેજોના કામની પણ તપાસ લીધી હતી અને એકંદરે ત્રીશ વર્ષના સમયમાં જોઈએ તેવા સારા પરિણામ નથી આવ્યાં એવો તેનો અભિપ્રાય બંધાયો હતો આથી એ શાળાઓના શિક્ષણક્રમમાં સુધારો કરવામાં આવ્યો, ઉંચી લાયકાત અને મોટા પગારના શિક્ષકો રાખવામાં આવ્યા, તેના ખર્ચમાં સરકાર તરફથી પણ અમુક હિસ્સો આપવામાં આવ્યો, દરેક કોલેજની વ્યવસ્થા કરવા માટે એજ કોલેજમાંથી પસાર થઈ ગાદી ઉપર આવેલ રાજાઓનું એક વ્યવસ્થાપક મંડળ સ્થાપવામાં આવ્યું, તથા જુના વિદ્યાર્થીઓને પોતાનો કોલેજ સાથેનો સંબંધ ચાલુ રાખવા

માટે ' ઓલ્ડ ઓઝ્ઝ કલબ ' કાઢવાની ગોઠવણ કરવામાં આવી. કાલેજનુ શિક્ષણ પૂરૂં કર્યા પછી ભાયાત વર્ગના વિદ્યાર્થીઓને તેઓના દરજ્જાને લાયક નોકરી મળી શકે એ હેતુથી લોર્ડ કર્ઝને ઇમ્પીરિયલ કેડેટકોરની સ્થાપના કરી, તેમા બે વર્ષ લશ્કરી તાલીમ લીધા પછી દેશી લશ્કરમા અમલદાર તરીકે નીમવાની ગોઠવણ કરી છે પરંતુ આ વર્ગમા બધા વિદ્યાર્થીઓ જઇ શકતા નથી અને બાકીના વિદ્યાર્થીઓને ઉંચી કેળવણીનો લાભ મળી શકે એ હેતુથી એક યુનિવર્સિટિ ( chiefs' university ) સ્થાપવાની યોજના ઉપર ઉહાપોહ થયો હતો પરંતુ છેવટે એ યોજના પડતી મેલવામા આવી હોય એમ લાગે છે

ઘણા વર્ષો સુધી અંગ્રેજી શાળાઓનું શિક્ષણ માત્ર વિદ્યા તરફજ વળતુ હતુ, તેના વિષયો કોઇ ધંધો કે કોઇ કળા તરફ વિદ્યાર્થીની વૃત્તિ દોરે તેવુ ન હતુ, પરંતુ હવે સરકારે આ બાબતમા વધારે લક્ષ આપવા માંડ્યું છે અને જ્યા ત્યા આદ્યોગિક શાળાઓ, કલાવિધાન શાળાઓ ( art schools, ) અને વ્યાપારી તથા અન્ય પ્રકારના ધંધાની કેળવણી આપનારી સંસ્થાઓ પણ સ્થાપી છે મુંબઇના વિકટોરિયા ટેકનિકલ ઇન્સ્ટીટ્યુટમા અને અમદાવાદના માધવલાલ ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટમા સંચા કામ, ફિટરનું કામ, રૂ અને સુતરનું વણાટ કામ, ઇનેમલ બનાવવાનું કામ, એલ્યુમિયનિમના વાસણ બનાવવાનુ, અને આગગાડીના એન્જીન ચલાવવાનું તથા વિજળીનુ કામ શીખવવામા આવે છે એજ પ્રમાણે અનાથાશ્રમોના સંબંધમા ઘણા સારા ઔદ્યોગિક ગૃહો સ્થપાયા

છે. સરકારે કલકત્તા, મુંબાઈ, મદ્રાસ તથા લાહોરમાં કલાવિધાન શાળા (school of art) સ્થાપી છે, તેમજ મુંબાઈ, મદ્રાસ, બંગાળા અને સંયુકત પ્રાંતોમાં મિકેનિકલ ઈજનેરી (સંચા કામનું જ્ઞાન), સિવિલ ઇજનેરી (મકાન વગેરે બાંધવાનું જ્ઞાન) અને વિજળીક ઈજનેરી શીખવવા માટે ઈજનેરી કૉલેજો સ્થાપવામાં આવી છે.

ઈ. સ. ૧૯૧૮ માં ચાર ઈજનેરી કૉલેજોમાં ૧૩૭૯ વિદ્યાર્થીઓ હતા, અને ૧૭ ઈજનેરી શાળાઓમાં ૧૦૧૫ વિદ્યાર્થીઓ હતા; તે ઉપરાંત ૨૭૩ ઔદ્યોગિક શાળાઓમાં ૧૩૫૨૪ વિદ્યાર્થીઓ શિક્ષણ લેતા હતા.

આપણા દેશનો મોટામાં મોટો ઉદ્યોગ હજી ખેતીવાડીનો છે અને તેટલા માટે ખેતીવાડીના ઉત્તેજનના કામમાં સરકાર ખાસ કાળજી રાખે છે. દરેક ઇલાકા અને પ્રાંતમાં એક એક ખેતીવાડીની કૉલેજ સ્થાપવાનું નક્કી કરવામાં આવ્યું છે. તે પ્રમાણે મુંબાઇ ઇલાકાની ખેતીવાડીની કોલેજ પુના પાસે ખિડકીમાં સ્થપાઇ છે. તે ઉપરાંત ખેતીવાડીના ગંભીર સવાલોનો ઊંડો અભ્યાસ કરવા માટેની સગવડ પુરી પાડવા માટે બંગાળા ઇલાકામાં પુસા પાસે એક મોટી ખેતીવાડીની કોલેજ સ્થાપવામાં આવી છે. પશુવૈદકશાસ્ત્ર શિખવાને માટે મુંબાઇ અને બીજે સ્થળે કોલેજો સ્થાપવામાં આવી છે અને તેમાં પસાર થયેલા વિદ્યાર્થીઓને જી. બી. વી. સી. ની ડિગ્રી આપવામાં આવે છે.

છે જેઓને અંગ્રેજી પદ્ધતિસર નામું, પત્રવ્યવહાર વગેરેનું જ્ઞાન ધરાવનાર કારકુન ઉપયોગી થઇ પડે છે. આ ખોટ પુરી પાડવામાં મુંબાઇ વગેરે સ્થળોમાં વ્યાપારી શિક્ષણ શાળાઓ ( commercial schools ) સ્થાપવામાં આવી છે અને તેઓ પોતાના વિદ્યાર્થીઓને લંડન ચેમ્બર ઓફ કોમર્સની અથવા કેમ્બ્રિજ યુનિવર્સિટીની લોકલ પરીક્ષા માટે તૈયાર કરે છે.

ઇ. સ. ૧૯૧૨ ની શરૂઆતથી મુંબાઇની યુનિવર્સિટિએ વ્યાપારની નવી ડિગ્રી ( B. Com ) કઢાડી છે અને તેને માટે મેટ્રિક પછી ચાર વર્ષનો શિક્ષણક્રમ નક્કી કર્યો છે. આ અભ્યાસક્રમ શીખવવા મુંબાઇમાં સરકારે સિડનહામ કોલેજ ઓફ કોમર્સ અને ઇકોનોમિક્સ નામથી વ્યાપારી કોલેજ કાઢી છે તેમાં ઉંચી પદ્ધતિનું વ્યાપારી શિક્ષણ અપાય છે અને તે ઉપરાંત વિદ્યાપતિ હવે નામું લખવું, હિસાબ કરવા વગેરે વિષયોની પરીક્ષા લઇ પ્રમાણપત્રો અપાય છે. તે કોલેજ ઉપરાંત બીજી મળીને કુલ ૮૨ કોલેજ તથા વ્યાપારી શિક્ષણ શાળાઓમાં કુલ ૪૭૯૫ વિદ્યાર્થીઓ શિક્ષણ લે છે (ઇ. સ. ૧૯૧૮.)

વૈદ્યકીય શિક્ષણ માટે કલકત્તા, મદ્રાસ, મુંબાઇ લખનૌ તથા લાહોરમાં કોલેજોમાં ૨૨૭૯ વિદ્યાર્થીઓ ( ઇ. સ. ૧૯૧૬ -૧૭ ) શિક્ષણ લે છે અને બીજા સ્થળોમાં ૨૯ જુદી જુદી સ્કૂલોમાં ૩૮૩૯ વિદ્યાર્થીઓ શીખે છે.

સ્ત્રીઓ માટે દિલ્હિમાં લેડી હારડિન્જ મેડિકલ કોલેજ ફોર વિમેન સ્થાપવામાં આવી છે. તે ઉપરાંત પુનાની

અને આયુર્વેદિક પદ્ધતિસર વૈદકીય જ્ઞાન આપવા માટે સંસ્થાઓ દેશના જુદા જુદા ભાગમાં યોજાય છે. મુંબઇમાં મરહુમ શહેનશાહ એડવર્ડની યાદગીરીમાં મોટી ઇસ્પિતાલ બાંધવામાં આવી છે અને તે ઇસ્પિતાલને જોડીને એક નવી મેડીકલ કોલેજ સ્થાપવાની યોજના મુંબઇની મ્યુનિસિપાલિટિએ કરી છે અને તે કામ માટે મરહુમ શેઠ ગુલજી જેહાના વારસોએ રૂપિઆ બાર લાખની ઉધાર મદદ મ્યુનીસિપાલિટિને આપી છે. આ કોલેજમાં એક ખાસ શરત એવી રાખવામાં આવી છે કે તેના પ્રોફેસર બધા હિંદી ડાકટરો હોવા જોઇએ.

કાયદાના શિક્ષણમાં જુદા જુદા પ્રાંતોની પદ્ધતિ એક બીજાથી જુદી પડે છે. મદ્રાસ, મુંબાઈ, અને લાહોરમાં એક મધ્યસ્થ પાઠશાળા છે જ્યારે બંગાળા અને સંયુક્ત પ્રાંતમાં લૉ કલાસો (કાયદા શીખવવાના વર્ગ) આર્ટ કોલેજો સાથે જોડેલા છે. યુનિવર્સીટીની ડીગ્રી (એલ. એલ. બી.) ઉપરાંત તેથી સહેલી પરીક્ષા ડિસ્ટ્રિક્ટ વકીલ માટેની પણ હોય છે. આ શાળાઓમાં કાયદાનું શિક્ષણ સંતોષકારક રીતે આપી શકાતું નથી અને ઘણી જગ્યાએ વ્યાખ્યાનો સ્હાંજના એક કલાક માટેજ હોય છે એટલે વિદ્યાર્થીઓ પરીક્ષામાં બેસવા માટે જરૂર જોઇતી હાજરી મેળવવા માટેજ કલાસની અંદર બેઠેલા હોય છે.

જુદી જુદી નિશાળો માટે લાયક શિક્ષક મેળવવાના સવાલ ઉપર પ્રથમથીજ ભાર મુકવામાં આવ્યો હતો અને ૧૮૫૪ના ઠરાવમાં ટ્રેનિંગ કોલેજો સ્થાપવા વિષે ચોકખો

ઉલ્લેખ કરવામાં આવ્યો હતો; તે ઠરાવ પ્રમાણે સ્થપાયેલી ૭૬૫ ટ્રેનિંગ કોલેજો ઇ. સ. ૧૯૧૮–૧૯ માં હતી અને તે શાળાઓમાં લગભગ ૧૮૩૮૧ શિક્ષકો કેળવાતા હતા; અને ૧૪૪ ફિમેલ ટ્રેનિંગ કોલેજોમાં લગભગ ૩૦૫૬ સ્ત્રીઓ શિક્ષણ લેતી હતી. પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવાની સાથે વધારે શિક્ષકો માટે ગોઠવણ કરવીજ જોઇએ. તે પ્રમાણે મુંબઇ ઇલાકામાં ગઇ સાલ ( ૧૯૨૦ ) ના અરસામાં લગભગ દરેક જિલ્લામાં નોર્મલ કલાસો કાઢવામાં આવ્યા છે અને તેમાં ટ્રેનિંગ કોલેજોના પહેલા વર્ષનો અભ્યાસ ચલાવવામાં આવે છે. આ શાળાઓમાં બીજા અને ત્રીજા વર્ષના કલાસો ઉમેરવામાં આવશે એટલે દરેક જિલ્લા દીઠ એક ટ્રેનિંગ કોલેજ થઇ રહેશે.

માધ્યમિક શાળાના શિક્ષકો અને હેડમાસ્તરો માટે કંઇ ખાસ શિક્ષાક્રમ રાખવામાં આવ્યો નથી. પરંતુ મદ્રાસ યુનિવર્સિટિએ ઘણું વખત પહેલાં શિક્ષણના કામને માટે ડિગ્રી સ્થાપી હતી અને મુંબાઇ ઇલાકામાં સેકન્ડરી ટ્રેનિંગ કોલેજમા તેમજ મધ્ય પ્રાન્તમાં જબ્બલપુર ટ્રેનિંગ કોલેજમાં નવા ગ્રેજ્યુએટોને શિક્ષણના કામની માહીતી અને તેને અંગે ઉપયોગી ગણાતા કેટલાક વિષયોનું જ્ઞાન આપવામા આવે છે. મુંબાઇની યુનિવર્સિટિએ બી. ટી. ની નવી ડિગ્રી સ્થાપી છે અને તેના નિયમો પ્રમાણે ઉપલી સરકારી ટ્રેનિંગ કોલેજ અને બીજી શાળાઓને કામ કરવાની સુગમતા કરી આપી છે.

૯ કેળવણી ખાતાની ઉપલા દરજ્જાની નોકરી ઇમ્પી-રીયલ એજ્યુકેશનલ સર્વિસ કહેવાય છે. તેના અમલદારોની

નિમણુક ઈંગ્લિશ યુનિવર્સિટિઓના ગ્રેન્જ્યુએટોમાંથી સેક્રેટરી ઓફ સ્ટેટ કરે છે અને તેઓ રૂા. ૫૦૦) થી રૂા. ૨૫૦૦) સુધી મ્હડી શકે છે, નીચલા દરજ્જાની નોકરી પ્રાન્તિક એજ્યુકેશનલ સર્વિસ કહેવાય છે જે હિંદીઓ માટે રાખવામાં આવી છે, તેમા કોલેજોની નોકરીવાળાઓ રૂા. ૨૦૦) થી ૮૦૦) સુધી, અને મધ્યમિક શાળાના શિક્ષકો અને હેડમાસ્તરો રૂા. ૫૦) થી રૂા. ૪૦૦) સુધી મ્હડી શકે છે. આ બે વર્ગની નોકરીની નિમણુકના સબંધમાં ઘણો અસતોષ ફેલાયો હતો, કારણ કે ગમે તેવો વિદ્વાન્ અને ઇંગ્લાંડની યુનિવર્સિટિનો ગ્રેન્જ્યુએટ હોય તો પણ જો તે હિંદી હોય તો તેને પ્રાન્તિક નોકરીમાંજ જગ્યા મળે છે. જ્યારે તેનાથી ઉતરતા દરજ્જાનો યુરોપીયન ઉપલી નોકરીમાં દાખલ થઈ શકે છે, આ પ્રમાણે ડૉ. સર રામકૃષ્ણ ભાણ્ડારકર જેવા યુરોપીયન ખ્યાતિના વિદ્વાન પણ રૂા ૨૦૦) થી રૂા. ૮૦૦ સુધીજ મ્હડી શકયા હતા; અને ડૉ. પી. સી. રાય અને જગદીશ ચંદ્ર બોઝ જેઓએ પોતપોતાના વિષયમા પારંગત થઈ યુરોપીયન નામના મેળવી છે તેઓ પ્રાન્તિક નોકરીપર રૂા ૨૦૦) થી રૂા. ૮૦૦) સુધીના ગ્રેડમા નોકરી કરતા હતા. પણ હવે આ ખાતાની નોકરીમા માત્ર લાયકાતનું ધોરણ રાખી જાતિનો તફાવત દૂર કરવાના આવ્યો છે પ્રાથમિક શાળાઓમા પગાર બહુ ટુંકા હતા તેમા વધારો કરી હવે સરકારે મુખ્ય માસ્તરના ઓછામા ઓછા રૂા. ૧૨ અને આસિસ્ટંટના રૂા ૮ ના ગ્રેડ મુકરર કરેલ છે.

૧૦ હવે આ પ્રમાણેની કેળવણીના પ્રવૃત્તિના પરિણામ વિષે આપણે વિચાર કરીએ, જેમ જેમ કેળવણી વધતી જાય

છે તેમ તેમ દેશમાં સાહિત્યની અને વર્તમાનપત્રોની પ્રવૃત્તિ વધતી જાય છે. એ પ્રવૃત્તિ હજી સુધી એકંદર રીતે ઉતરતી પ્રતિની છે; છતાં અર્વાચિન હિંદમાં કેટલાક સમર્થ પત્રકારો થયા છે. ઈ. સ. ૧૯૧૮–૧૯ માં રજીસ્ટર થયેલા છાપખાનાની સંખ્યા ૩૧૪૬ હતી અને રજીસ્ટર થયેલ વર્તમાનપત્રોની સંખ્યા ૮૮૩ હતી; માસિકો અને બીજાં પત્રોની સંખ્યા ૨૦૪૯ હતી; તેજ વર્ષમાં અંગ્રેજી ભાષામાં ૨૦૯૨ પુસ્તકો પ્રગટ થયાં હતાં, જ્યારે હિંદની દેશી ભાષાઓમાં બહાર પડેલાં પુસ્તકોની સંખ્યા ૯૬૮૭ હતી.

હિંદુસ્તાનનાં દેશી વર્તમાનપત્રોની શરૂઆત પણ ખ્રિસ્તિ પાદરીઓને આભારી છે. શ્રીરામપોરના પાદરીઓએ પ્રથમ દેશી ભાષાના ટાઈપ બનાવી દેશી કમ્પોઝીટરોને નોકરીમાં રાખ્યા; અને પહેલું દેશી ભાષાનું વર્તમાનપત્ર તેઓએ ઈ. સ. ૧૮૧૮ માં બહાર પાડયું. તેજ પ્રમાણે ગુજરાતી ભાષાના માથે લીટી વગરના ટાઇપો પણ પ્રથમ સુરતના પાદરીઓને આભારી છે; આનું પરિણામ એક એ થયું કે દેશી વર્તમાન-પત્રોમાં ઘણાં વર્ષો સુધી ધાર્મિક ચર્ચા એ મહત્વનો વિષય થઈ પડયો; માત્ર છેલ્લાં પચાસ વર્ષમાં વર્તમાનપત્રના પ્રકારમાં ઘણો ફેરફાર થઈ ગયો છે અને આજે દેશીઓની માલેકીના વર્તમાનપત્રોનો મોટો ભાગ રાજકીય ચર્ચા અને જાહેર બના-વોમાં પોતાની પ્રવૃત્તિ રોકે છે.

૧૧. વીસમી સદીની શરૂઆતમાં હિંદમાં રાજકીય અવ્યવ-સ્થતાનું એક મોજું ફરી વળ્યું હતું. તેના કારણો માટે પુષ્કળ

ચર્ચા ચાલી હતી, અને હજી પણ એ ચર્ચાનો અંત આવ્યો નથી; એ ચર્ચાનો વિષય અહીં પ્રાસંગિક નથી પણ એ ચર્ચાના કેલવણીને લાગતા એક અંશ વિષે કંઈક વિચાર કરવો આવશ્યક ગણાય છે. હિંદ સરકારના ઘણા સલાહકારો એમ કહેવા મંડી ગયા છે કેઃ—

(૧) અંગ્રેજી કેળવણી માત્ર બુદ્ધિને અને યાદદાસ્તને કેળવે છે અને માણસોને અમુકજ ધંધા માટે તૈયાર કરે છે. જેને પરિણામે ગ્રેજ્યુએટોની સંખ્યા એવડી મોટી થઇ ગઇ છે કે તે બધાને નોકરી આપવી મુશ્કેલ છે. જ્યાં જુઓ ત્યાં એટલા બધા ગ્રેજ્યુએટો—વકીલો, દાક્તરો, માસ્તરો—વગેરે થઈ ગયા છે કે તેમણે પોતાની કિંમત હલકી કરી નાખી છે.

(૨). આ મોટી સંખ્યાને તેમની કેલવણી માટે થયેલ ખર્ચના પ્રમાણમાં પાછળથી લાભ મળતો નથી અને તેથી તેઓમાં પોતાની સ્થિતિ માટે અને કંઈક અંશે સરકાર માટે અસંતોષ પેદા થાય છે. આ અસંતોષ કેટલીકવાર અત્યાચાર અને રાજ્યદ્રોહ ( anarchy and sedition )નું રૂપ ધારણ કરે છે. હિંદી પાઠશાળાઓમાં માત્ર માનસિક કેળવણી અપાય છે પણ તેથી ચરિત્ર ખિલતું નથી. તે ખિલવવા માટે સરકારે ધાર્મિક કેલવણી વિષે જે તટસ્થવૃત્તિ રાખી છે તે છોડી દેવાની જરૂર છે.

પહેલી દલીલના જવાબમાં આપણે હિંદના માજી ડાઇરેક્ટર જનરલ મિ. ઓરેન્જના રિપોર્ટમાંથી એક ફકરો ટાંકીશુંઃ-

" હિંદુસ્તાનની બધી યુનિવર્સિટિમાંથી મળી દર વર્ષે લગભગ ૨૦૦૦ ગ્રેજ્યુએટો બહાર પડે છે. આમાંથી ૫૦૦ થી ૬૦૦ વકીલાત તરફ વળે છે અને ૧૪૦૦ ગ્રેજ્યુએટોને બીજા ધંધા માટે, સરકારી નોકરીની શાખાઓ માટે અને દેશીરાજ્યોમાં શિક્ષક તરીકે માર્ગ ખુલ્લા છે. જો પાઠશાળાઓ અને માધ્યમિક શાળાએ પુરતો પગાર આપી શકે તો આ સંખ્યા માત્ર નિશાળ ખાતામાંજ નોકરીએ રહી જઇ શકે. અત્યારે આ સંસ્થાઓ ગ્રેજ્યુએટોની ટુંકી સંખ્યાથી અને તેઓને પુરતા પગાર આપવાની અશકિતથી ગ્રેજ્યુએટ શિક્ષકો રાખી શકતી નથી. " આ ઉપરથી જોઇ શકાય છે કે ગ્રેજ્યુએટો ઘણા વધી પડયા છે એવી બુમમાં વાસ્તવિકતા નથી. હિંદી યુનિવર્સિટિઓમાં માત્ર માનસિક કેલવણી અપાય છે અને પરીક્ષાથી વિદ્યાર્થીઓની હુશિયારી મપાય તેટલી વિવેક શક્તિની પરીક્ષા થઈ શકતી નથી એ ખરૂં છે. તેટલા માટે આપણે કહી ગયા તેમ શિક્ષકો અને વિદ્યાર્થીઓ એકબીજાના ગાઢ પરિચયમાં આવી શકે એવા હેતુથી બોર્ડિંગ હાઉસ, હોસ્ટેલ, વગેરે પાછળનો ખર્ચ વધારવામા આવ્યો છે; અને આજ સુધી ચાલતો આવેલો યુનિવર્સિટિનો આદર્શ જે માત્ર પરીક્ષા લઇ ડિગ્રી આપવાનો હતો તેને બદલે જેમ બને તેમ શિક્ષણ આપનાર યુનિવર્સિટિનો ( teaching university ) આદર્શ આગળ પાડવામા આવે છે. ચારિત્ર વિષેની ઉપલી બુમ છતાં એકંદરે અંગ્રેજી કેલવણીએ દેશની અંદર ચારિત્રનું પ્રમાણ ઉંચું કર્યું છે એમાં શક નથી; તેને માટે માત્ર એકજ ઉદાહરણ બસ

થશે કે ન્યાયખાતામાં એલ્.એલ્.બી. ન્યાયાધીશો દાખલ થયા પછી એકંદરે શુદ્ધ અને પ્રમાણિક ન્યાય પ્રજાને મળવા લાગ્યો છે અને સરકારી નોકરીની વિશુદ્ધિની છાપ પ્રજાના જીવન ઉપર અસર કરવા લાગી છે એ નિર્વિવાદ છે. અત્યાચાર તથા રાજ્યદ્રોહ હિંદી ચારિત્રની વિરૂદ્ધ હોવાથી તેનો દેખાવ માત્ર થોડોજ સમય રહી હવે બુઝાઈ ગયો છે; અને એકંદરે હિંદી પ્રજા રાજ્યનિષ્ઠ અને ન્યાયને આધીન વર્તનાર છે એમ સર્વ કોઈ એકે અવાજે કબુલ કરે છે.*

૧૨. ચાલુ જમાનામાં શાસ્ત્રીય જ્ઞાનની અસર પ્રજાની જુદી જુદી પ્રવૃત્તિઓ ઉપર એટલે બધે સુધી પહોંચે છે કે બધી સુધરેલી દુનિયામાં શાસ્ત્રીય શોધખોળ માટે જુદાં જુદાં ખાતાંઓ સ્થાપવામાં આવે છે અને તેની પાછળ સારો ખર્ચ કરવામાં આવે છે. આ દેશમાં પણ કુદરતી સાધનોની ખિલવણીને અર્થે વહી અને પ્રાન્તિક સરકારે સર્વે (માપણી) અને બીજાં શાસ્ત્રીય ખાતાઓ સ્થાપ્યાં છે; તેની ટુંકી તપાસ કરવી બાકી રહી છે. ઈ. સ. ૧૯૧૭-૧૮ ની સાલમાં આ ખાતાંઓ પાછલ ૫૧૨,૭૦૦ પોંડ ખર્ચવામાં આવ્યા હતા જેમાંથી ૩૨૫,૪૨૧ પૌંડ ઉપજ થઇ હતી; આ ખર્ચનો

---

* "These conspiracies I know to be abhorrent to the loyal and faithful character of the vast hosts of my India subjects." *Proclamation of His Majesty the King-Emperor to the Princes and peoples of India, 2nd November, 1908.*

મોટો ભાગ ખેતિવાડી, પશુવૈદક અને માપણી પાછળ વપરાયો હતો.

ઈ. સ. ૧૯૦૨ ની સાલથી સરકારે બોર્ડ ઓફ સાયન્ટિફિક એડવાઈસ [ શાસ્ત્રીય સલાહ આપનાર મંડળ ] નામનું એક મંડળ નીમ્યું છે; જેની અંદર હવામાન, ભુસ્તર, વનસ્પતી, જંગલ, માપણી, ખેતી અને પશુવૈદક ખાતાંના ઉપરિઓ બેઠક ધરાવે છે. આ મંડળનું કામ જુદી જુદી શાસ્ત્રીય શોધખોળને એક બીજાના સંબંધમાં રાખવાનું, શોધખોળ માટેના સર્વોત્તમ માર્ગો પસંદ કરવાનું, અને દેશની ખેતીવાડી અને ઉદ્યોગની ખીલવણી માટે ભૌતિકશાસ્ત્ર અને અર્થશાસ્ત્રની દૃષ્ટિએ વડી સરકારને સલાહ આપવાનું છે. આ મંડળની બેઠક દર વરસે થાય છે તેમાં ગયા વર્ષના કામકાજનો વિચાર કરી તે ઉપરથી નવા વર્ષ માટેના કામકાજની માર્ગદર્શક રેખા કહાડવામાં આવે છે.

માપણી ખાતું–ઉપર પ્રમાણેનાં શાસ્રીય ખાતાંઓમાં પ્રથમ માપણી ખાતું આવે છે તે ખાતું ત્રિકોણ માપણી [ trigonometrical survey ], ભુતળ માપણી ( topographical survey ), અને નકશા બનાવવાનું કામ કરે છે. સરકારના હુકમથી આ ખાતું આખા દેશના એક માઈલના એક ઈંચના સ્કેલના નકશા તૈયાર કરે છે.

**દરીયાઇ માપણી**––આ માપણીનું કામ બધી જાતના સામગ્રી વાળી બે દરિઆઈ સ્ટીમરો નામે ઈન્વેસ્ટીગેશન ( શોધક ) અને પૈલિન્યુરસ બજાવે છે.

ભસ્તર માપણી—આ ખાતાંનું પ્રાથમિક કાર્ય હિંદને સામાન્ય ભૂસ્તરશાસ્ત્રને લગતો નકશો તૈયાર કરવાનું છે અને ઈ. સ. ૧૯૧૦ માં આ હેતુથી આસામ બ્રહ્મદેશ, રજપુતાના, મધ્યહિંદ, કાશ્મીર, મધ્યપ્રાંતો અને પંજાબની માપણી કરવામાં આવી છે. આ ઉપરાંત કેટલાક ઔદ્યોગિક સવાલો હવે વધારે મહત્વ પકડતા જાય છે તેની તપાસ પણ આ ખાતાં મારફત થઈ હતી: ઉપરોક્ત સાલમાં રાણીગંજના કોલસાની ખાણોના પ્રદેશની ફરી માપણી કરવામાં આવી હતી અને પંજાબ, બ્રહ્મદેશ અને આસામમાં કોલસાની ખાણોના સંભવ વિષે તપાસ કરવામાં આવી હતી; આ ખાતાનો એક અમલદાર બ્રહ્મદેશના તેલના ઝરા વિષે નિરંતર તપાસ કર્યા કરે છે. દેશના જૂદા જૂદા ભાગમાંથી પાતાળ કુવા માટે પણ ઘણી સલાહ પૂછવામાં આવી હતી અને આ બાબતના ખાસ પ્રયોગો મુંબાઈ અને મદ્રાસ ઇલાકામાં કરવામાં આવ્યા હતા.

આજ પ્રમાણે દેશની વનસ્પતિનો સર્વે પણ નિયમીત રીતે ચાલ્યા કરે છે અને તે કરનાર અમલદાર સરકારના ઈકોનોમિક બોટનિસ્ટના નામથી ઓળખાય છે

હવામાન ખાતું ( Meteorological department )—હવા, ગરમી, વરસાદ, પવનની ગતિ અને વેગ વગેરે સંબંધી દેશના જૂદા જૂદા ભાગમાંથી વિગતો એકઠી કરી તે પરથી ભવિષ્યને માટે વધારે વાસ્તવિક અનુમાનપર આવવાના પ્રયત્નો કરે છે. આ ખાતું પ્રયોગથી અને અનુમાનથી પૃથ્વી અને સુર્ય ઉપરના પ્રાકૃતિક ફેરફાર, જે ઉપર હવામાન આધાર રાખેછે, તેની

તપાસ કરે છે. આ કામ માટેની તપાસમાં સમગ્ર હિંદ ઉપ-ગંત આખો અરબી સમુદ્ર, હિંદી મહાસાગર, ઈરાની અખાત, ઈરાન, અરબસ્તાન, ચિનાઈ તુર્કસ્તાન, અને ટિબેટના મુલક આવી જાય છે, અને તેમાં બધી મળીને ૨૮૩ ઑબ્ઝરવેટ-રીઓ સ્થાપવામા આવી છે. આ બધે સ્થળેથી દરરોજ ગરમી, પવનની ગતિ અને દિશા, વરસાદ તથા બરફના તોફાનના ખબર તાર મારફત મળે છે તે ઉપરાંત હિંદી મહાસાગરમાં ફરતી દરેક સ્ટીમર મધ્ય દરિયાના હવામાનની નોંધ રાખે છે, તે પણ એકઠી કરવામાં આવે છે. વાતાવરણના ઉપગના પ્રવા-હની સ્થિતિનો તપાસ નાનાં બલુનોથી કરવામા આવે છે, તે ઉપરાંત પૃથ્વીના લોહચુમ્બકત્વની અને ધરતીના આચકા-ઓની ખબર પણ રાખવામાં આવે છે. આ બધા ઉપરથી દૈનિક, અઠવાડિક અને માસિક હવામાનના રિપોર્ટો અને ઋતુ-ઓના વર્તારા બહાર પાડવામાં આવે છે, તથા આવતા તોફા-નની અગમચેતીઓ અમુક વખત પહેલાં આપી શકાય છે.

## ખેતીવાડી સંબંધી શોધખોળ ખાતું.

આ ખાતાની સ્થાપના ઈ. સ. ૧૯૦૫ માં કરવામા આવી હતી; તેનો હેતુ હિંદની સ્થિતિને ભાવિકશાસ્ત્રોના સિદ્ધાતો લાગુ પાડવાનો છે આ કામ માટે યુરપમાથી વિદ્વાન શાસ્ત્રવેત્તાઓને બોલાવવામા આવે છે અને તેમની દેખરેખ નીચે નવ મોટા પ્રાન્તોમા ખેતીવાડી ખાતા ખોલવામા આવ્યા છે, અને તેમા ખેતીવાડી, વનસ્પતિશાસ્ત્ર, જન્તુશાસ્ત્ર (bacteriology) ખેતીવાડીને લગતુ રસાયણશાસ્ત્ર (Agricultural chemistry)

માં પારંગત વિદ્વાનો નીમવામાં આવ્યા છે. તેઓના ઉપયોગ માટે પ્રયોગશાળાઓ, ખેતરો, બાગો ( experimental farms ) તૈયાર કરવામાં આવ્યાં છે. તેઓ • ખેતીવાડી ખાતાંના ખાસ સવાલોપર તપાસ ચલાવે છે અને ખેડુત વર્ગને ચોકખાં બી પૂરા પાડે છે તથા ખાતર અને ઓજારો વગેરે માટે ઉપયોગી. સલાહ આપે છે.

આ પ્રમાણે જુદા જુદા ખાતાંઓમા, ઘઉં, કપાસ, શેરડી વગેરે મહત્વના પાક માટે ચોકખા બી મેળવવા, તેને લાયક ખાતરની શોધ કરવા વગેરે પાછળ પ્રયત્નો થાય છે. ખેતીવાડી ખાતાના ચોપાનીયાં અ ગ્રેજીમા અને દેશી ભાષામા કહાડવામા આવે છે. ખેતીવાડી વિષે જ્ઞાન ફેલાવવા અને શાસ્ત્રીય પદ્ધતિ અખત્યાર કરવા ખેડુતોને લલચાવવા માટે ખેતીવાડી ખાતાનાં મંડળો સ્થાપવામા આવે છે જેમાં ખેતીવાડી ખ તાના અમલ દારો અને ખાનગી જમીનદારો અને બીજા ગૃહસ્થો સાથે મળીને ઘણું સારૂં કામ કરે છે.

આને જ લગતી બીજી હીલચાલ પરસ્પર સહાયકારક મંડળી ( co-operative societies ) ની છે. જેમા સરકાર અને પ્રજા વધારેને વધારે રસ લેતી જાય છે. ખેડુતોને થોડે વ્યાજે પૈસા મળી શકે અને તેઓની ઉડાઉપણાની ટેવ ઉપર કંઇક અંકુશ મુકાય એ હેતુથી આ મંડળીઓ સ્થાપવામા આવી છે. અને તેઓ ટુંક અરસામાં ઘણું સારૂં કામ બજા વવા લાગી છે. ઈ. સ. ૧૯૧૯-૨૦ ની સાલમા બધા મળીને ૩૨૪૩૯ મ ડળોમા ૧૦૭૫૦૬૫ સભાસદો હતા અને તેઓની

સુડી તથા ધીરેલી રકમ કુલ મળી રૂા. ૧૭૫૫૩૨૬૪૪ નું કામકાજ થયું હતું.

પશુવૈદક ખાતું ઘોડા, ખચ્ચર, ગધેડાં, ગાય બળદની ઓલાદ સુધારવા, તેઓના રોગની તપાસ કરવા અને તે સંબંધી જ્ઞાન આપવાનું કામ કરે છે.

જંગલની શોધખોળ ખાતાએ ઈ. સ. ૧૯૧૦–૧૧ ની સાલમાં ઈમારતી લાકડાંના ઝાડમાં રોગની તથા રેલ્વેના સ્લીપર્સ માટે, દીવાસળી માટે, કાગળ બનાવવા માટે, લાકડાના વહેર તથા લાયક લાકડાંની તપાસ કરી હતી. અને તે ઉપરાંત લાખના ઉદ્યોગ અને રોઈસા ખડમાંથી તેલ કહાડવાના પ્રયોગો કર્યા હતા.

પ્રાચીન શોધખોળ ખાતું—આ ખાતાનું કામ પ્રાચીન ઐતિહાસીક તથા શિલ્પના નમુના રૂપ મકાનો, ખંડિયેરો વગેરેની તપાસ તથા તેમને નાબુદ થતાં અટકાવવાનું છે.

વૈદ્યકીય તપાસ ખાતું—જૂદા જૂદા રોગોની તપાસ માટે સરકારે ઈ. સ. ૧૯૦૭ માં પ્રયોગ શાળાઓની સ્થાપના કરી છે, અને તેમાં મરકી, કાળા–આઝાર, ટાહાડીઓ તાવ, જલંદર વગેરે રોગોની તપાસ તથા તેમનો સાથે બાચ લીડવાની દવાઓ તયાર કરવામાં આવે છે. આ ઉપરાંત કલકત્તા અને મુંબાઈમાં પૂર્વના દેશોના રોગોના ખાસ અભ્યાસ માટે સંસ્થાઓ સ્થાપવાની તૈયારીઓ કરવામાં આવી છે.

---

# પ્રકરણ ૧૨ મું.

## જાહેર બાંધકામ ખાતું.

૧. જાહેર બાંધકામ ખાતાની અગત્ય, તેની સ્થાપનાનો ઈતિહાસ–૨ તેના વિભાગ–(૨) રસ્તા અને મકાન, (૩) રેલ્વે–નહેર કામ હિંદી રેલ્વેનો ઈતિહાસ, લશ્કરી જરૂરીયાતની રેલ્વે, નાના માપની રેલ્વે–રેલ્વે બોર્ડ ૩. જાહેર બાંધકામ ખાતાનો વહીવટ–૪. ટપાલ અને તાર ખાતા

સુધરેલી દુનિયામાં જાહેર બાંધકામ ખાતું એ સરકારનું અગત્યનું અંગ ગણાય છે. સરકારી કામકાજને માટે વિશાળ કચેરીઓ, જાહેર ઉપયોગનાં ખાતાઓ જેવા કે પાઠશાળાઓ, ઇસ્પીતાલો, સંગ્રહસ્થાનો, પુસ્તક શાળાઓ વગેરેને માટે સ્થાપત્ય અને શિલ્પના આદર્શ રૂપ આલિશાન મકાનો બાંધવામાં આવે છે જેમાં કામ કાજની સુગમતા થાય છે અને તે મકાનોની ભવ્યતા અને સૌંદર્યની છાપ મન ઉપર પડે છે. આ પ્રમાણે તેઓ જોનારની રસ વૃત્તિને પોષે છે અને કલાની કેળવણીના આડકતરા સાધન રૂપ થઈ પડે છે. મુસલમાની સમયમાં મુગલ શહેનશાહોને આ બાબતનો ઘણો શોખ હતો એ બિના જગજાહેર છે. અંગ્રેજી અમલની શરૂઆતમાં ઇસ્ટ ઇંડિયા કંપની આ દરજ્જ સ્વીકારવામાં પછાત હતી, એક રસ્તો બનાવવો કે નહેર ખોદવાનું કામ પણ અણછૂટકે જ તેઓ મંજૂર કરતા. જાહેર બાંધકામ એ સરકારી રાજ્ય પદ્ધતિનું એક મહત્વનું અંગ છે એ સૂત્ર દઢરૂપે સ્થાપિત કરવાનું માન લોર્ડ ડેલહાઉસીને ઘટે છે તેના સમયથી માંડી આજ સુધીના ૬૦ વર્ષમાં હિંદુસ્તાનના મહાન જાહેર બાંધકામો

સ્થાયાં છે જે બ્રિટિશ રાજ્યના કીર્ત્તિસ્તંભ તરીકે ગણી શકાય છે. આ ખાતાની સ્થાપના લૉર્ડ ડેલહાઉઝીએ કરી તેના જૂદા જુદા વિભાગ પાડયા અને એ બંધારણ જુજ ફેર-ફાર સાથે હજી પણ ચાલ્યું આવે છે.

૨. આ ખાતાના મુખ્યત્વે ત્રણ વિભાગ પડે છે. (૧) રસ્તા અને મકાનો, (૨) ઇરીગેશન, (૩) રેલ્વે. આ ઉપરાંત લશ્કરી મકાનો વગેરેનો વર્ગ આથી જુદો પડે છે. પણ તેની દેખરેખ વગેરેનું કામ અલાઇદું હોવાથી આમાં તેનો સમાવેશ થતો નથી. જાહેર મકાનોમાં નિશાળો, ઇસ્પિતાલો, દવાખાનાં, કચેરીઓ, કેદખાનાં, કોરટો વગેરેનો સમાવેશ થાય છે. આ બધાં મકાનોમાં સરકારી કામકાજ કરવામાં આવે છે અને રૈયતની દાદ ફરીયાદ સાંભળી તેના ઈલાજ કરવામાં આવે છે. તે ઉપરાંત ગામે ગામ અને શહેરો વચ્ચે પાકી સડક બાંધવામાં આવે છે. રસ્તા ઉપર મોટાં છાંયાવાળાં ઝાડ રોપવામાં આવે છે, તથા ધોરી રસ્તાપરના ગામમાં ધર્મશાળાઓ અને ડાક બંગલા પણ બાંધવાના હોય છે.

(૨.) ઇરિગેશન ખાતાનું કામ કુદરતી વરસાદથી મળે તે કરતાં વિશેષ પાણી પુરૂં પાડવાનું છે. હિંદુસ્તાન જેવા દેશમાં જ્યાં વસ્તીનો ઘણો મોટો ભાગ ખેતીવાડી ઉપર આધાર રાખતો હોય, ત્યાં આ ખાતાની ખાસ અગત્ય છે. હિંદુસ્તાનનાં હવામાન એવાં છે કે વરસાદ એક સરખો પુરતા જથામાં બધે પડતો નથી અને તેથી ઘણી વાર દેશના એક કે બીજા ભાગમાં મોંઘવારી અથવા ચોખ્ખો દુકાળ ચાલતો હોય છે.

આવી સ્થિતિમાં રૈયતને મદદ કરવી એ સરકારની ફરજ છે. ઇ સ. ૧૯૦૧ માં સરકારે નહેરોની તપાસ કરવા માટે ઈજનેરોનું એક કમિશન નિમ્યું હતું. તેઓએ આખા દેશમાં ફરી જાતે તપાસ કરી ભલામણો કરી છે, અને તે ભલામણો પ્રમાણે એક પછી એક યોજનાઓ હાથમાં લેવાતી જાય છે. આવી યોજનાઓના ત્રણ વિભાગો પડે છે. ૧ પાણી ઉંચું ચઢાવવાની યોજના. ૨ પાણી ભરી રાખવાની યોજના. ૩ નદીઓમાંથી નહેર વાળવાની યોજના. આ વિભાગ પ્રમાણે કુવા, તળાવ અને નહેરો બાંધવામાં આવે છે. અને આ સાધનોથી જ્યાં વરસાદના પાણીની અછત હોય, ત્યાં પાણી પહોચાડી મોલ નીપજાવવામાં આવે છે. છેલ્લાં દશ વરસમાં સરકારનું ધ્યાન આ વિષયમા વધારે દોરાયું છે. આજ* સુધીમાં ૭૫૪૮૪૭૫૨૪ પૌન્ડ નેહેરોમાંજ ખરચ કરવામાં આવ્યા છે. અને તે ખર્ચથી ૧૮૦૫૫૯૦ એકર જમીનને પાણી પૂરૂં પાડી શકાયું છે, તેની ઉપજમાંથી કુલ ખર્ચ ઉપર ૬.૯૬ ટકા વ્યાજ મેળવી શકાયું છે.

## (૩) રેલવે.

હિંદુસ્તાનમાં રેલ્વેની શરૂઆત ઈ. સ. ૧૮૫૧ માં લોર્ડ ડેલહાઉસીના અમલમાં થઈ. તેણે શરૂઆતમાં રેલ્વેની ત્રણ મોટી યોજનાઓ ઘડી હતી. ૧ ઈસ્ટ ઇંડીયા રેલ્વે, કલકત્તાથી દેહલી સુધીની. ૨ ગ્રેટ ઇંડિયન પેનિન્શુલા (જી. આઈ. પી.) રેલ્વે, મુંબાઈથી જબલપુર સુધી. ૩ મદ્રાસથી

* ઈ સ ૧૯૧૭–૧૮ ના હિસાબ પ્રમાણે —

મલબાર સુધી અને મુંબાઈ સુધી. આ ત્રણ રેલ્વેઓ દેશના જુદા જુદા ભાગોને જોડી દઈ તથા અંદરના ભાગને બંદરો સાથે જોડી વ્યાપાર ખીલવવાનો તેમજ રાજકીય અને લશ્કરી હેતુઓ સાધવાનો પણ ઇરાદો રાખવામાં આવ્યો હતો; રેલ્વેની બાંધણી સરકારે પોતાને માથે ન રાખતાં વિલાયતમાં કંપનીઓ ઉભી કરી તેને સોંપ્યું; અને તેવી રીતે ધનાઢ્ય ઇંગ્લાંડનાં નાણાંનો લાભ આ દેશને અપાવ્યો; તેઓને આકર્ષવા માટે સરકારે કંપનીઓને સારી શરતો આપી; જેવીકે ૫ ટકાના વ્યાજની બાંધણી કરી આપી; એટલે કે જે જે વરસોમાં રેલ્વેની ઉપજ ૫ ટકા વ્યાજ આપવા જેટલી ન થાય તે તે વરસોમાં બાકીની રકમ સરકાર પુરી કરી આપે. અને જ્યારે ઉપજ ૫ ટકા કરતાં વિશેષ થાય ત્યારે તે વધારાની ઉપજનો અરધો હિસ્સો સરકારને મળે. કંપનીનો પટ્ટો ત્રીસ વરસનો રાખવામાં આવ્યો, અને તે મુદત પુરી થયે સરકાર અમુક શરતોએ કંપની ખરીદી લઈ શકે. આ શરતો પ્રમાણે ઈસ્ટ ઇંડિયા રેલ્વે, જી. આઈ. પી; બી. બી. એન્ડ. સી. આઈ. વગેરે રેલ્વેઓ બંધાણી. હિંદુસ્તાનમાં જ્યારે ત્યારે થતાં સખત તોફાનથી રસ્તાને કે ગાડીને નુકસાન ન થાય એ હેતુથી ૫ ફૂટ ૬" ઇંચના પહોળા માપની લાઈન કરવાનું ઠરાવવામાં આવ્યું. પરંતુ પાછળથી પહોળા માપની રેલ્વેમાં ખરચ ઘણો થવાથી બીજા વર્ગની રેલ્વે માટે મીટર ગેજ (૩'૩") ના માપની રેલ્વે કરવા દેવાની પદ્ધતિ અખત્યાર કરવામાં આવી. અને કેટલાક ભાગમાં આથી પણ સાંકડા માપની ટ્રામ ટ્રામ્વેનું માપ ૨૬" નું રાખવામાં આવ્યું છે. કાઠિયાવાડમાં

વાંકાનેરથી મોરબી સુધીનો કટકો તથા ગુજરાતમાં ગાયકવાડની રેલ્વે આ માપની છે.

ઉપર પ્રમાણે સરકારની જામીનગિરિથી બંધાતી રેલ્વેથી સરકારને નુકસાન જણાવા માંડ્યું. કંપનીના નાણાંનું પુરૂં ૫ ટકા વ્યાજ આપવા સરકાર બંધાયેલ હોવાથી ખરચના સંબંધમાં કંપનીને કરકસર કરવાનું કારણ ન હતું અને તેથી બહુ ઉડાઉ રીતે ખર્ચ ચાલવા લાગ્યો. સરકારને લાગ્યું કે આ કરતાં તો પોતાના ખર્ચે રેલ્વે બંધાવવી ફાયદાકારક થઇ પડશે. એટલે પછી અમદાવાદથી દિલ્હી સુધીની રજપૂતાના—માળવા રેલ્વે સરકારે પોતાને ખર્ચે બંધાવી, તેને ચલાવવાનો પટ્ટો બી. બી. સી. આઈ. ને આપ્યો. તે પછી મધ્ય હિંદમા આવેલી ઇંડિયન મિડલૅન્ડ રેલવે અને બેંગાળ નાગપુર રેલ્વે તથા સિમલા કાલકા રેલ્વે સરકારે જામીનગિરિની પદ્ધતિ ઉપર કંપનીઓ પાસે બંધાવી છે. બીજી તરફ જી. આઈ. પી. અને બી. બી. લાઈનના પટ્ટા પૂરા થઈ રહેવાથી સરત પ્રમાણે સરકારે તે ખરીદી લીધી છે. આ ઉપરાંત કેટલાંક દેશી રાજ્યોમાં પોતાની સરહદમાં રેલ્વે બાંધવાની પરવાનગી આપી છે.

દેશમાં રેલ્વે બાંધવામાં મુખ્ય બે હેતુઓ રાખવામાં આવ્યા છે. ૧ વ્યાપારની ખીલવણી. ૨ લશ્કરી જરૂરીયાત (Strategic use). વ્યાપારને માટે આવશ્યક છે કે દેશના મધ્ય ભાગને બંદરો સાથે જોડવો. આટલા મોટા ખંડ જેવડા દેશમાં આવવા જવાનાં સાધનો પૂરાં પાડવાં, અને જ્યાં જ્યાં માલ પુષ્કળ જથામાં થતો હોય ત્યાંથી જ્યાં તેની સારી

કિંમત ઉપજી શકે એવા સ્થાન સાથે જોડી દેવો, આ હેતુથી દેશની અંદર મોટા માપની લાઇનો નાખવામાંઆવી છે. આ લાઇનોને માત્ર પુરો પાડી તેને પોષી શકે એવી નાના માપની ( feeder railways ) રેલ્વેની સગવડ પણ સરકાર કરતી જાય છે. આ ફીડર રેલ્વે માટેની મુડી દેશમાંથીજ મળી શકે એ હેતુથી સરકારે હમણાં ઉદાર કાયદા ઘડયા છે, અને તેથી દેશનું નાણું ઉપયોગી રેલ્વે બનાવવાના કામમાં લાગશે એવી આશા છે. લશ્કરી જરૂરીઆતની રેલ્વેમાં ઉપજની કંઇ આશા રાખવામાં આવી નથી; પણ દેશના બચાવ અર્થે જે લાઇન નાખવી આવશ્યક હોય ત્યાં નાખવામાં આવી છે. હિંદના નકશામાં જોતાં દેશના અરધા ભાગની સરહદ પર સમુદ્ર છે અને બીજા અર્ધામાંથી પણ મોટા ભાગ આડો હિમાલય પર્વત પડેલો છે. એટલે પરદેશી દુશ્મનોનો ભય માત્ર અફઘાનીસ્તાન અને બલુચીસ્તાનના માર્ગેજ રાખવાનો છે. દેશના ઇતિહાસથી પણ એજ બાબત આપણા ધ્યાનપર આવે છે, કે યુરોપીયન પ્રજાએ દરિયા માર્ગે આવી દેશમાં થાણાં વસાવ્યાં, ત્યાર પહેલાંના બધા હુમલા એ એકજ માર્ગે આવ્યા છે. એ માટે વાયવ્ય સરહદ પરની રેલ્વેઓ, અને બલુચિસ્તાનમાં કવેટા સુધી રેલ્વે એ ઉપર કરેલી લશ્કરી જરૂરીયાતની લાઇનો છે. અને લોર્ડ કીચનરે સૂચવેલી મુંબાઇથી કરાંચી સુધીની પહોળા માપની રેલ્વેની

---

ઇ. સ. ૧૯૧૮–૧૯ ના પૂરા થયેલા હિસાબ પ્રમાણે ૩૬૬૧૬ માઇલની રેલ્વે ચાલતી હતી તેના ઉપર કુલ ૫૪૯૭૪૪૫૦૦૦ પાઉન્ડનું ખર્ચ થયું હતું અને વર્ષને અંતે બધું ખર્ચ કાઢતાં ૮.૯ ટકા ચોખ્ખું વ્યાજ ઉપજ્યું હતું.

યોજના પણ આ તરેહની છે. જોકેએ યોજનાની અમદાવાદથી કરાંચી સુધીના ભાગની પાકી માપણી હજી થઇ નથી.

હિંદુસ્તાનની રેલ્વેની દેખરેખ વડી સરકારના વ્યાપાર અને ઉદ્યોગ ખાતા નીચે એક રેલ્વે બોર્ડના હાથમાં મૂકવામાં આવી છે. આ રેલ્વે બોર્ડ ત્રણ સભાસદોની બનેલી છે. તેઓ સરકારની રેલ્વેની રાજ્યનીતિને અમલમાં મૂકવાનું અને બધી રેલ્વે ઉપર દેખરેખ રાખવાનું કામ બજાવે છે.

૩ આ પ્રમાણે રેલ્વે ખાતાને જાહેર બાંધકામ ખાતાથી જુદું પાડી તે વ્યાપાર તથા ઉદ્યોગ ખાતાને સોંપવામાં આવ્યું છે. બાકીનું જાહેર બાંધકામ ખાતાનું કામ વડી સરકારના વસુલાત અને ખેતી ખાતા સાથે જોડી દેવામાં આવ્યું છે. આ ખાતાનું કામ પ્રાન્તિક સરકારની દેખરેખ હેઠળ થાય છે. અને વડી સરકારને તેનો માત્ર વાર્ષિક રીપોર્ટ મોકલવામાં આવે છે. ઇલાકા અને પ્રાન્તોમાં જાહેર બાંધકામ ખાતાના કામ માટે દરેક જીલ્લા દીઠ એક્ઝીક્યુટીવ એન્જીનિયર હોય છે, જે પોતાના જીલ્લાનાં સરકારી મકાનો તથા રસ્તાના રીપેર માટે, અને સામાન્ય દેખરેખ માટે જવાબદાર ગણાય છે. તેના હાથ નીચે આસિસ્ટંટ એન્જીનિયરો અને ઓવરસીયરો હોય છે. પાંચ છ એક્ઝીક્યુટીવ એન્જીનિયરો ઉપર એક સુપ્રીન્ટેન્ડીંગ એન્જીનિયર હોય છે; અને બધા સુપ્રીન્ટેન્ડીંગ એન્જીનિયરો ઇલાકેદાર અથવા પ્રાંતિક સરકારના ચીફ એન્જીનિયરના તાબામાં હોય છે. મદ્રાસ, મુંબાઇ, બંગાળ અને સંયુક્ત પ્રાન્તમાં બે ચીફ એન્જીનિયરો છે; તેમાંથી એક ઇરીગેશન ખાતાનું

અને બીજો, મકાનો અને રસ્તાઓનું કામ કરે છે. પંજાબમાં નહેરોના વિસ્તારને લીધે બે ઇરીગેશન ખાતાના અને એક મકાનો અને રસ્તાઓ માટે મળી ૩ ચીફ એન્જીનિયરો રાખવામાં આવે છે.

## ટપાલ અને તાર ખાતાં.

૪ રેલ્વેની સાથે દેશના વ્યાપાર ઉદ્યોગની વૃદ્ધિ માટે મોટું બીજું સાધન એ ટપાલ અને તારખાતું છે. આ ખાતાની દેખરેખ વડી સરકારના વ્યાપાર ઉદ્યોગ ખાતાને સોંપવામાં આવી છે. તે ખાતાના ઉપરી તરીકે એક ડિરેક્ટર જનરલ અને તેના હાથ નીચે ઈન્સ્પેક્ટર જનરલો, તથા પ્રેસિડન્સી પોસ્ટ માસ્તરો વગેરે હોય છે. સરકારનો હેતુ આ ખાતાઓથી કમાણી કરવાનો નથી, પરંતુ જાહેર પ્રજાની સગવડ સાચવવાનો છે. અને તેટલા માટે જેમ જેમ કમાણી વધતી જાય તેમ તેમ પ્રજાની સગવડ વધારતી જવી એ પદ્ધતિ રાખવામાં આવી છે. થોડાં વરસપર તાર ખાતામા ઉપજ વધવાથી તારના છેલ્લા વર્ગનો દર ૦–૮–૦ હતો તે ઘટાડીને ૦–૪–૦ કરવામાં આવ્યો હતો. અને જ્યારે એ દરમા ખોટ આવવા માંડી ત્યારેજ તે વધારીને ૦–૬–૦ કરવામાં આવ્યો હતો. અરધા આનામા અરધા તોલા વજન સુધીના પત્ર જતા હતા તે વધારી હવે એક તોલા સુધી પત્ર જઇ શકે છે. અને એક આનામાં દશ તોલા સુધી પત્ર જઈ શકે છે. એ સુધારા પણ થોડા વખત ઉપર કરવામા આવ્યા છે. પોસ્ટ ઓફીસ લોકોના પત્રોની લાવ લઇજા કરે છે. તે ઉપરાંત એક ઠેકાણેથી બીજે ઠેકાણે પૈસા મોકલી શકે છે. અગત્યના અને જોખમી

પત્રો કે ચીજોનો થોડી કિંમતે વીમો ઉતારી તેની જોખમદારી પોતાની ઉપર લેછે. માલ મળતાં વેચનાર માટે પૈસા વસુલ કરી પહોંચાડવા માટે વી. પી. પોસ્ટની સંસ્થા પણ દાખલ કરી છે. ટુંકી કમાણી વાળાઓને કરકસર કરવાને ઉત્તેજન મળે એ હેતુથી સેવિંગ બેંક સ્થાપી છે, જેમાં ૦-૪-૦ જેટલી નાની રકમ પણ થાપણ તરીકે મૂકી શકાય છે. તાર ખાતું પ્રજાના સંદેશા એક ઠેકાણેથી બીજે ઠેકાણે પહોંચાડે છે. અને પૈસા મોકલવા માટે પણ વાપરી શકાય છે. ન્યુસ પેપરો માટે તારના દર ખાસ ઓછા કરવામાં આવ્યા છે; કે જેથી પ્રજાને સાચા અને પુરતા ખબર વર્ત્તમાન પત્રો દ્વારા મળી શકે. ગયા વર્ષથી વિલાયતથી આવતા તારના દરમાં પણ ઘણો ઘટાડો થયો છે. અને તેથી ત્યાંના ખબરો પણ વિગતવાર આવવા લાગ્યા છે.

ઇ. સ. ૧૯૨૨ ની સાલમાં પોસ્ટઓફિસના ખર્ચમાં થયેલા વધારાને પહોંચી વળવા ટપાલના દરમાં વધારો કરવામાં આવ્યો છે. પોસ્ટ કાર્ડનો દર એક પૈસા દરથી બે પૈસા અને કાગળનો દર અર્ધા આની દરથી વધારી એક આનો કરવામાં આવ્યો છે.

---

## પ્રકરણ ૧૨ મું.

## વૈદક અને જાહેર તનદુરસ્તી.

૧. વૈદક ખાતું-તેના વિભાગો-૨. વૈદકી નોકરી-૩ વૈદકી હુન્નર-લેડિ ડફ્રીન ફંડ-લેડિ મિન્ટો નર્સિંગ ફંડ-પ્રયોગશાળાઓ અને રોગ અટકાવ-નારી દવા ૪. જાહેર સુખ શાંતિ ખાતું-આમડાની રખ-છવા-રોહેરોની સુધરાઈ-૫. ઉડતા અને ચેપી રોગોની ઉપાય અને અટકાવ—જન્મ મરણના આંકડા.

૧. સુધરેલી દુનિયામાં મનાય છે કે સરકારનું કામ દુશ્મનના અને ચોર લુટારાના ભયમાંથી પ્રજાનું રક્ષણ કરવામાંજ સમાતું નથી, પણ તે ઉપરાંત પ્રજાને યોગ્ય શિક્ષણ આપી, દેશના હુન્નર ઉદ્યોગ વધારી ઉન્નતિના માર્ગ પર મૂકવી, અને રોગના હુમલામાંથી બચાવવી એ પણ છે. એટલા માટે સરકાર લશ્કર, અને નૌકાસૈન્ય રાખે છે; પોલીસ રાખે છે; નિશાળો, હુન્નરશાળાઓ, શારદાપીઠો સ્થાપે છે. અને વળી ભણેલા અને અનુભવી ડાકતરોના હાથ નીચે ઇસ્પિતાલો અને દવાખાનાંઓ સ્થાપે છે, કે જેમાં ગરીબ વર્ગને દવા દારૂ મળી શકે અને માંદાની સારવાર થઈ શકે, તથા પ્રજાના અજ્ઞાન ને વહેમને લીધે ફેલાતાં દરદોનો અટકાવ કરવાનાં સાધનો પૂરાં પાડી, સામાન્ય સુખાકારીના નિયમોનું જ્ઞાન ફેલાવી તથા સાદા અને નિયમિત જીવનનો શોખ વધારી પ્રજાનું જીવન તન્દુરસ્ત બનાવી શકાય. પ્રજાની તન્દુરસ્તી ઉપર દેખરેખ રાખનાર તથા તેને માટે નિયમો ઘડનાર ખાતું વૈદકી અને સુધરાઈ ખાતું કહેવાય છે. દેશના વૈદકી ખાતાના બે વિભાગ પાડવામાં આવેલા છે. સનંદી વૈદકી નોકરી અને સૈનિક વૈદક નોકરી. અને તે નોકરીના ઉપલી અને નીચલી નોકરી એવા બે વર્ગ પાડવામાં આવ્યા છે. એ બન્ને વર્ગ ભેગા કરતાં પાંચ વિભાગ નીચે પ્રમાણે પડે છે. (૧) હિંદી વૈદક નોકરી. (આઈ. એમ. એસ.) (૨) સનંદી આસીસ્ટંટ સરજન. (૩) સૈનિક આસિસ્ટંટ સર્જન. (૪) સનંદી હોસ્પિટલ આસિસ્ટંટ (૫) સૈનિક હોસ્પિટલ આસિસ્ટંટ ( અથવા નવા

નામ પ્રમાણે સબ આસિસ્ટંટ સર્જન.) વૈદકી નોકરીની સનદી શાખા એક ડિરેક્ટર જનરલના હાથ નીચે હોય છે, જ્યારે તેની સેનિટરી શાખા સેનિટરી કમિશનર નામના અમલદારની દેખરેખ તળે મૂકવામાં આવે છે. સૈનિક વૈદકી ખાતાનો ઉપરી હિંદના સૈન્યનો મુખ્ય વૈદકી અમલદાર (પી. એમ. ઓ.) કહેવાય છે. ઇંડિયન સિવિલ સર્વિસની માફક મેડિકલ સર્વિસની પરીક્ષા વિલાયતમાં લેવાય છે અને તેના અમલદારો મુખ્યત્વે કરી હિંદના લશ્કરના સંબંધમાં નીમાય છે. હિંદ આવ્યા પછી બે દિવસ દેશી લશ્કરમાં ગાળ્યા પછી તેઓ સનદી જગ્યાઓ ઉપર નિમાઈ શકે છે.

૨. દેશની અંદર રહેતા અંગ્રેજ લશ્કર માટે રોયલ આર્મી મેડીકલ કોર (આર. એ. એમ. સી.)નામની જુદીજ નોકરી હોય છે, જે ઉપલા પાંચ વર્ગમાં આવી જતી નથી. બાકી માટે લશ્કરી અને સનદી નોકરીને એક કરી નાખવાથી ખર્ચમાં ઘણો ઉગારો થાય છે. કારણ તેથી સુલેહના વખત પૂરતાજ ડાકટરોને લશ્કરી કામમાં જોડી બાકીનાઓને જુદા જુદા સનદી (તંગી) હોદ્દા ઉપર નિમવામાં આવે છે. જીલ્લાની ઈસ્પિતાલો, મુંબાઇ, પૂના, અમદાવાદ, જેવાં મોટાં શહેરોની એક કરતાં વધારે ઇસ્પિતાલો, ગ્રાન્ટ મેડિકલ કોલેજ અને ઈલાકાની મેડીકલ સ્કુલો એ બધાં ઉપર ઘણુંખરૂં આઇ. એમ. એસ. ના અમલદારોજ નિમાય છે. જો કે તેમને માટે રાખેલી જગ્યાઓમાંથી થોડી જગ્યાઓ હિંદી યુનિવર્સિટિના ગ્રેજ્યુએટો માટે હમણાં હમણાંમાં ખુલ્લી મુકાઇ છે. વૈદકી નોકરીના નીચલા વર્ગમાં ઉપલે પગથીએ આસિસ્ટંટ સરજનો હોય છે. તેઓ

હિંદી યુનિવર્સિટિમાથી પસાર થએલા વૈદકી ગ્રેજ્યુએટો હોય છે, અને તેઓને મોટી ઇસ્પિતાલોમાં સિવિલ સર્જનના હાથ નાચે રહીને, અને નાની ઇસ્પિતાલોમા સ્વતંત્ર સત્તાથી કામ કરવાનું હોય છે.

હોસ્પિતાલ આસિસ્ટંટો દેશના જુદા જુદા ભાગમા સ્થાપન થયેલ મેડિકલસ્કુલમાં શિક્ષણ લઇ બહાર પડે છે, અને તેઓ આસિસ્ટંટ સર્જનોના હાથ નીચે કામ કરે છે. મુંબાઇ ઇલાકામા પુના અમદાવાદ અને હૈદરાબાદ [સિંધ]મા આવી મેડિકલ સ્કુલો છે, જેમાથી આ વર્ગ કેળવાઇ બહાર પડે છે

. ૩ દરેક પ્રાન્તની વૈદકીય હકુમત સ્થાનિક સરકારને સોપવામા આવી છે. તેની નીચે આ ખાતાના ઉપરી તરીકે સર્જન જનરલ અને સેનિટરી કમિશનર એમ બે અમલદારો હોય છે નાના પ્રાન્તોમા ઉપલા બન્ને હોદ્દા એકજ અમલદારને સોપવામા આવે છે. મુંબઇ ઇલાકામા દરેક જીલ્લાના મથકમા ઇસ્પિતાલ હોય છે અને તેના ઉપર સિવિલસર્જન નિમાય છે નાના ગામના દવાખાનાઓ વગેરેની દેખરેખ સર્જન જનરલના હાથમાં હોય છે. બીજા પ્રાન્તોમા સિવિલ સર્જનના તાબામા આખા જીલ્લાની બધી ઇસ્પિતાલો અને દવાખાનાઓ મૂકવામા આવેલ હોય છે.

ઉપર કહ્યુ તેમ જીલ્લાના મથકની ઇસ્પિતાલો સારા પાયા ઉપર મૂકવામા આવી છે અને તેનું કામ સિવિલસર્જન અને તેના મદદગારો કરે છે. નાના ગામમા દવાખાનાઓ અને

ક્યાક હસ્પિતાલો પણ હોય છે. અને તે આસિસ્ટંટ સર્જન અને હોસ્પિટલ આસિસ્ટટના હવાલામા મૂકવામા આવે છે. હિંદુસ્તાનના લોકો મંદવાડમા પોતાના સગા વહાલાઓને મૂકી ઇસ્પિતાલમા જઇને રહેવાનું પસંદ કરતા નથી એટલે દેશમા ઇસ્પિતાલોની જરૂર ઓછી છે અને દવાખાનાંની જરૂર વિશેષ છે. પરંતુ દિવસે દિવસે દેશમા વૈદકી વિષયોનું જ્ઞાન ફેલાતુ જાય છે, અને ઇસ્પિતાલોમા નવી નવી સગવડો થતી જાય છે. એટલે તેઓની કીમત લોકો સમજતા થયા છે આ ઉપરાત ઘણા ડાકટરો, વૈદ્યો અને હકીમો ખાનગી દવાખાના ચલાવે છે, અને તેનો લાભ પણ લેવાય છે. આ રીતે દુ ખ ઓછું કરવાનું, અને રોગના ઈલાજ કરવાનું કામ આગળ વધ્યું જાય છે. પરંતુ આપણા દેશની પછાત સ્થિતિને લીધે, અને સ્ત્રીઓની લાજ મર્યાદાને લીધે તેઓના દવાદારૂ જોઈએ તેવી રીતે નથી થઈ શકતા. આ ઉપરથી હિંદુસ્તાનની સ્ત્રીઓ માટે ખાસ ઈલાજ કરવાના હેતુથી ઈ. સ ૧૮૮૫ મા તે વખતના વાઈસરૉયના પત્નિ લેડી ડફ્રીને એક સમાજ સ્થાપી અને એ સમાજની હિલ ચાલથી આજે લગભગ ૨૬૦ દવાખાના ખાસ સ્ત્રીઓનેજ માટે સ્ત્રી ડાકટરો અને દાઇઓની દેખરેખ નીચે ચાલે છે. આ ઉપરાત કેળવાયેલી દાઈ [નર્સીસ] ની ખોટ પુરી પાડવા આપણા માજી વાઈસરૉય લૉર્ડ મિન્ટોના પત્નિ લેડી મિન્ટોએ એક બીજી સંસ્થા સ્થાપી છે. અને તે ફંડમા મોટી રકમ ભરાણી છે વળી ઠેકાણે ઠેકાણે રક્તપીત્તીયાઓને માટે અને ગાંડા માણસોને માટે ઈસ્પિતાળો બાધવામા આવી છે. અને

હડકાયા કુતરાંએ કરડેલાના ઉપચાર માટે પાસ્ટરના સિદ્ધાત પ્રમાણેની પ્રયોગશાળાઓ પણ ખોલવામા આવી છે.

આ પ્રમાણે રોગની શાન્તિ માટે સરકાર ઉપાય કરે છે. પણ તેટલાથીજ તેનું કામ અટકતું નથી. રોગ થતા અટકાવવા એ પણ સરકારની ફરજ મનાય છે તેને માટે પ્રથમતો રોગોની પરીક્ષા કરવી જોઇએ આટલા માટે મરકી, મેલેરિયા (ટાઢીઓ તાવ), ક્ષય, કોલેગ વગેરે રોગોના અભ્યાસ માટે પ્રયોગશાળાઓ સ્થાપન કરવામા આવી છે, જ્યા આ રોગોની ઉત્પત્તિ અને ફેલાવના કારણો, અને તે અટકાવવાના ઉપાયોનો અભ્યાસ કરવામા આવે છે. ખાજી તરફથી ગામડા અને શહેરની સુખાકારી સુધરે એ માટે સામાન્ય સ્વચ્છતા જાળવવાના, સ્વચ્છ પાણી પુરૂં પાડવાના તથા કેટલાક ચેપી રોગ અટકાવવાના, શીતળા અથવા રસી મૂકાવવાના ઉપાયો લગાડવામા આવે છે.

૪ હિંદુસ્તાનમા દર સો માણસોએ નેવું માણસ નાનાં ગામડામા વસે છે, જ્યારે દશથી ઓછા મોટા શહેરમા રહે છે. તેથી ગામડાની સ્વચ્છતાનો સવાલ ઘણુ મહત્વ ધરાવે છે. ગામડા કે શહેરમા સ્વછતાનો આધાર મુખ્યત્વે પ્રજાના પોતાના ઉપર રહે છે અજ્ઞાન અને વહેમને લીધે હિંદની પ્રજા સુખાકારીના નિયમોની અવજ્ઞા કરી પોતાની તબીયત બગાડે છે. દરેક ગામમા પુરા ઉજાશ અને હવા વગરના ઘર હોય છે. ઘરમા માણસ અને ઢોર પાસે પાસે રહે છે. ગામમા ઉકરડાની ગદકી પણ ખસેડવામાં આવતી નથી. પાણીના ખાઓચિયા

ભર્યા હોય છે તેમાંથી મચ્છરો થઈ ટાઢીઓ તાવ ( મેલેરિયા ) ફેલાવે છે. ગામના નવાણુમાં પીવાનું, નહાવાનું, કપડાં ધોવાનું એકજ સ્થાને થવાથી પાણી પણ ગંદુ થાય છે. આ બધી બાબત માત્ર ધીમે ધીમે અને પ્રજામાં જેમ જ્ઞાન અને સમજણનો ફેલાવો થાય તેમજ સુધરી શકે. જાહેર સુખ-શાન્તિ ખાતું ગામડાંની સુખાકારીને લગતા સાદા નિયમોનાં જાહેરનામાં બહાર પડે છે. વાંચનમાળામાં એ વિષયને લગતા સાદા પાઠ આપવામાં આવ્યા છે. જ્યાં સુધી ગામડાની વસ્તીમાં કેળવણીનો વધારો ન થાય ત્યાં સુધી આ બાબતમાં એકદમ સુધારો થવો અશક્ય છે. પણ ધીમે ધીમે ગામડામાં પણ સ્વચ્છતાની કીમત સમજાતી જાય છે; અને જિલ્લાની લોકલ બોર્ડો રસ્તા, તળાવ, કુવા વગેરેની મરામત કરે છે, અને તે સ્વચ્છ રાખવાના ઉપાયો કામે લગાડે છે.

શહેરોની સુખાકારી મ્યુનિસિપાલીટીના વહીવટની સાથે સંબંધ ધરાવે છે. મ્યુનિસિપાલીટીનો વહીવટ સુધરે અને શહેરોની સુખાકારી સારી રહે એ હેતુથી વખતો વખત કાયદા ઘડાય છે. એવા કાયદાથી મ્યુનિસિપાલીટીઓને પુષ્કળ સત્તા આપવામાં આવી છે; શહેરને પાણી પુરૂં પાડવાની યોજના, શહેરના કચરાને દુર કરી તેને ઠેકાણે પાડવાની યોજના, રસ્તા અને જાહેર ફરવા હરવાનાં સાધનોને સ્વચ્છ રાખવા માટે, મુડદાં બાળવાં અથવા દાટવા માટે, અસુખાકારી ઘરો સુધારવા માટે, બજાર, કસાઈવાડા, દુધ અને ખાવાના પદાર્થોની અંદર થતી ભેળસેળ અટકાવવા માટે, વગેરે બાબતો માટે નિયમ કરવાની મ્યુનિ-

સિપાલીટીઓને સત્તા આપવામાં આવી છે. આ બધામાં સર્વથી મહત્વની બાબતો પાણીનાં બાંધકામ અને ગંદુ પાણી લઇ જવાની યોજના ( ડ્રેનેજ ) એ છે અને એ બાબતમા એકંદર ઘણો સુધારો થયો છે.

૫ ઉડતા અને ચેપી રોગ સંબંધી ઇલાજ લેવાનું કામ પણ વેદકી સુખશાન્તિ ખાતાનું છે. જ્યારે કોઇ ચેપી રોગ જેવોક કોલેરા કે મરકી કોઇ લત્તામાં ફાટી નીકળે ત્યારે તે સંબંધી ઇલાજો લેવા માટે ખાસ અમલદાર નિમવામા આવે છે, અને તેને માટે ઘટતા પગલા લેવામા આવે છે. દાખલા તરીકે, મરકીની શરૂઆતમા ક્વારન્ટાઇન, ડિસઇન્ફેક્શન, રસી મૂકાવવી, ઘરો ખાલી કરાવવા વગેરે ઘણી જાતના ઉપાયો સરકારે કરી જોયા હતા બીજી તરફ મરકીની ઉત્પત્તિ અને ફેલાવ સબંધી બારિક તપાસ કરવા માટે વિદ્વાન ડાકતરોનું એક કમિશન નીમવામા આવ્યું છે, અને તે કમિશન પોતાનું કામ હજી પણ ચલાવે જાય છે. આટલા વર્ષના અનુભવથી હવે એવું અનુમાન નીકળ્યું છે કે ક્વારન્ટાઇન અને ડિસિન્ફેક્શન નકામા છે કોઇપણ સ્થાનમા મરકીનો ઉપદ્રવ થાય ત્યારે પ્રથમ તે ઉંદરોને લાગુ પડે છે અને તેવે વખતે સર્વથી સારો ઇલાજ એવા મકાન ખાલી કરવા એ છે. ડાક્તર હાફકીન વાળી રસી મૂકવાથી ૬ માસ માટે પ્લેગની અસરથી બચી જવાય છે, એ પણ હવે સ્થાપિત થયેલું મનાય છે.

આ ઉપરાંત સરકારે જન્મ મરણના આંકડા તૈયાર કરાવવા માંડયા છે, આ આંકડાઓથી પ્રજાની સામાન્ય સુખાકારીનો

ચોક્કસ ખ્યાલ આવી શકે છે, તેમજ અમુક રોગનો ફેલાવો માપી શકાય છે. દેશી પ્રજામાં આ બાબતની અગત્ય સમજાણી નથી અને તેથી તેઓ આ ખબરો આપતા નથી, એટલે સંતોષકારક વિગતો મળી શકતી નથી; પણ આ બાબતમાં પણ ધીમે ધીમે સુધારો થતો જાય છે.

આ પ્રમાણે પ્રજાની સુખાકારી માટે સરકાર જુદાં જુદાં પગલાં લેછે, પણ તેમાં પ્રજાની સહાનુભૂતિની ઘણી જરૂર છે એ દેખીતું છે.



# પ્રકરણ ૧૩ મું.

## આવક ખર્ચનો હિસાબ.

આવક ખર્ચનો હિસાબ તથા અંદાજ-૨ આવકનાં સાધનો-જમીન વેરો અફીણ પર નિકાસ કર-મીઠાનો કર-સ્ટાંપ કર-આબકારી કર-જકાત-ઉપજ વેરો-જંગલોની પેદાશ-રેલ્વેટ્રેન ની-ખાણો-૩. ખર્ચનાં ખાતાઓ વ્યાજ ૪. પ્રાન્તિક વહેંચણી-૫ હોમ ચાર્જિસ

૧. આપણે જોઇ ગયા છીએ કે દરવર્ષે દેશના આવક ખર્ચનો હિસાબ સરકાર વડી ધારાસભા પાસે રજુ કરે છે; અને તેની સાથે આવતા વરસનું બજેટ (અડસટેલ ખર્ચ તથા ઉપજ) જોડવામાં આવે છે. હિંદની સરકારનું નવુ વરસ ૧લી એપ્રીલે શરૂ થાય છે, અને તે આવતા વર્ષની ૩૧ મી માર્ચે પુરૂં થાય છે. નવું બજેટ જાન્યુઆરી માસમા તૈયાર કરવામાં આવે છે, એટલે દર બજેટમા ગયા વરસનો પુરો થયેલો હિસાબ, ચાલુ સાલના આકડાઓનો સુધારેલો અંદાજ અને આવતા વરસના આકડાઓનો અંદાજ એમ ત્રણ વરસનો હિસાબ આપવામા આવે છે. ઉદાહરણ તરીકે ઇ સ. ૧૯૨૧ના માર્ચ માસમા વડી ધારાસભામા જે બજેટ રજુ થયું તેમાં ઇ સ ૧૯૧૯–૨૦ના વર્ષના ૯ માસ થયા હતા અને પછીના ત્રણ માસ હજી બાકી હતા, એટલે એ ૯ માસને આધારે ૧૨ માસની ઉપજનો અડસટ્ટો ગણીને મુકવામા આવ્યો હતો: આને સુધારેલો અડસટ્ટો (Revised estimates) કહે છે, અને પછી ૧૯૨૧–૨૨ ના આકડાનો અંદાજ આપવામાં આવ્યો હતો; તે નીચેના પત્રક પરથી સમજાશે:—

| નં. | આવકના પાસા | ૧૯૧૯-૧૯૨૦ની ચોપડી ઉપજ | ૧૯૨૦-૧૯૨૧નો સુધારેલ અડસટો. | ૧૯૨૧-૧૯૨૨ બજેટની આમણી પ્રમાણેનો અંદાજ |
|---|---|---|---|---|
| ૧ | મહેસુલ (બાંધ કામની ઉપજ સિવાય) | ૪૦,૩૧,૦૨૧ | ૪૧,૬૫,૦૦૦ | ૪૨,૫૮,૦૦૦ |
| ૨ | મીઠું | ૫,૭૦,૮૩,૯૧૪ | ૬,૧૪,૯૩,૦૦૦ | ૭,૦૦,૬૬,૦૦૦ |
| ૩ | અફીણ. | ૪,૫૫,૬૧,૬૯૩ | ૩,૬૨,૭૬,૦૦૦ | ૩,૭૨,૮૫,૦૦૦ |
| ૪ | સ્ટાંપ. | ૨૦,૯૦,૨૬૪ | ૨૪,૨૮,૯૦૦ | ૨૬,૬૦,૦૦૦ |
| ૫ | આબકારી. | ૫૩,૮૩,૯૯૮ | ૫૭,૪૧,૦૦૦ | ૫૭,૭૬,૦૦૦ |
| ૬ | પ્રાંતિક કર. | ૫,૪૮,૨૭૬ | ૫,૪૦,૭૦૦ | ૫૪૩,૬૦૦ |
| ૭ | જકાત | ૨૬,૪૧,૬૬,૯૩૫ | ૩૨૭૩૫૧,૦૦૦ | ૩૩૭૩૨૮૦૦૦ |
| ૮ | ઇન્કમ ટેક્સ ઉપજ વેરો. | ૨૨,૪૩,૪૧,૨૮૦ | ૧૯૮,૬૧૮૦૦૧ | ૧૮૫૮૦૭૦૦૦ |
| ૯ | જંગલ. | ૨૨,૯૩,૯૮૩ | ૧૯,૦૪,૦૦૦ | ૨૯,૮૭,૦૦૦ |
| ૧૦ | રજીસ્ટ્રેશન. | ૧,૪૯,૭૫૨ | ૧,૬૫,૦૦૦ | ૧,૫૩,૦૦૦ |
| ૧૧ | ખંડણી. | ૮૯,૦૨,૧૪૫ | ૮૯,૯૮,૦૦૦ | ૮૬,૯૬ ૦૦૦ |
| | કુલ. | ૧૬,૨૬,૦૭૮૯૮ | ૧૪,૬૫,૯૪,૦૦૮ | ૧૯,૪૯,૬૬,૦૦૦ |

| નં. | ખર્ચના પાસા. | ૧૯૧૯-૨૦ નું નક્કી ખર્ચ | ૧૯૨૦-૨૧ નો સુધારેલો અડસટો | ૧૯૨૧-૨૨ ના બજેટની આંકણી પ્રમાણે અંદાજ |
|---|---|---|---|---|
| ૧ | આવક પાસાનો સીધો ખર્ચ. | ૩,૫૦,૯૩,૭૩૭ | ૩,૯૦,૮૬,૦૦૦ | ૪૯૫૨૬૦૦૦ |
| ૨ | રેલ્વે વ્યાજ અને પરચુરણ. | ૧૭,૯૫ ૯૭,૯૦૦ | ૨૧-૧૩,૪૪,૦૦૦ | ૨૩,૧૬,૬૩૦૦૦ |
| ૩ | નહેર કામ. | ૧૮,૧૮,૩૬૭ | ૧૧,૯૭,૦૦૦ | ૧૧૭૬૦૦૦ |
| ૪ | ટપાલ અને તાર ખાતું. | ૬૦,૧૩,૯૬૧ | ૧,૬૩,૪૦,૦૦૦ | ૨,૧૦,૦૨,૦૦૦ |
| ૫ | વ્યાજ ખાતું. | ૧૩,૫૮,૯૨૬૪૯ | ૧૩,૭૭,૩૮,૦૦૦ | ૧૩,૦૮,૬૧,૦૦૦ |
| ૬ | સનદી નોકરી | ૭૯૬૧૫૫૬૬ | ૯,૨૫,૯૬,૦૦૦ | ૮૪,૩,૦૮,૦૦૦ |
| ૭ | સિક્કા, ટંકશાળ અને હુંડીયામણ | ૯૬,૪૯,૩૬૦ | ૩,૭૭,૬૬૦૦૦ | ૪,૧૮૮-,૦૦૦ |
| ૮ | મકાનો, રસ્તા વગેરે | ૧,૪૯,૭૫,૧૬૭ | ૧,૭૮,૨૮,૦૦૦ | ૧૫૧૬૬૦૦૦ |
| ૯ | પરચુરણ. | ૪,૦૦,૦૦,૨૭૯ | ૪,૬૧,૩૪,૦૦૦ | ૪,૪૫,૨૭,૦૦૦ |
| ૧૦ | લશ્કરી નોકરી | ૮૭,૨૫,૩૨,૬૪૩ | ૭૩ ૭૬,૫૪,૦૦૦ | ૬૬,૩૧,૧૦,૦૦૦ |
| ૧૧ | વડી સરકાર અને પ્રાન્તિક સરકારો વચ્ચે પરચુરણ લેવડ દેવડ | ૬૩,૨૪,૦૦૦ | ૦૩,૨૪,૦૦૦ | ૬૨,૮૪,૦૦૦ |
| | કુલ | ૧,૩૮,૧૫,૧૩૩૨૭ | ૧ ૩૪,૫૩,૦૧,૦૦૦ | ૧,૨૮,૯૪,૫૮,-૦૦ |
| | વધારો | | | ૮૪૨૬૦૦૦ |

આ પત્રક પ્રમાણે આવક અને ખર્ચ માટે બજેટ તૈયાર થાય છે અને વધઘટનાં કારણો સમજાવવામાં આવેછે. વડી ધારાસભા સમક્ષ આખા દેશનું બજેટ રજુ થાય છે; તેજ પ્રમાણે જ્યાં જ્યાં સ્થાનિક ધારા સભા છે ત્યાં ત્યાં સ્થાનિક સરકાર પોતાના આવક ખર્ચનું બજેટ પોતાની ધારાસભા સમક્ષ રજુ કરે છે. અને ધારાસભા તેની વિગતમાં ઉતરી, તેમાં યોગ્ય કાપકૂપ કરી મંજૂર કરે છે; અને એ મંજૂરી પ્રમાણે સરકાર ખર્ચ કરી શકે છે. આ બજેટના આંકડા તથા તે પરની ચાલેલી ચર્ચા સરકારી રિપોર્ટમાં બહાર પડે છે કે જેથી પ્રજાના પ્રતિનિધિ દેશના આવક ખર્ચનું કેવું ધ્યાન રાખે છે તે પ્રજા જોઈ શકે. હવે આપણે આવક અને ખર્ચની વિગતમાં જરા ઉતરીએ.

૨. આપણા દેશની ૮૦ ટકા જેટલી વસ્તી ખેતી ઉપર નભે છે એટલે સરકારની સર્વથી મોટી આવક જમીનપરના કરમાંથી આવે છે. ખેતીના બે રીતના કર લેવાય છે, જમીનદારી અને રૈયતવારી. જ્યારે ખેડુત અને સરકારની વચ્ચે જમીનદાર હોય અને તે સરકારનું લેણું ભરતા હોય ત્યારે તે પદ્ધતિ જમીનદારી કહેવાય છે. જ્યારે સરકાર ખેડુત પાસેથી પરભારો કર લે ત્યારે તે પદ્ધતિ રૈયતવારી કહેવાય છે. બંગાલ, સંયુક્તપ્રાંત, પંજાબ અને મધ્ય હિંદુસ્તાનમાં જમીનદારી રીત છે, જ્યારે મુંબઈ, મદ્રાસ, આસામ અને બ્રહ્મદેશમાં રૈયતવારી છે. વળી બારાની ગણત પણ બે જાતની છે—, એક, કાયમી અને બીજી, મુદતવારી (temporary); બીજી જાતના બારામાં દર ત્રીસ વર્ષે ફરી સેટલમેન્ટ થાય

છે. હિંદુસ્તાનનો લગભગ ટ્રે ભાગ કાયમી પટ્ટાનો છે. ત્યારે ટ્રે ટુંક સમયના પટ્ટાવાળો છે.

૨. ઉપજનું બીજું સાધન અફીણપરની નીકાસ જગાત છે. અફીણ ઝેરી પદાર્થ છે અને તેના ઉપયોગ ઉપર અંકુશ મૂકવાના હેતુથી સરકારે ભારે કર નાખ્યો છે. પરંતુ અફીણનો મોટો વેપાર ચીન સાથે છે. ચિના લોક અફીણના જબરા બંધાણી હોવાથી ત્યાં આપણા દેશનું અફીણ બહુ ખપે છે, અને તેના ઉપર સરકાર નિકાસ કર લે છે. એટલે આ કર ખરી રીતે જોતાં ચીન દેશ હિંદુસ્તાનને આપે છે. પણ હમણાં થોડુંક થયાં ચીનની સરકાર પોતાની પ્રજામાં અફીણનો પ્રચાર ઓછો કરવા પગલાં લે છે અને હિંદ સરકારે તેને મદદ કરવા અફીણનું વાવેતર ધીમે ધીમે ઓછું કરવાનો ઠરાવ કર્યો છે એટલે થોડા વખતમાં આવકનું આ મોટું સાધન દૂર થશે; અને તેટલે અંશે દેશ પર કરનો બોજો વધારવો પડશે.

૩. ઉપજનું ત્રીજું સાધન મીઠા પરનો કર છે. દેશની અંદર વપરાતાં મીઠા ઉપર મણે ૧-૪-૦ કર લેવાય છે. મીઠું પંજાબ અને સરહદના પ્રાંતમાં આવેલ મીઠાના ડુંગરો અને ખાણોમાંથી, રાજપુતાનાનાં ખારાં તળાવોમાંથી, કચ્છના નાના રણને કાંઠે ખારી જમીનમાંથી અને મુંબાઇ, મદ્રાસ અને સિંધુ નદીના કાંઠા ઉપરના કારખાનાઓમાં સમુદ્રના પાણીમાંથી બનાવવામાં આવે છે.

૪. સ્ટાંપની ઉપજ ન્યાયખાતામાં લેવાતી ફી અને બોલ કામ માટે વપરાતી સ્ટાંપમાંથી થાય છે. ન્યાયખાતાના મોટા

ખર્ચમા એ ખાતાનો લાભ લેનાર તરફથી ફાળા તરીકે આ ઉપજ ગણી શકાય, એટલે આને કરનું નામ આપવુ વાજબી નથી

૫ ઉપજનુ પાચમુ સાધન આબકારી કર છે, દેશની અંદર વપરાતા અફીણ, ભાગ, ગાજો, ચરસ, તમાકુ તથા દારૂ ઉપર આ કર લેવાય છે, અને તે આ વસ્તુઓની બનાવટ ઉપર તથા તે વેચવાના ઇજારાની ફીના રૂપમા લેવામા આવે છે

૬ પ્રાતીક કર મુખ્યત્વે કરીને રસ્તાના સમાર કામમા, નિશાળો અને દવાખાનાઓના ખર્ચમા, ગામડાની સુખાકારી અને એવા સ્થાનિક ઉપયોગ માટે હોય છે તે જમીનના વાર્ષિક ભાડાની ઉપરથી મપાય છે અને તેની ગણત્રી જુદા જુદા પ્રાન્તમા જુદી જુદી છે.

૭ જગાત-ઘણી ખરી આયાત વસ્તુઓ ઉપર તથા હથિયાર, દારૂ, સાકર, રૂપુ તથા કેરોસીન તેલ ઉપર ખાસ જગાત અને ચોખા ઉપર નિકાસ જગાત લેવામા આવે છે

૮ ઉપજનુ આઠમુ સાધન ખેતીવાડી સિવાયના ધંધાની ઉપજમાથી દર વર્ષે રૂ ૨૦૦૦ થી વિશેષ કમાણી કરનાર પાસેથી લેવામા આવે છે અને તેને ઈન્કમ ટેકસ (ઉપજ વેરો) કહેવામા આવે છે શરૂઆતમા આ કર અમુક એકજ દરથી લેવામા આવતો પણ સરકારને નાણાની જરૂરીયાત વધતી ગઈ અને ઉપજ વધારવાની જરૂર પડી ત્યારે જેઓ વધારે કમાણી કરતા હોય તેઓનાપર સરકારનો વધારે હક છે એ

સૂત્રને આધારે આ કરને ઇ. સ. ૧૯૧૬ ની સાલમાં ચડઉતર ગોઠવવામાં આવ્યો. તે વરસમાં વાર્ષિક રૂ. ૧૦૦૦ થી ૨૦૦૦ ની ઉપજવાળાઓને આપવાનો દર રૂપિએ ૪ પાઈ રાખવામાં આવ્યો હતો; ૨૦૦૦ થી ૫૦૦૦ સુધીની આવકવાળા પાંચ પાઇને દરે આ કર ભરતા; ૫૦૦૦થી ૧૦૦૦૦ સુધીના આવકવાળા રૂપીએ છ પાઈ ભરતા. ૧૦૦૦૦ થી ૨૫૦૦૦ ની ઉપજવાળા ૯ પાઈ ભરતા અને વાર્ષિક ૨૫૦૦૦ થી ઉપરની ઉપજવાળા રૂપીએ એક આનો કર આપતા. ઈ. સ. ૧૯૧૭ માં સરકારને હજી વધારે નાણાંની જરૂર પડી અને દેશના વેપારીઓ લડાઈને લીધે ખૂબ કમાણા હતા એટલે આ આવકવેરા ઉપરાંત સરકારે બીજો એક સૂપરટેક્સ નાખ્યો. આ કરનો દર આવક વેરા ઉપરાંત લેવાનો હતો અને તેનો દર નીચે પ્રમાણે હતોઃ—

૧ રૂ. ૫૦૦૦૦ વાર્ષિક ઉપજવાળા માટે રૂપિએ આનો ૧.

૨ રૂ. ૫૦૦૦૦ થી એક લાખની ઉપજવાળા માટે પહેલા ૫૦૦૦૦ માટે આનો ૧ અને બીજા ૫૦૦૦૦ માટે આનો ૧$\frac{1}{2}$

૩ એક લાખની ઉપરની ઉપજવાળા માટે ત્રીજા પચાસ હજાર માટે આના ૨

૪ ૧॥ થી બે લાખની ઉપજવાળા માટે છેલ્લા પચાસ હજાર માટે ૨॥ આના.

૫ બે લાખ કરતાં જેટલી ઉપજ વધારે થઈ હોય તે [illegible]ની ઉપર [illegible]ના ૩

ઈ. સ. ૧૯૧૯ માં આવકવેરા લેવાની ઓછામાં ઓછી હદ વાર્ષિક રૂ. ૧૦૦૦ થી વધારી ૨૦૦૦ ની કરવામાં આવી છે

૯. ઉપજનું નવમું સાધન જંગલો છે. ઇમારતી લાકડાં અને બીજી જંગલની પેદાશના વેચાણ ઉપર કર લેવામા આવે છે. આ બાબતમાં સરકારનો હેતુ આ ઉપયોગી સાધનને જેમ બને તેમ વધારે ખિલાવવાનો છે.

૧૦. રેજીસ્ટ્રેશન ફી–જુદી જુદી જાતના ખત માટે સરકાર સાક્ષી તરીકે આપવામાં આવતી ફી એ રેજીસ્ટ્રેશન ફી કહેવાય છે.

૧૧. ઉપજનું અગીઆરમું સાધન ખંડણી છે. તે દેશી રાજ્યોને સરકારે શાંતિ અને સુલેહનો સમય આપ્યો છે તેના બદલા તરીકે ગણી શકાય.

આ બધાં ઉપજનાં મુખ્ય સાધનો છે; પણ તેમાં ઉપજ ભેગી કરવાના કામમાં પણ ઘણો ખર્ચ બેસે છે એટલે તે ખર્ચ બાદ કરતાં જે નક્કી ઉપજ રહે તે સરકારના બીજા ખાતાના ઉપયોગમાં આવે છે. ઈ. સ. ૧૯૧૯–૨૦ની સાલના આંકડા નીચે પ્રમાણે છે.

| આવકના પાસા. | ૧૯૧૯-૧૯૨૦ની કુલ ઉપજ. | ઉઘરાણીનો ખર્ચ. | ચોખ્ખી ઉપજ. |
|---|---|---|---|
| મહેસુલ. | ૩૩,૯૧,૪૯,૧૪૬ | ૭,૬૨,૩૮,૯૫૧ | ૨૬,૨૯,૧૦,૧૯૫ |
| અફીણ | ૪,૫૫,૬૨,૨૧૧ | ૧,૩૦,૬૯,૬૬૬ | ૩,૦૫,૨૨,૫૪૬ |
| મીઠું. | ૫,૭૪,૧૯,૩૧૯ | ૧,૨૯,૪૪,૩૪૧ | ૪,૪૫,૩૪,૯૭૮ |
| સ્ટાંપ. | ૧૦,૯૧,૧૭,૬૬૫ | ૪૨,૧૪,૦૦૮ | ૧૦,૪૯,૦૩,૬૬૫ |
| આબકારી. | ૧૯,૨૫,૯૪,૦૨૯ | ૧,૧૭,૯૩,૬૬૬ | ૧૮,૦૮,૦૦,૩૬૩ |
| પ્રાંતીક કર. | ૫,૩૪,૭૩૦ | ૩,૧૩૨ | ૫,૩૧,૫૯૮ |
| જગાત. | ૨૨,૪૮,૩૨,૮૦૨ | ૧,૫૦,૪૮,૬૧૧ | ૨૦,૯૭,૮૪,૧૯૧ |
| ઇન્કમ ટેકસ ( ઉપજ વેરો. ) | ૨૩,૨૦,૭૮,૪૪૩ | ૯૨,૬૪,૫૩૨ | ૨૨,૨૮,૧૩,૯૧૧ |
| જંગલ. | ૫,૩૬,૭૫,૭૯૪ | ૩,૨૩,૪૦,૨૫૨ | ૨,૧૩,૩૬,૫૪૨ |
| રેજીસ્ટ્રેશન. | ૧,૦૮,૫૪,૯૪૦ | ૪,૮૯,૨૯૯ | ૫૯,૫૬,૬૪૧ |
| ખંડણી. | ૯૩,૨૮,૮૨૫ | ૩૧,૦૧,૮૮૨ | ૬૨,૨૬,૯૪૩ |
| કુલ.... | ૧,૨૭,૫૨,૦૭૯૦૫ | ૧૮,૨૮,૮૭,૩૩૨ | ૧,૦૯,૨૩,૨૦,૫૭૩ |

૩. આ ઉપરાંત બીજાં કેટલાંક ખાતાં છે જે મુખ્યત્વે ખર્ચના ખાતાં છે. તેમાંથી પણ થોડી ઘણી ઉપજ થાય છે અને કેટલાંકમાં તો ખર્ચ કરતાં ઉપજ વધે છે. આવાં ખાતાઓમાંના મુખ્ય નીચે પ્રમાણે છે—સનદી હકૂમત ખાતાં, વ્યાપારી ખાતાં, જાહેર બાંધકામ, કરજ, અને લશ્કરી નોકરી. સનદી નોકરી એટલે સરકારી અમલદારોના પગાર અને તેના બીજા પરચુરણ ખર્ચ; વ્યાપારી ખાતાંઓમાં ટપાલ, તાર, અને ટંકશાળનો સમાવેશ થાય છે; જાહેર બાંધકામ ખાતાંમાં રેલ્વે, નહેર, અને બાંધકામોનો સમાવેશ કરવામાં આવે છે, આ ખાતાંઓના આવક ખર્ચ નીચે મુજબ છે:—

| ખર્ચ પાસુ | કુલ ઉપજ. | ખર્ચ. | ચોખ્ખી ઉપજ. | ચોખ્ખું ખર્ચ. |
|---|---|---|---|---|
| વ્યાજ. | ૫,૦૫,૮૬,૯૧૫ | ૧૧૫૧૬૪૪૦૮ | ... | ૬,૪૫,૭૭,૪૫૩ |
| વ્યાપારી ખાતાંઓ: ટપાલ, તાર, રેલ્વે, નહેર. | ૪૯,૭૮,૯૧,૨૯૬ | ૩૧૧૨૬૮૧૬૪ | ૧૮૬૬૨૩૦૩૨ | |
| બીજાં જાહેર બાંધકામનાં ખાતાંઓ. | ૫૫,૪૯,૦૬૪ | ૧૦૬૭૭૫૪૪ | | ૧૦,૦૮,૨૨,૫૩૦ |
| ટંકશાળ. | ૨,૬૭,૯૯,૧૬૩ | ૪૮૫૪૩૧૪ | ૨૧૯૪૪૭૯૯ | |
| દીવાની ખાતાંઓ. | ૩,૨૯,૪૯,૩૯૭ | ૩૮૩૩૯૯૯૯૨ | | ૩૪૯૪૫૦૫૯૫ |
| સનદી નોકરી. | ૨,૭૦,૭૪,૫૩૯ | ૮૩૩૧૨૬૮૩ | | ૫૬૨૩૮૧૪૪ |
| દુષ્કાળ નિવારણ ખાતું તથા વિમો | ... .. ... | ૧૭૦૭૫૯૨૬ | | ૧૭૦૭૫૯૨૬ |
| લશ્કરી નોકરી | ૩,૯૦,૫૨,૨૪૫ | ૮૭,૨૫૩૨૩૪૩ | | ૮૩,૨૩,૮૦,૦૯૮ |
| પ્રાંતિક વહેંચણી. | ......... | ૬૮૧૪૯૯૮ | | ૬૮૧૪૯૯૮ |
| એક્સચેન્જનો ફેર ( ૨ શિ. ના રૂ. લેખે ગણતાં. ) | ...... . | ૧૦૮૯૫૭૪૫૫ | | |
| કુલ. - | ૧૯૫,૬૧,૨૦,૩૨૪ | ૨૧૯૨૬૩૯૧૪૫ | | ૨૭૬૫૨૮૮૨૫ |

ઉપલા કોઠામાં પહેલી રકમ વ્યાજની છે. તે વ્યાજ હિંદુસ્તાન ખાતે કરવામાં આવેલ કરજ પેટે અપાય છે. દુકાળ લડાઇ વગેરે પ્રસંગે અસાધારણ ખર્ચ કરવો પડે છે તે આપણે ઉપર જોઇ ગયા; તે ઉપરાંત સારા વર્ષોમાં પણ નહેર અને રલ્વેના બાધકામ માટે સંરકાર વ્યાજે નાણાં લે છે. એ કામોનો ખર્ચ એટલો બધો છે કે તે ખર્ચને સામાન્ય કરથી પહોંચી શકાય નહિ; તેમજ રેલ્વે કે નહેર બ ધાયા પછી તેનો ઉપયોગ જમાનાના જમાના સુધી થયા કરવાનો; એટલે જેનો લાભ ઘણા જમાનાઓ લે તેનું ખર્ચ પણ તે જમાના ઉપર ભાગે પડતું આવે એ હેતુથી આવા કામ માટે સરકાર વ્યાજે લીધેલ નાણાનો ઉપયોગ કરે છે, કે દર વર્ષે ફક્ત તેનું વ્યાજ ભરવું પડે. આજ હેતુથી જ્યારે કોઈ મ્યુનિસિપાલિટિ પાણીના બાંધકામ કે ગટરની યોજના કરે છે ત્યારે તેના ખર્ચના નાણાં વ્યાજે લે છે; એ પ્રમાણે મુંબાઇની મ્યુનિસિપાલિટિએ ૩ કરોડ રૂપિઆ ખરચી ટાન્સા અને વિહારનાં તળાવ બાંધ્યાં છે અને તેમાંથી મુંબઇને પાણી પુરૂં પાડવામાં આવે છે. સરકાર આ પ્રમાણે ૩॥ ટકે નાણાં લે છે પણ એ રેલ્વે, નહેર, જેવાં ખાતાંની ચોખ્ખી ઉપજ વખત જતાં ઉપલા વ્યાજ કરતાં પણ ઘણી વધારે થાય છે અને તે ખાતાંઓથી હવે સરકારને ચોખ્ખી ઉપજ થવા માંડી છે. એ ચોખ્ખી ઉપજ ઉપલા કોઠામાં ૧૮,૬૬,૨૩,૦૩૨ ની જણાવી છે.

ઈ. સ. ૧૯૨૦ ના માર્ચ માસની ૩૧ મી તારીખે હિંદને ખાતે કરેલા કરજનો હિસાબ નીચે પ્રમાણે છે.

| | કરોડ રૂ. |
|---|---|
| ૧. સામાન્ય કરજ | ૧૧૭.૮ |
| ૨. નહેરો સંબંધી કરજ | ૬૭.૧ |
| ૩. રેલ્વે સંબંધી કરજ | ૩૮૧.૩ |
| કુલ | ૫૬૬.૩ |

૪. ઉપર પ્રમાણે વડી સરકારનો હિસાબ છે. તેજ પ્રમાણે પ્રાન્તિક સરકારોને પણ ખર્ચ અને ઉપજના અમુક ભાગ સોંપી દેવામાં આવે છે. નવા સુધારા પ્રમાણે પ્રાન્તિક સરકારોને જવાબદાર રાજ્યતંત્ર આપવાનું હોવાથી નાણા વિષયમાં આવકનાં સ્વતંત્ર સાધનો આપવામાં આવ્યાં છે. આટલા માટે આવકનાં સાધનોને વડી સરકાર હસ્તક અને સ્થાનિક સરકાર હસ્તક એમ બે વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યાં છે. આ વિભાગ પ્રમાણે મીઠું, જગાત અફીણ, ખંડણી, ઇન્કમ ટેક્સ અને સામાન્ય સ્ટાંપ એ સાધનો વડી સરકાર હસ્તક રાખવામાં આવ્યા છે અને વિઘોટી, જ્યુડીશિયલ સ્ટાંપ, આબકારી, અને નહેરો એ સાધનોને પ્રાન્તીક સરકારને સોંપવામાં આવ્યા છે. આ વિભાગથી વડી સરકારના હિસાબમાં ખોટ આવવાની તે પૂરી પાડવા પ્રાન્તિક સરકારો એ પોતાની આવકમાંથી અમુક દરે વડી સરકારને મદદ આપ-

વાની ઠરાવી છે. આ ઉપરાંત નાણાં કરજે કાઢવાની સત્તા અને નવા કર નાખવાની સત્તા પ્રાન્તિક સરકારોને આપવામાં આવી છે કે જેથી પોતાના ઉપયોગ માટે આવકનાં નવાં સાધનો તે મેળવી શકે. વિઘોટીની ઉપજ પ્રાન્તિક સરકારની થવાથી દુકાળ નિવારણની ફરજ પણ પ્રાન્તિક સરકારને માથે પડી છે અને તે માટે દર પ્રાન્તમાં સામાન્ય રીતે જેટલી રકમ જરૂરની ગણાય તે રકમ દરેક પ્રાન્તિક સરકારે દર વર્ષે જુદી મુકી રાખવી એમ ઠરાવવામાં આવ્યું છે.

વડી સરકારના ખર્ચખાતામાં તેમના પોતાના ખાતાંઓના ખર્ચ ઉપરાંત દેશના કરજનું વ્યાજ, લશ્કર, દરીયાવરધી ખાતું વગેરેનો સમાવેશ થાય છે. હોમ ચાર્જિસ (હિંદુસ્તાનને માટે ઇંગ્લાંડમાં કરવામાં આવતું ખર્ચ) પણ વડી સરકાર ભરે છે. તે ઉપરાંત વ્યાપારી ખાતાંઓ જેવાંકે ટપાલ ખાતું, તાર ખાતું, ટંકશાળ, રેલ્વે, એ મુખ્યત્વે વડી સરકારના તાબામાં છે. પણ નહેર ખાતું સ્થાનિક સરકારને સોંપાણુ છે.

૫. હિંદુસ્તાનને હિસાબે વિલાયતમાં કરવામાં આવતાં ખર્ચને પહોમચિં જસ કહે છે. તેની અંદર રેલ્વે અને લશ્કરનો સામાન, જાહેર બાંધકામ ખાતાંના હથિઆરો અને સંચાઓ, બધી જાતના સામાન, સનદી અને લશ્કરી અમલદારોનાં પેન્શનો અને ઇંડીયા ઑફીસના પગાર એટલી બાબતોનો સમાવેશ થાય છે. આ હોમ ચાર્જિસની રકમ સામાન્ય રીતે નીચે પ્રમાણે થાય છે:--

| | | | લાખ રૂ. |
|---|---|---|---|
| રેલ્વે— | .... | .... | ૯૫૦ |
| વ્યાજ વિગેરે— | ... | .... | ૪૧૦ |
| સ્ટોર— | .... | .... | ૨૬૦ |
| લશ્કર— | .... | .... | ૧૯૦ |
| દરિયા વરધી ખાતું—.... | | .... | ૩૦ |
| સનદી નોકરી— | .... | .... | ૬૦ |
| પેન્શન વગેરે— | .... | .... | ૭૦૦ |
| | | | કુલ—૨૬૦૦ |

આ પ્રમાણે લગભગ ૨૬ કરોડ રૂ. દર વર્ષે હિંદ તરફથી ઇગ્લાંડ મોકલવામાં આવે છે. આ રકમ માટે સેક્રેટરી ઓફ્ સ્ટેટ હિંદ સરકાર ઉપર હુંડીઓ લખે છે અને તે હુંડીઓનું લંડનના બજારમાં વેચાણ કરે છે; આ હુંડીઓ કાઉન્સિલ બિલ્સને નામે ઓળખાય છે. ઉપલી રકમોનો મોટો ભાગ હિંદને માટે વિલાયતમાં ખરીદાએલા માલની કીંમત તથા હિંદને ધીરેલી મૂડીના વ્યાજ આપવામાં જાય છે; તથા બીજો મોટો ભાગ પેન્શન વગેરેમા જાય છે, તથા થોડો ભાગ સૈનિક અને નૌકા ખાતાના ખર્ચ પેટે આપવામાં આવે છે.

---

## પ્રકરણ ૧૪ મું.

### હિંદી નોકરીઓ.

૧. હિંદી સનદી નોકરી-સિવિલસર્વીસ પરીક્ષા-૨. સનદી નોકરીમા હિંદી ઉમેદવારોનો પ્રવેશ પબ્લીક સર્વીસ કમિશન પ્રોવિન્શયલ સર્વીસ-નવું

પબ્લીક સર્વિસ કમિશન ૩. મામલતદારો—તેઓનું એકાગ્ર કામ ૪. દિવાની મુન્સફ ૫. રાજ્ય પ્રકરણી ખાતાની નોકરી ૬ વૈદકીય નોકરીઓ આઈ. એમ. એસ આસિસ્ટંટ સરજ્યન—હોસપિટલ આસિસ્ટંટ ૭ જંગલ ખાતાની નોકરી

૧. હિંદુસ્તાનના અમલ માટે જુદી જુદી નોકરીઓ (services) સ્થાપવામાં આવી છે તેના પ્રકાર તપાસીએ. એ બધામાં સર્વોપરિ હિંદુસ્તાનની સનદી નોકરી (ઇન્ડીયન સિવિલ સર્વિસ) છે. ઇસ્ટ ઇંડીયા કંપનીના સમયમાં આ નોકરીના અમલદારોની પસંદગી વિલાયતમાં કોર્ટ ઑફ ડિરેક્ટર્સના હાથમાં હતી; પરંતુ હિંદુસ્તાનમાં આવ્યા પછી તેમની નીમણુંક, ઇજાફા વગેરે બધી બાબતો ગવર્નમેંટ ઑફ ઇંડીયાના હાથમાં રહેતી; આથી વિલાયતના રાજકીય પક્ષની અસર હિંદમાં થઇ નહિ; પરંતુ હિંદ સરકાર પોતાના અમલદારોની અંદર કાર્ય કુશળતા અને પ્રમાણિકતાનું ઉંચું ધોરણ જાળવવા અને એ ધોરણ પ્રમાણેજ પાયરી ચડાવવાનો નિયમ દૃઢતાથી પાળી શકી તેને લીધે હિંદુસ્તાનની સિવિલ સર્વિસ કાર્યાધીનતા ( devotion to duty ), પ્રમાણિકતા અને સખત મહેનતને માટે પ્રતિષ્ઠા મેળવવા શક્તિમાન થઇ છે, અને આજે નવા આવતા યુવાન સિવિલીયનોને એ પ્રતિષ્ઠા જાળવી રાખવાનો જુસ્સો હિંદુસ્તાન આવતાની સાથે જાણે વારસામાં મળતો હોય તેમ થાય છે. ઇસ્ટ ઇંડિયા કંપનીના શરૂઆતના નોકરોને ખાનગી વેપારની છૂટ હતી અને તેના અનિષ્ઠ પરિણામ એટલાં બધાં આવવા માંડયા કે તે છૂટ પાછળથી લઈ લેવી પડી હતી, જે આપણે જોઇ ગયા છીએ. ત્યાર પછી હિંદુસ્તાનની આ

નોકરીમાં જોડાતા અમલદારોને કંપની સાથે કરાર કરવો પડતો એને એ કરારથી સ્વતંત્ર ખાનગી વેપાર ન કરવા, કોઇ પણ જાતની બક્ષીસ ન સ્વીકારવા, અને પોતે અને પોતાના કુટુમ્બને માટે પેન્શન ફંડમાં ફાળો ભરવા બંધાવું પડતું. તે પરથી આ નોકરીનું નામ કરાર વાળી સનદી નોકરી ( covenanted civil service ) પડયું. ઇ. સ. ૧૮૫૩ સુધી આ નિમણુકો ઇસ્ટ ઇંડીયા કંપનીની બક્ષીસમાં હતી અને વિલાયતમાં સિવિલ સર્વિસમાં જોડાયેલ કુટુમ્બો થઇ ગયાં હતાં, જેનાં ફરજંદો અચૂક આ નોકરીમાં દાખલ થવા પામતાં. પરંતુ ઇ. સ. ૧૮૫૩ માં સિવિલ સર્વિસ પરીક્ષા સ્થાપવામાં આવી અને તે પરીક્ષામાં ઉપલે નંબરે પાસ થનાર વિદ્યાર્થીઓને પસંદ કરવા એ ધોરણ દાખલ થયું ત્યારથી સિવિલ સર્વિસ જાહેર હરીફાઇ માટે ખુલ્લી મૂકવામાં આવી છે, દેશમા અપાતી ઉંચામાં ઉંચી કેલવણી પામેલા યુવાનો આ નોકરીમાં દાખલ થાય એ હેતુથી ત્યાંની યુનિવર્સિટિના સર્વથી વધારે મહત્વના વિષયો આ પરીક્ષા માટે રાખવામાં આવ્યા છે. પરીક્ષા આપનાર વિદ્યાર્થીની ઉમર ૨૧ અને ૨૩ વર્ષની અંદર જોઇએ અને પરીક્ષા પછી તેઓની નોકરીને લગતા ખાસ વિષયોની એક બીજી પરીક્ષા આપવી પડેછે; અને એ વરસ વિલાયતની કોઇ પણ યુનિવર્સિટિમાં ગાળવાં પડેછે.

બ્રિટિશ મહારાજ્યના કોઇપણ વતનીને આ પરીક્ષામાં બેસવાની છૂટ છે અને તે પ્રમાણે બ્રિટિશ હિંદના વતનીઓ પણ આ પરીક્ષામાં બેસી શકે છે.

દેશની બધી કારોબારી અને ઇન્સાફની મોટી જગ્યાઓ ઉપર સનદી અમલદારોની નીમણુક થાય છે. નવા નીમાયેલા સિવિલિયનોને થોડો વખત અજમાયશ કર્યા પછી તેઓની લાયકી પ્રમાણે મહેસુલી ખાતાં અથવા જ્યુડિશિયલ ( ન્યાયાધિકારી ) ખાતામાં ગોઠવવામાં આવે છે. તેઓ મહેસુલી ખાતામાં કલેક્ટર, કમિશનર અને પછી મહેસુલી ખાતાંના સભાસદની પદવી ઉપર ચઢી શકે છે. જ્યુડિશિયલ ખાતામાં સેશન્સ જજ, ડિસ્ટ્રિક્ટ જજ, હાઈ કૉર્ટ જજ, અને ત્યાંથી કારોબારી કાઉન્સિલના જ્યુડિશિયલ સભાસદની પદવી સુધી પહોંચી શકાય છે; સર્વથી ઉપર વાઈસરોયની વહીવટી કાઉન્સિલના સભાસદ, અને પ્રાન્તિક ચીફ કમિશનર અને લેફ્ટેનન્ટ ગવર્નરની જગ્યાઓ પણ સિવિલ સર્વિસના અમલદારો માટે રાખવામાં આવી છે.

૨. ઇ. સ. ૧૮૭૦ માં પાર્લામેન્ટે બીજો એક મહત્વનો કાયદો ઘડયો; આ કાયદામાં જણાવવામાં આવ્યું કે મહારાણીની હિંદી સનદી નોકરીમાં પૂરવાર થયેલા ગુણ અને શક્તિવાળા હિંદીઓને વધારે પ્રમાણમાં દાખલ કરવા એ ઇષ્ટ છે અને તેટલા માટે સનદી નોકરીના અમલદારો માટે રાખેલી જગ્યાઓમાંથી કેટલીક ઉપર લાયક હિંદીઓની નીમણુંક કરવા માટે હિંદ સરકારને હુકમ કરવામાં આવ્યો. આ હુકમ અનુસાર નિયમો ઘડવામાં હિંદ સરકારને નવ વરસ લાગ્યાં; ઇ. સ. ૧૮૭૯માં લૉર્ડ લિટનની વાઈસરોયગિરિ દરમિયાન નિયમ ઘડવામાં આવ્યા. એ નિયમોને અન્વયે સિવિલ સર્વિસ પરીક્ષાથી નીમાતા અમલદારોની સંખ્યામાંથી એક ષષ્ઠાંશ બાદ કરી તે જગ્યાઓ હિંદના વતનીઓ માટે રાખવામાં

આવી; અને તે જગ્યાઓ સ્થાનિક સરકારો ખાસ પસંદગી કરીને પૂરે એમ ઠર્યું. તે પછી ઇ. સ. ૧૮૮૬ માં સરકારે પબ્લિક સર્વિસ કમિશન નીમ્યું તેની અંદરનાં સભાસદોમાં છ દેશી હતા; એ કમિશને દેશના બધા ભાગમાં ફરી પુષ્કળ તપાસ કરી રિપોર્ટ કર્યો અને એ રિપોર્ટ મુજબની ભલામણો સરકારે મંજૂર રાખી.

આ યોજના પ્રમાણે મહેસુલી અને ન્યાયાધિકારી ખાતાની સનદી નોકરીના બે વિભાગ પાડવામાં આવ્યા.

૧. હિંદી સનદી નોકરી (Indian civil service), જેના અમલદારો વિલાયતમાં જાહેર પરીક્ષાના પરિણામ પ્રમાણે નીમાતા;

૨. પ્રાન્તિક સનદી નોકરી (Provincial civil service) જેની અંદર નીમણુક દરેક પ્રાંતમાં તે તે પ્રાન્તની ખાસ સ્થિતિ પ્રમાણે થાય છે, અને તે નોકરી મોટે ભ.ગે હિંદીઓને માટેજ ગખવામા આવે છે.

મુંબાઈ ઇલાકામા થોડા વર્ષ સુધી આ નોકરી માટે ખ સ પરીક્ષા લેવામાં આવતી, પરંતુ એ પરીક્ષાના પરિણામમા યુનિવર્સીટીની પરિક્ષાનું રૂપાન્તરજ થતુ. તેમજ યુનિવર્સીટીની કેલવણી ઉપરાત બાજા ખાસ ગુણ પણ સરકારને આવશ્યક જણાયા એટલે હવે આ નોકરીની નીમણુંક સરકારની પસંદગી ઉપર આધાર રાખે છે.

સરકારે આ ધોરણ હવે બધી નોકરીમાં દાખલ કર્યું છે; અને તે પ્રમાણે વૈદકી, કેલવણી, જંગલખાતાની, વગેરે નોકરીના બે વિભાગ પાડવામા આવ્યા છે:—

૧. હિંદી ( Imperial ); ૨. પ્રાન્તિક (Provincial) એ વિભાગ મુજબ હિંદી મેડિકલ સર્વિસ (આઇ. એમ. એસ), હિંદી કેળવણીની નોકરી (હિંદી એજ્યુકેશનલ સર્વિસ), હિંદી જંગલ ખાતાની નોકરી (હિંદી ફોરેસ્ટ સર્વિસ) અને પ્રાન્તિક નોકરી એમ વિભાગ પાડવામાં આવે છે. હિંદી નોકરીની નીમણુંક વિલાયતમાં હિંદી વજીર કરે છે, જ્યારે પ્રાન્તિક નોકરીની નામણુંક પ્રાન્તિક સરકાર ઠરે છે.

૩. જીલ્લાના અમલદારો એટલે કલેક્ટરોના તાબામાં જેટલા તાલુકા હોય છે તે દરેક તાલુકાનું વસુલાતી અને ફોજદારી કામ કરવાને જે દેશી અમલદારોને નિમવામાં આવેલા છે તેમને મામલતદારો કહે છે. આ અમલદારોના પાંચ વર્ગ પાડવામાં આવે છે. તેઓ થોડા વખત પહેલાં ગ્રેજ્યુએટ અને નોન ગ્રેજ્યુએટ બન્ને વર્ગના નીચલા વર્ગના નોકરોમાંથી લાયકાત અને પરીક્ષાના ધોરણથી નીમવામાં આવતા હતા; પરંતુ હાલમાં લાયકાતવાળા ગ્રેજ્યુએટોનેજ મુખ્યત્વે કરીને એ જગ્યાઓ આપવાનું ઠરાવ્યું છે. તેઓ રૂા. ૧૫૦ થી ૨૫૦ સુધી મ્હળી શકે છે.

મામલતદારની કચેરી આસિસ્ટંટ કલેક્ટરની કચેરી કરતાં પણ મોટી હોય છે અને તેને પોતાની કચેરીના કારકુનો ઉપરાંત તેના તાલુકાના બધા પટેલો, તલાટીઓ અને કુલકર્ણીઓ ઉપર ઉપરીપણું રાખવું પડે છે. તાલુકાની તીજોરી તેના હવાલામાં રહે છે અને સરકારનું બધું ભરણું ત્યાં ભરવામાં આવે છે. સરકાર તરફથી ખર્ચાતું બધું નાણું તેમાંથી આપવામાં આવે છે. કલેક્ટર તરફથી આવતા સરકારી કે

બિન સરકારી આદમીઓપરના બધા હુકમો તેની મારફત મોકલવામાં આવે છે. તેમજ રૈયત તરફથી આવેલી બધી અરજીઓ પ્રથમ તેની પાસે રિપોર્ટ કરવા માટે જાય છે. આ પ્રમાણેનું બધું વસુલાતી કામ કરવા ઉપરાંત દરેક જીલ્લાના બધા ખાતાંના ઉપરી અમલદારો (જેવા કે પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ, એક્ઝિક્યુટિવ એન્જીનિઅર, ફોરેસ્ટ ઓફિસર) મામલતદાર સાથે સીધો વ્યવહાર રાખી શકે છે. ટુંકામાં અમલદાર અને બિન અમલદાર બધા ગૃહસ્થો તાલુકામાં મુસાફરી કરતા હોય તે તેની મદદ માગે છે. સરકારના પ્રતિનિધિ તરીકે તાલુકામાં મામલતદાર હોય છે. આ પ્રમાણે તેની જવાબદારી અને અધિકાર ઘણો મોટો હોય છે. એ જવાબદારી અને અધિકારના પ્રમાણમાં માઉન્ટસ્ટુઅર્ટ એલફીન્સ્ટને ઈ. સ. ૧૮૨૧ માં મુંબઈની વસુલાતી નોકરીની યોજના ઘડતી વખતે રૂા. ૨૦૦ થી ૨૫૦ નો પગાર તેઓને માટે ઠરાવ્યો હતો.

મામલતદારોની પાસે વસુલાત કામ ઉપરાંત મ્યુનિસિપાલિટિ, લોકલ બોર્ડ, સેનિટરી બોર્ડ અને ટુંકામાં સરકારનો અમલ ચલાવવા સંબંધી જે જે કામ કરવું પડે છે તે બધું કામ લેવામાં આવે છે. આ અમલદારોમાંથી લાયકાતવાળા અમલદારોને ડેપ્યુટી કલેકટરના હોદ્દા માટે પસંદ કરવામાં આવે છે.

૪. દિવાની ઈન્સાફના કામ માટે દરેક તાલુકામાં મુનસફો નીમવામાં આવે છે. તેઓ હાઇકોર્ટના સનદી વકીલો તથા એલ્. એલ્. બી. ની પરીક્ષામાં પાસ થયેલાઓમાંથી પસંદ કરવામાં આવે છે. તેમના બે વર્ગ પાડવામાં આવેલા છે. પહેલા વર્ગના સબ-ઓર્ડિનેટ જજના ત્રણ ગ્રેડો કરવામાં આવેલા

પરંતુ દેશમાં કેલવણીનો ફેલાવો થતો જાય છે તેમ તેમ દેશીઓને તેઓની કેલવણીના પ્રમાણમાં સરકારી નોકરી મળતી નથી. એવી ફરીયાદ વધતી જાય છે. તેની સાથે રાજ્ય વહીવટના વધતા જતા ખર્ચમાં ઘટાડો કરવાનો એક માર્ગ હિંદીઓને વધારે પ્રમાણમાં નોકરી આપવી એ છે, એ દલીલ પણ આગળ આણવામાં આવે છે. સુધારેલી ધારા સભાઓમાં પ્રજાકીય સભાસદોએ આ બાબત ઉત્સાહથી ઉપાડી લીધી છે. હિંદી વૈદકી નોકરી, કેલવણી, પોલીસ, તાર, રેલ્વે, જંગલ વગેરે ખાતાંઓની નોકરીમાં વધારે પ્રમાણમાં હિંદીઓને દાખલ કરવાની માગણી થાય છે. સિવિલ સર્વિસની પરીક્ષા વિલાયતમાં અને આ દેશમાં એક સાથે લેવાના આમની સભાએ થોડાં વર્ષપર કરેલા ઠરાવ પર અમલ થઇ ચુકયો છે. છેલ્લા પબ્લિક સર્વિસ કમિશને ઈ. સ. ૧૮૮૭ માં પોતાનો રીપોર્ટ કર્યો અને તે રીપોર્ટ ઉપર ઇ. સ. ૧૮૯૧ માં સરકારે હુકમો બહાર પાડયા; તેને આજે વીશ વર્ષ થઈ ગયાં છે. આ વીશ વર્ષના અરસામાં ઘણા ફેરફારો થયા છે; માટે આ બધા સવાલો ઉપર હાલની સ્થિતિમાં નવેસરથી તપાસ કરી ભલામણો કરવા માટે બ્રિટિશ પાર્લામેન્ટે એક બાદશાહી કમીશન નીમ્યું આ કમિશને પોતાનું કામ ઇ. સ. ૧૯૧૩ના શિયાળામાં શરૂ કર્યું. પણ કમિશનનો રિપોર્ટ તૈયાર થાય ત્યાર પહેલાં યુરપીય વિગ્રહ ફાટી નીકળેલ હોવાથી તે રિપોર્ટ થોડા વખત માટે બહાર પાડવો મુલતવી રાખવામાં આવ્યો અને પછી આખરે બહાર પડયો ત્યારે વસ્તુ સ્થિતિ એટલી બધી બદલાઇ ગઈ હતી કે એ રિપોર્ટની ભલામણો કરતાં પણ ઘણી વધારે ઉદારતાથી ફે-

લેવામાં ન આવે ત્યાં સુધી આ સવાલનો સંતોષ કારક રીતે નિકાલ આવે એવું રહ્યું ન હતું. યુદ્ધને પારણામે આખા જગતમાં જે અસાધારણ મોંઘવારી થઇ તેને પહોંચી વળવા પગારમાં વધારો કરવાની સર્વ બાજુથી જરૂર સ્વીકારવામાં આવી અને હિંદીનોકરીના ઉપલા વર્ગોમાં એ વધારા બહોળે હાથે મંજૂર કરવામાં આવ્યા છે. જ્યારે નીચલી નોકરીના સુધારાના સવાલ પર હજી એકસરખો અમલ થઈ શકયો નથી.

૬. Medical Services.

## વૈદકી નોકરીઓ.

I. M. S. ઈંડિયન મેડિકલ સર્વીસ—આ નોકરી મુખ્યત્વે કરીને હિંદના દેશી લશ્કર માટે સ્થાપવામાં આવી છે; અને સુલેહના વખત માટે પુરતા ડાકટરોને રાખી બાકીનાને સનદી નોકરીમાં જોડવામાં આવે છે. આ નોકરી માટે વિલાયતમાં દર વર્ષે પરીક્ષા લેવાય છે અને એ પરીક્ષા પસાર થનાર વિદ્યાર્થીને તેમના દરજ્જાના ક્રમમાં નોકરી મળે છે. પરીક્ષા આપનારાઓની ઉમરની હદ ૨૦ થી ૨૫ વર્ષ સુધી રાખવામાં આવી છે. સિવિલ સર્વિસના સરખા દરજ્જાની આ વૈદકી નોકરી ગણાય છે અને તેના અમલદારો જિલ્લા ઇસ્પિતાલોના સિવિલ સર્જનની રેન્કપરથી સર્જન—જનરલની

( ૧ ). આસિસ્ટંટ સર્જન—આ વર્ગના અમલદારો હિંદુસ્તાનની કોઇ યુનિવર્સિટીની વૈદ્યકીય ડીગ્રી ધરાવનાર ગ્રેજ્યુએટ હોય છે. આ વર્ગમાંથી બાહોશ ડાક્ટરોને આઈ. એમ. એસ. અમલદારો માટે રાખેલી જગ્યાઓમાંથી થોડી આપવામાં આવે છે. તેઓ ઇસ્પિતાલોમાં સર્જનના હાથ નીચે અને નાની ઇસ્પિતાલોમાં સ્વતંત્ર રીતે કામ કરે છે. તેઓનો પગાર રૂ. ૧૨૫ થી ૮૦૦ સુધી શકે છે.

( ૨ ). સબોર્ડિનેટ સર્વિસનો બીજો વર્ગ હોસ્પિટલ આસિસ્ટંટો ( જેને સબ-આસિસ્ટન્ટ સર્જનનું નવું નામ આપવામાં આવ્યું છે )નો છે. તેઓ ઈલાકાની જુદી જુદી મોટી ઇસ્પિતાલોની સાથે જોડેલી મેડિકલ સ્કૂલમાંથી પસાર થયેલ વર્ગના હોય છે. આ સ્કૂલમાં અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી ગયેલા વિદ્યાર્થીઓ જઇ શકે છે, અને તેઓને વૈદ્યકીય વિષયોનું ઉતરતા પ્રકારનું જ્ઞાન આપવામાં આવે છે. આ વર્ગનો પગાર રૂ. ૩૦ થી ૧૦૦ સુધી વધી.શકે છે.

### ૭. જંગલ ખાતાંની નોકરી.

હિંદુસ્તાનના જંગલ ખાતાનો પાયો ઈ. સ. ૧૮૫૫ માં લૉર્ડ ડેલહાઉસીએ નાખ્યો. ત્યાર પહેલાં મુંબાઈ અને મદ્રાસ ઈલાકામાં જંગલ ખાતાંના અમલદારોની નીમણુંક થઇ હતી; પરંતુ જંગલોના સંબંધમાં સરકારે કાંઇપણ ધોરણ ઠરાવ્યું ન હતું. એ કામ લૉર્ડ ડેલહાઉસીએ ૧૮૫૫ માં કર્યું. તેણે એ ખાતું સ્થાપી જર્મનીથી આ ખાતાના વિદ્વાનોને બોલાવી તેમને તેનાં રીતસર ધારા ધોરણ ઘડવાનું કામ સોંપ્યું. ઇ. સ. ૧૮૬૪ માં ડાક્તર બ્રાન્ડિસ નામના જર્મન વિદ્વાન હિંદુસ્તાનના

જંગલ ખાતાના પહેલા ઇન્સ્પેકટર જનરલ તરીકે નીમાયા. એ જગ્યા ઉપર તેઓ ઓગણીશ વર્ષ રહ્યા અને તે સમય દરમિયાન તેમણે જંગલ ખાતું સ્થાપી તેના હાલના સ્વરૂપમાં ગોઠવ્યું.

વડી સરકારની સામાન્ય દેખરેખ નીચે જંગલખાતાની હકુમત પ્રાન્તિક સરકારોને સુપ્રત કરવામાં આવી છે. આ ખાતાનું કામ પ્રાન્તિક સરકારના તાબામાં રહી જુદા જુદા કોનસર્વેટર ઑફ ફૉરેસ્ટ નામના અમલદારો બજાવે છે. કોનસર્વેટરોની નીચે જુદાં જુદાં ડિવિઝન પાડવામાં આવે છે જે ઘણું ખરૂં વસુલાતી જીલ્લાઓના ધોરણ પ્રમાણેજ મુકરર થાય છે.

જંગલ ખાતાની નોકરીના બે વિભાગ પાડવામાં આવ્યા છેઃ– (૧.) હિંદી નોકરી (Imperial Forest Service) આ નોકરીના અમલદારો માટે હરિફાઇની પરીક્ષા વિલાયતમાં લેવાય છે; તેમાં પસાર થયા પછી કૂપર્સ હિલમાં આવેલી રોયલ એન્જીનીયરીં કોલેજમાં ત્રણ વરસ અભ્યાસ કરવો પડે છે. તથા એ ત્રણ વરસમાં યુરોપ દેશનાં મોટા જંગલોમાં થોડા માસ વસવાટ કરી રહેવું પડે છે. પરંતુ ઇ. સ. ૧૯૦૬ ના અંતમાં આ કોલેજ બંધ કરવામાં આવી અને ત્યારથી જંગલ ખાતામાં દાખલ થવાની પરીક્ષા સિવિલ સર્વિસ કમિશનરો લે છે, અને આ પરિક્ષામા પાસ થનારને પછીનાં બે વર્ષ ઓકસફર્ડની યુનિવર્સીટીમાં અને એક વર્ષ યુરોપ ખંડમાં ગાળવું પડે છે. જેઓ આ બે વર્ષમાં સંતોષકારક રીતે અભ્યાસ કરે છે, તેઓને યુનિવર્સિટી તરફથી ફોરેસ્ટ્રીનો ડિપ્લોમા આપવામાં આવે છે. તેઓએ વનસ્પતિશાસ્ત્ર અને પ્રાણી ધર્મ વિદ્યા (biology) ના વિષયોમાં ફર્સ્ટ ક્લાસ મેળવવો એવી આ-

શા રાખવામા આવે છે તેઓની પહેલી નીમણુંક હિંદી ફોરેસ્ટ ડિપાર્ટમેન્ટમા આસિસ્ટંટ કોન્સર્વેટર તરીકે કરવામાં આવે છે

[ ૨ ] જગલ ખાતાની પ્રાન્તિક નોકરીમા જેઓ દેહરાડુનની સરકારી જગલ ખાતાની સ્કૂલોમાથી ઉંચે નબરે પાસ થાય તેમને દાખલ કરવામા આવે છે આ ઉપરાત જગલ ખાતાની નીચલી નોકરી માટે મુબઈ સરકારે પુના એન્જીનીયરીંગ કોલેજમા આ વિષય શીખવવા માટે એક વર્ગ કહાડેલો છે હિદી જગલખાતાના અમલદારોએ હિદુસ્તાનનુ વનસ્પતિશાસ્ત્ર, જગલખાતાની માવજત અને કેલવણી, વગેરે વિષયો ઉપર પુસ્તકો તૈયાર ર્ક્યા છે જેમા શાસ્ત્રીય જ્ઞાનને હિદુસ્તાનની સ્થિતિને લાગુ પાડવાના પ્રયત્નો કરવામા આવ્યા છે

આને પરિણામે હિદુસ્તાનના જગલ ખાતામા ઘણી સારા શાસ્ત્રીય કેલવણી ઉપરાત પૂર્વ દેશના જગલો અને ત્યાની સામાન્ય સ્થિતિ સબધી એટલો બધો સામાન્ય અનુભવ મળી શકે છે કે એ અમલદારોની બીજા પૂર્વના દેશમા કિમત થવા માડી છે. કેપ કોલોની, યુગેન્ડા, સુદાન, નાઇજીરીઆ, અને સિયામમા હિદી જગલખાતાના અમલદારો હિદુસ્તાનના જગલોમા શીખેલા પાઠ કામે લગાડે છે. તે ઉપરાત ફ્રાન્સ, જર્મની અને જાપાનના જગલ ખાતાના અમલદારો હિદુસ્તાનના જગલોની મુલાકાત લઇ તેમાથી શિક્ષણ મેળવવુ આવશ્યક ગણુવા લાગ્યા છે

આ ઉપરાત કેલવણી ખાતાની, પોલિસ ખાતાની વગેરે નોકરીની વિગતો તે તે પ્રકરણમા આપવામા આવી છે

છેવટે હિંદી નોકરીમાં મોટા હોદ્દેદાર અમલદારોના પગારનું પત્રક આપવામાં આવે છેઃ—

| અમલદારનો હુદ્દો. | વાર્ષિક પગાર. | તૈયારી કરવાનું તથા મુસાફરીનું ખર્ચ + |
|---|---|---|
| | પાઉન્ડ | પાઉન્ડ. |
| સેક્રેટરી આફ્ સ્ટેટ ફૉર ઇન્ડિયા.... | ૫૦૦૦ | .... |
| અન્ડર સેક્રેટરી ઑફ્ સ્ટેટ. (પાર્લામેન્ટરી) ... ... | ૧૫૦૦ | .... |
| ,, , ,, (કાયમી) .. | ૧૫૦૦ | .... |
| મેમ્બર ઑફ્ ઇન્ડિયા કાઉન્સીલ (દરેક) .... .... | ૧૨૦૦ | .... |
| | રૂપિઆ. | |
| વાઇસરૉય તથા ગવર્નર-જનરલ. | ૨,૫૬,૦૦૦ | ૩,૫૦૦ |
| મુંબાઇ, મદ્રાસ અને કલકત્તાના (ગવર્નર) .... ... | ૧,૨૮,૦૦૦ | ૧,૦૦૦ |
| કમાન્ડર-ઇન-ચીફ્... ... .... | ૧,૦૦,૦૦૦ | ૫૦૦ |
| પંજાબ તથા બિહાર ઓરિસાના ગવનર. .... .... | ૧,૦૦,૦૦૦ | .... |

+ જે અમલદારની જે વખતે નિમણુક થાય તે વખતે તે જો યુરોપમાં હોય તોજ તેને આ ખર્ચ મળી શકે છે.

| | | |
|---|---|---|
| મધ્ય પ્રાન્તોના ગવર્નર .... .... | ૭૨,૦૦૦ | .... |
| ગવર્નર જનરલની કાઉન્સીલના મેમ્બરો | ૮૦,૦૦૦ | ૩૦૦ |
| મદ્રાસ મુંબાઇ બંગાળા તથા યુનાઇટેડ પ્રોવિન્સસના ગવર્નરની કાઉન્સીલના મેમ્બરો .... | ૬૪,૦૦૦ | .... |
| પંજાબ, બિહાર અને આરિસાના ગવર્નરની કાઉન્સિલના સભાસદો | ૬૦૦૦૦ | ૩૦૦ |
| મધ્ય પ્રાન્તોના ગવર્નરની કાઉન્સિલના સભાસદો | ૪૮૦૦૦ | ,, |
| આસામના ગવર્નરની કાઉન્સિલના સભાસદો .... ... | ૪૨૦૦૦ | ,, |
| કલકત્તાના ચીફ જસ્ટીસ .... | ૭૨૦૦૦ | ,, |
| ,, બીજા ન્યાયાધીશો .... | ૪૮૦૦૦ | ,, |
| મદ્રાસના ચીફ જસ્ટીસ .... | ૬૦૦૦૦ | ,, |
| ,, બીજા ન્યાયાધીશો .... | ૪૮૦૦૦ | ,, |
| મુંબાઈના ચીફ જસ્ટીસ .... | ૬૦૦૦૦ | ,, |
| ,, બીજા ન્યાયાધીશો .... | ૪૮૦૦૦ | ,, |
| કલકત્તાના બીશપ (ધર્માધ્યક્ષ).... | ૪૫૯૭૭ | ,, |
| મુંબાઇ અને મદ્રાસના બીશપ ... | ૨૫૬૦૦ | ,, |

છેવટે હિંદી નોકરીમાં મોટા હોદ્દેદાર અમલદારોના પગારનું પત્રક આપવામાં આવે છેઃ—

| અમલદારનો હુદ્દો. | વાર્ષિક પગાર. | તૈયારી કરવાનું તથા મુસાફરીનું ખર્ચ + |
|---|---|---|
| | પાઉન્ડ | પાઉન્ડ. |
| સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇન્ડિયા.... | ૫૦૦૦ | .... |
| અન્ડર સેક્રેટરી ઑફ સ્ટેટ. ( પાર્લામેન્ટરી ) ... ... | ૧૫૦૦ | .... |
| ,, , ,, ( કાયમી ) .. | ૧૫૦૦ | .... |
| મેમ્બર ઑફ ઇન્ડિયા કાઉન્સીલ ( દરેક ) .... .... | ૧૨૦૦ | .... |
| | રૂપિઆ. | |
| વાઇસરૉય તથા ગવર્નર–જનરલ. | ૨,૫૬,૦૦૦ | ૩,૫૦૦ |
| મુંબાઇ, મદ્રાસ અને કલકત્તાના ( ગવર્નર ) .... ... | ૧,૨૮,૦૦૦ | ૧,૦૦૦ |
| કમાન્ડર-ઇન-ચીફ... ... .... | ૧,૦૦,૦૦૦ | ૫૦૦ |
| પંજાબ તથા બિહાર ઓરિસાના ગવનર. .... .... | ૧,૦૦,૦૦૦ | .... |

+ જે અમલદારની જે વખતે નિમણુક થાય તે વખતે તે જો યુરોપમાં હોય તોજ તેને આ ખર્ચ મળી શકે છે.

| | | |
|---|---|---|
| મધ્ય પ્રાન્તોના ગવર્નર .... .... | ૭૨,૦૦૦ | .... |
| ગવર્નર જનરલની કાઉન્સીલના મેમ્બરો | ૮૦,૦૦૦ | ૩૦૦ |
| મદ્રાસ મુંબાઇ બંગાળા તથા યુનાઇટેડ પ્રોવિન્સસના ગવર્નરની કાઉન્સીલના મેમ્બરો .... | ૬૪,૦૦૦ | .... |
| પંજાબ, બિહાર અને આરિસાના ગવર્નરની કાઉન્સિલના સભાસદો | ૬૦૦૦૦ | ૩૦૦ |
| મધ્ય પ્રાન્તોના ગવર્નરની કાઉન્સિલના સભાસદો | ૪૮૦૦૦ | ,, |
| આસામના ગવર્નરની કાઉન્સિલના સભાસદો .... ... | ૪૨૦૦૦ | ,, |
| કલકત્તાના ચીફ જસ્ટીસ .... | ૭૨૦૦૦ | ,, |
| ,, બીજા ન્યાયાધીશો .... | ૪૮૦૦૦ | ,, |
| મદ્રાસના ચીફ જસ્ટીસ .... | ૬૦૦૦૦ | ,, |
| ,, બીજા ન્યાયાધીશો .... | ૪૮૦૦૦ | ,, |
| મુંબાઈના ચીફ જસ્ટીસ .... | ૬૦૦૦૦ | ,, |
| ,, બીજા ન્યાયાધીશો .... | ૪૮૦૦૦ | ,, |
| કલકત્તાના બીશપ (ધર્માધ્યક્ષ).... | ૪૫૯૭૭ | ,, |
| મુંબાઇ અને મદ્રાસના બીશપ ... | ૨૫૬૦૦ | ,, |

# પ્રકરણ ૧૫ મું.

## હિન્દુસ્તાનની બીજા સુધરેલા દેશો સાથે સરખામણીના કેટલાક જાણવા યોગ્ય આંકડા.

(સર એમ. વિશ્વેશરાયાના પુસ્તક ઉપરથી)

૧. બ્રિટિશ હિંદની વસતિ ઇ. સ. ૧૯૧૧ ના આંકડા.
૨૪,૪૨,૬૭,૫૪૨

દેશીરાજ્યોની વસતિ ૭,૦૮.૮૮,૮૫૪

૨. બ્રિટિશ હિન્દનો વિસ્તારઃ ૧૦,૯૩,૦૭૪ ચોરસ માઇલ.
દેશી રાજ્યોનો વિસ્તારઃ ૭,૦૯,૫૮૩ ચોરસ માઇલ.

૩. દર ચોરસ માઇલે સરેરાસ વસતિનું પ્રમાણઃ

| | |
|---|---|
| હિન્દુસ્તાન | ૧૭૫ |
| બ્રિટીશ હિન્દ | ૩૨૩ |
| દેશીરાજ્યો | ૧૦૦ |
| યુનાઇટેડ કિંગડમ | ૩૭૪ |
| જાપાન | ૩૫૬ |
| યુનાઇ ટેડસ્ટેટસ | ૩૧ |

આ પ્રમાણે જોકે વસતિનું પ્રમાણ દર ચોરસ માઇલે ૧૭૫ જ આવે છે છતાં મદ્રાસ ઇલાકાના કેટલાક ભાગમા વસતિનું પ્રમાણ દર ચોરસ માઇલે ૧૪૮૮ બંગાળામાં ૧૧૬૨, બિહાર અને સંયુક્ત પ્રાન્તોમાં ૮૮૨ જેટલું આવે છે. હિંદબહારના મુલકોમાં ગીરમિટ કે બીજી જાતના વખત કરી મજુરી માટે જનારા હિંદીઓનો મોટો ભાગ ઉપલા પ્રાન્તોના રહેવાસીઓનો બનેલો છે તે આથી સહજ સમજાશે.

૪. સરેરાશ મૃત્યુ પ્રમાણઃ છેલ્લાં દશ વર્ષનું દર હજારે

| | |
|---|---|
| હિંદ | ૩૧.૮ |
| જાપાન | ૨૧.૯ |

| | |
|---|---|
| કેનડા | ૧૫.૧૨ |
| યુનાઇટેડ કિંગ્ડમ | ૧૪.૬ |
| યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરિકા | ૧૪.૦૦ |
| ઓસ્ટ્રેલીઆ | ૧૦.૫ |

૫. સરેરાશ જન્મ પ્રમાણ:

| | |
|---|---|
| હિન્દુસ્તાન | ૩૮.૨ |
| જાપાન | ૩૪.૨ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૩૧.૨ |
| કેનડા | ૨૭.૮ |
| ઓસ્ટ્રેલિયા | ૩૭.૭ |
| યુનાઇટેડ કિંગ્ડમ | ૨૧.૧ |

ધાર્મિક અને સામાજીક રીતિરિવાજને લઇને હિંદમાં બાળ લગ્ન પ્રવર્તે છે અને તેના પરિણામમાં સરેરાશ જન્મનું પ્રમાણ એટલું બધું મોટું છે કે ઘણા મોટા મૃત્યુનાપ્રમાણ છતાં પણ એકંદર વસતિમા વધારો થતો જાય છે. એટલે જો નવા ઉદ્યોગો દાખલ કરવામાં આવે અને દેશની વધારાની વસતિ માટે પરદેશમાં સગવડ કરવામાં આવે તો આ વધારો આશિર્વાદ રૂપ થઇ પડે.

૬. સાક્ષરતાનું પ્રમાણ:

| | |
|---|---|
| હિન્દુસ્તાન | ૫.૮ |
| જાપાન | ૯૫ |
| યુનાઇટેડ કિંગ્ડમ | ૯૪ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૯૦ |

૭. પ્રાથમિક કેલવણી:

| | |
|---|---|
| નિશાળોની સંખ્યા | ૧,૪૨,૨૦૩ |
| છોકરાઓ | ૫૧૮૮૪૧૧ |
| વિદ્યાર્થીઓની સંખ્યા | ૫૮,૧૮,૭૩૦ |
| છોકરીઓ | ૬૩૦૭૧૯ |

વસતિના પંદરટકા નિશાળે જવા લાયક ઉંમરના ગણાય છે તે ધોરણે નિશાળે જવા લાયક ઉંમર ધરાવનાર છોકરાઓની સંખ્યા ૧,૮૭,૩૧,૦૫૪

,, ,, છોકરીઓની ,, ૧,૭૪,૦૯,૮૭૭

નિશાળે જનાર છોકરાઓની કુલ સંખ્યા : ૬૬,૨૧,૫૨૭

,, છોકરીઓની ,, ૧૭,૩૦,૪૧૯

આનો અર્થ એ થાય છે કે નિશાળે જવાની ઉંમર લાયકના દર ત્રણ છોકરે એક છોકરો અને દર ૫ દર છોકરીએ એક છોકરી નિશાળે જાય છે.

૮. કેળવણી ઉપરનું ખર્ચ : વસતિના માથા દીઠ દર વર્ષે

| | |
|---|---|
| હિન્દુસ્તાન | રૂ. ૦–૭–૦ |
| યુનાઇટેડ કિંગ્ડમ | રૂ. ૩૮–૦–૦ |
| કેનેડા | રૂ. ૧૦૪–૦–૦ |
| જાપાન | રૂ. ૧૩–૦–૦ |
| યુનાઇટેડ સ્ટેટસ | રૂ. ૧૧૪–૦–૦ |

૯. વર્ત્તમાન પત્રો અને માસિકો.—વસતિના દર દસ લાખ માણસોએ

| | |
|---|---|
| હિન્દુસ્તાન | ૧૨ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૨૨૫ |
| યુનાઇટેડ કિંગ્ડમ | ૧૯૦ |
| જાપાન | ૫૦ |

૧૦. ( અ ) લશ્કર અને ( બ ) લશ્કરી ખર્ચ

( અ ) સામાન્ય રીતે હિંદી સૈન્યમાં ૭૦૦૦૦ બ્રિટિશ અને ૧,૪૦,૦૦૦ હિંદી સૈનિકો રાખવામાં આવે છે. તેમાં પણ હિંદી સૈન્યના અમલદારો બ્રિટિશ હોય છે. આ પ્રમાણે શાંતિના સમયમાં હિન્દના સૈન્યની સંખ્યા ૨,૧૦,૦૦૦ ની મુકરર કરવામાં આવી છે. છેલ્લા મહાન યુરોપીય વિગ્રહમાં જે બ્રિટિશ લશ્કર જોડાયું હતું તે નીચે પ્રમાણેનું બન્યું હતું.

| | |
|---|---|
| યુનાઇટેડ કિંગ્ડમમાં ઉભું કરેલ સૈન્ય | : ૭૫ ટકા |
| શહેનશાહતનાં સંસ્થાનોએ ઉભું કરેલ | : ૧૨ ટકા |
| હિંદી લશ્કર | : ૧૩ ટકા |

| ( બ ) લશ્કરી ખર્ચ. ( મિલિયન પાઉન્ડ) | | | નૌકાખર્ચ. |
|---|---|---|---|
| હિન્દુસ્તાન ( યુદ્ધ પહેલાં ) | | ૨૧ | .... |
| ,, ( યુદ્ધ પછી ) | | ૪૦ | ... |
| યુનાઇટેડ સ્ટેટ્સ | | ૩૦ | ૨૭ |
| યુનાઇટેડ કિંગ્ડમ | ,, | ૨૮ | ૪૪ |
| જાપાન* | ,, | ૭.૬૯ | ૫.૪ |
| ઓસ્ટ્રેલિયા* | ,, | . ૨.૫ | — |
| કેનેડા* | ,, | ૧.૫ | — |

** એટલે કે હિન્દુસ્તાન પરતંત્ર મુલક છે છતાં અને તેની ત્રણ બાજુએ સમુદ્ર આવેલ છે, ચોથી બાજુએ લગભગ દુર્ભેદ્ય પર્વતોની હાર છે; છતાં દેશના રક્ષણ માટે શાંતિના સમયમાં પણ જાપાની શહેનશાહતના ખર્ચ કરતાં બમણા કરતાં વધુ ખર્ચ કરવામાં આવે છે.

* ઇ. સ. ૧૯૧૩ ની સાલના આંકડા.

## ૧૧. ટપાલ અને તાર ખાતું:

ઇ. સ. ૧૯૧૭–૧૮ માં પોસ્ટ ઓફીસની સંખ્યા ૧૯૪૧૦ ની હતી અને તેની મારફત રવાના કરવામાં આવેલ કાગળો, પાર્સલો, ન્યુસપેપરો વગેરેની સંખ્યા ૧,૬૪૭,૯૨૨,૭૬૮ હતી. આ સંખ્યાને દેશની વસ્તિથી ભાંગીએ અને તે સંખ્યાને બીજા દેશો સાથે સરખાવતાં નીચે પ્રમાણે સરખામણી. થાય છે.

| | |
|---|---|
| હિન્દ | ૩.૬ |
| ઓસ્ટ્રેલિયા | ૧૪૭ |
| યુનાઇટેડ કિંગ્ડમ | ૧૨૩ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૧૩૬ |
| જાપાન | ૩૪ |

તાર ખાતું:

દર સો રહેવાશીઓએ તારની સંખ્યા

| | |
|---|---|
| યુનાઇટેડ કિંગ્ડમ | ૧૯૮ |
| કેનેડા | ૧૫૪ |
| જાપાન | ૭૩ |
| હિંદ | ૬.૩ |

સુધરેલા દેશોમાં વ્યાપારના કામમાં દરરોજના ઉપયોગ માટે ટેલીફોનની મોટી વપરાશ છે. છેલ્લા આંકડા મુજબ વસતિના દર દસહજાર માણસોએ નીચે પ્રમાણે સરેરાશ આવે છે.

| | | | |
|---|---|---|---|
| ચિકાગો શહેર | ૧૯૫૦ | સિડની | ૪૮૦ |
| ન્યુયોર્ક શહેર | ૧૧૭૦ | લંડન | ૩૯૦ |
| મોન્ટ્રીલ | ૮૦૦ | ટોકીઓ | ૨૦૦ |
| | | મુંબઇ | ૪૦ |
| | | કલકત્તા | ૩૦ |

**૧૨. સરેરાશ પેદાશઃ** વસતિના માથા દીઠ.

| | | |
|---|---|---|
| હિંદમાં | રૂ. ૩૬ ( આ આંકડો અનુમાનિક છે. ) | |
| યુનાઇટેડ સ્ટેટસ. | ૧. ખેતીવાડીની ઉપજ | ૪૦ પૌંડ |
| | ૨. ઉદ્યોગમાં જોડાયેલાની | ૪૬ પૌંડ |
| કેનેડા | ૧. ખેતીવાડીની ઉપજ | ૨૯ પૌંડ |
| | ૨. ઉદ્યોગમાં | ૭૨ પૌંડ |

**૧૩.** માલ અને કીમતી વસ્તુઓની આયાતઃ વસતિના માથા દીઠ

| | | |
|---|---|---|
| હિંદુસ્તાન | ૦.૯ | પૌંડ |
| કેનેડા | ૬૨.૬ | ,, |
| યુનાઇટેડ કિંગ્ડમ | ૪૦ | ,, |
| ઓસ્ટ્રેલિયા | ૩૭.૨ | ,, |
| યુનાઇટેડ સ્ટેટસ | ૧૭ | ,, |
| જાપાન | ૬.૪ | ,, |

**૧૪. રેલવેઃ** વસતિના દર દશ લાખ માણસો દીઠ

| | | |
|---|---|---|
| હિંદુસ્તાન | ૧૧૫ | માઇલ |
| ઓસ્ટ્રેલિયા | ૪૯૫૫ | માઇલ |
| કેનેડા | ૪૮૨૫ | માઇલ |

| | | |
|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટસ | ૨૫૩૬ | માઇલ |
| યુનાઇટેડ કિંગ્ડમ | ૫૧૫ | માઇલ |

૧૫. **સરાફી પેઢીઓ:** ( બેન્કો ) ની સંખ્યા.

| | |
|---|---|
| હિંદુસ્તાન | ૩૬૯ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૨૮,૯૧૩ |
| યુનાઇટેડ કિંગ્ડમ ( ૧૯૧૮ ) | ૯૩૫૭ |
| જાપાન ( ૧૯૧૬ ) | ૫૮૭૪ |
| કેનેડા | ૩૩૨૭ |

એ પેઢીઓમાં થાપણ નીચે મુજબ હતી:—

| | | | |
|---|---|---|---|
| હિંદુસ્તાન | ૨૩ | મિલિયન | પાઉન્ડ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૪૮૨ | ,, | ,, |
| યુનાઇટેડ કિંગ્ડમ | ૪૮૮ | ,, | ,, |
| જાપાન | ૬૭ | ,, | ,, |
| કેનેડા | ૨૩ | ,, | ,, |

ડિપોઝિટ ( એ પેઢીઓમાં પ્રજાએ વ્યાજુ મુકેલ રકમ ):—

| | | | |
|---|---|---|---|
| હિંદુસ્તાન | ૧૧૮ | મિલિયન | પાઉન્ડ |
| યુનાઇટેટ સ્ટેટસ | ૫૬૬૭ | ,, | ,, |
| યુનાઇટેડ કિંગ્ડમ | ૨૩૫૫ | ,, | ,, |
| જાપાન | ૪૯૪ | ,, | ,, |
| કેનેડા | ૩૨૪ | ,, | ,, |

૧૬. **દેશની મુડી:** એટલે જમીન, મકાનો, ફરનીચર, સોનું, રૂપું, જાનવરો, કારખાનાં અને બીજી ઇસ્કામતોની કીંમત ગણિએ તો લડાઇ પહેલાંના વર્ષમાં દર માણસ દીઠ નીચે પ્રમાણે દર આવે છે:—

| | | |
|---|---|---|
| બ્રિટિશ હિંદુસ્તાન | ૧૪ | પાઉન્ડ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૩૯૧ | ,, |
| યુનાઇટેડ કિંગ્ડમ | ૩૨૦ | ,, |
| ઓસ્ટ્રેલિયા | ૨૬૨ | ,, |
| કેનેડા | ૨૬૯ | ,, |
| જાપાન | ૫૨ | ,, |

૧૭. પોસ્ટલ સેવિંગ બેન્કમાં પ્રજાએ મુકેલાં નાણાં:—

વસતિના દરેક જણ દીઠ.

| | | | |
|---|---|---|---|
| હિંદુસ્તાન | રૂ. | ૦·૬ | એટલે લગભગ ૦–૧૦–૭. |
| યુનાઇટેડ કિંગ્ડમ | રૂ. | ૭૭·૩ | |
| કેનેડા | રૂ. | ૧૪·૮૫ | |
| યુનાઇટેડ સ્ટેટસ | રૂ. | ૩·૭૮ | |
| જાપાન | રૂ. | ૮·૦૪ | |

---

## પ્રકરણ ૧૬ મું.

### ઉપસંહાર

૧. હિંદની રાજ્ય પદ્ધતિનાં જુદા જુદા અંગોનાં મુળ–૨. હિંદની સ્થીતિ–૩ રાષ્ટ્રીયતાની ભાવના–યૂરોપના ઇતીહાસનું દિગ્દર્શન–૪. રાષ્ટ્રીયતાના અંગો–કુદરતી અંગો–એક જાતિ–એક ભાષા–એક ધર્મ–એક ન્યાય–એક દેશ; કૃત્રિમ અંગો–૫. પાશ્ચિમાત્ય કેળવણી–૬. નિયમને આધિન અમલ–સત્તાની વહેં.

ચણી, તેનાં પરિણામ —૭. જાહેર ચર્ચા-બ્રીટીશ અમલમાં તેનું સ્થાન-હિંદી સવાલોની ઇંગ્લેન્ડમાં ચર્ચા-હિંદી ચર્ચાનાં સાધનો-સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ-વર્તમાનપત્રો-૮. ઉપકાર માળા.

૧. ઐતિહાસીક સમાલોચનાના પ્રકરણમાં આપણે જોઇ ગયા છીએ કે બ્રિટિશ પ્રજાનું હિંદ આવવાનું મૂળ કારણ કંઇ, આ દેશની પ્રજાની નૈતિક કે આર્થિક સ્થિતિ સુધારવાનું નહતું. પૉર્ચુગીઝ પ્રજાનો હેતુ વ્યાપાર ઉપરાંત ખ્રીસ્તી ધર્મનો ફેલાવો એ પણ હતો પણ બ્રિટીશ પ્રજાનો હેતુ તો માત્ર વેપાર હતો; છતાં આપણે જોઇ ગયા તેમ સંજોગોના પરિબળથી પોતાના વ્યાપારની સ્થિરતા અને વૃદ્ધિને માટેજ તેઓને રાજ્ય કારભારમાં ભાગ લેવો પડયો હતો. તેઓએ પોતાના બીજા યુરોપીઅન હરીફોને હાંકી કાઢયા, દેશની નિર્માલ્ય રાજસત્તાઓને નાબુદ કરી. કોઈ વંશને ગાદી આપી; કોઈને ગાદીએથી ઉઠાડી મૂકયા; એ બધાનું કારણ એજ સંજોગનું પરિબળ હતું. દીવસે દીવસે તેઓના અમલની મર્યાદા વધારેને વધારે વિસ્તૃત થતી ગઈ, કારણ દરેક નવી જીતથી નવા સવાલો ઉત્પન્ન થતા ગયા, અને તેમની સરહદ ઉપર નવા ભયો દેખાવા લાગ્યા; એ પ્રમાણે એક પગલા પછી બીજું પગલું, કાળ બળે અને સ્થિતિ બળે ભરવાની તેમને ફરજ પડી. દેશની અંદર કેળવણીની પદ્ધતિ તેમણે રચી, દેશના વહીવટમાં ભણેલા દેશીઓની મદદ-ની જરૂર હતી તે માટે; તેમજ અભણ ઝનૂની પ્રજા કરતાં ભણેલી વિવેકી પ્રજા પોતાના રાજ વહીવટના સિદ્ધાંતો અને ઉદ્દેશો સમજતી થાય તથા પોતા તરફ સહાનુભૂતિવાળી થાય તે માટે. ઘણી નહાની નહાની કારોબારી (Executive) જગ્યાઓ

માટે દેશીઓને તેઓએ કેળવ્યા, કારણ પોતાના અમલની વિવૃદ્ધિ દેશીઓની મદદ વગર થાય તેમ નહતું; તેઓએ હિંદી લશ્કરોને યૂરોપીય ઢબે લડતાં શીખવ્યું તે બ્રિટિશ મુલકોના રક્ષણ માટે પૂરતું યુરપિય લશ્કર અહીં બોલાવીને રાખવું અશક્ય હતું તે કારણથી.* ટુંકામાં, અંગ્રેજ સત્તા હિંદમાં જામી તે સાથે લાંબા વખતની અંધાધુંધિનો અંત આવ્યો, દેશમાં સ્થાયી વ્યવસ્થાયુક્ત અમલ ચાલવા માંડયો; એ અમલ કરવા માટે ઘણા દેશીઓનો સરકારી નોકરીમાં સમાવેશ થવા માંડયો, કેળવણીનાં ધોરણો રચાઇ તે પ્રમાણે જમાનાને અનુસરતું શિક્ષણ અપાવા માંડયું, યુરપીય ઢબ ઉપર લશ્કરની તાલીમ અને યોજના રચાઇ અને આ પ્રમાણેનાં બ્રિટિશ રાજ્યે હિંદના અમલ માટે લીધેલાં જુદાં જુદાં પગલાં વિવેકી અને દૂરઅંદેશ સ્વાર્થ દષ્ટિ તથા ઐતિહાસિક જરૂરીયાતને આભારી છે.

૨. તે સાથે સાથે એ પણ સ્પષ્ટ છે કે આ દેશમા અંગ્રેજી અમલ સ્થપાયાની સાથે બ્રિટિશ રાજ્ય પદ્ધતિનાં સૂત્રો આ દેશને પણ લાગુ પાડવામા આવ્યા છે, તે સૂત્રોને લીધે અંગ્રેજી અમલ અત્યારે દેશમા ઊંડા મૂળ નાખી બેઠો છે અને તેની ગમે તેવી ખામીઓ છતાં પણ દરેક વિચારવાન હિંદી સ્વીકારે છે કે હિંદનો ઇતિહાસ અને હિંદી પ્રજાના ગુણદોષ જોતાં બીજો

---

* India and the Durbar, a reprint of Indian articles in the 'Empire Day' Edition of the Times (London), 24th May 1911, pp. 53–54.

કોઈ પણ અમલ હિંદ માટે અત્યારે શકય નથી. બલકે, મહાદેવ ગોવિન્દ રાનડે અને ગોવર્ધનરામ ત્રિપાઠી જેવા વિચારવંત હિંદીઓ તો હિંદમાં બ્રિટિશ પ્રજાના આગમનને એક ઈશ્વરી નિર્માણ ( divine dispensation) તરીકે સમજે છે* " હિંદ એક મોટો ખંડ છે, જેમાં આખી પ્રજા એકજ હિંદમૈયાના સંતાન છીએ એવી રાષ્ટ્રીયતાની ભાવના હસ્તી ધરાવતી નહુતી. ઘણા સૈકાઓથી તે પરદેશીઓના દોર નીચે અથવા અવ્યવસ્થામાંજ રહેલ છે; પરદેશી વિજેતાઓએ તેના વિશાળ પ્રદેશોના જુદા જુદા વિભાગો પાડયા છે. વળી હિંદી પ્રજામાં એશીયાખંડમાં પણ બીજે કયાંય નથી એટલી બધી જ્ઞાતિઓ છે."+ એ જ્ઞાતિઓનું બંધારણ મળ આર્યોની જુની વર્ણ વ્યવસ્થાની ભાવનાપર રચાયલું છે. એ વર્ણ વ્યવસ્થાને મળતું સામાજિક બંધારણ મધ્યકાલીન યૂરપમાં પણ હતું. પરંતુ ત્યાં ધીમે ધીમે એ વ્યવસ્થા તુટતી ગઈ, અને તેને સ્થાને રાષ્ટ્રીયતાની ભાવના દૃઢ થતી ગઈ. હિંદમાં એથી વિરૂદ્ધ એ સંસ્થા દૃઢ થઈ એટલુંજ નહિ. પણ થોડી મુખ્ય વર્ણોમાંથી અત્યારે ૨,૩૦૦ નાની નાની જ્ઞાતિઓ બંધાઈ છે. આ જ્ઞાતિ વિભાગનું પ્રબળ એટલું બધું હતું અને હિંદી પ્રજાનો મોટો ભાગ રાજ્યકાર્યથી વિમુખ એટલો તો થઇ ગયેલો હતો, કે તેમાંથી રાષ્ટ્રીયતાની ભાવના ઉદ્ભવ પામી જ નથી. ઐતિહાસિક સમયમાં મરાઠા અને શિખ

* જુઓ પરિશિષ્ટ આંક ૧. તથા સરસ્વતિ ચંદ્ર ભાગ ૩, મણીરાજનું સ્વપ્ન પૃ. ૩૨૫-૩૨૮.

+ The peoples and problems of India, by Sir T. W. Holderness, p. 157,

પ્રજાએ સ્વતંત્રના મેળવેલી તેમાં પણ રાષ્ટ્રીયતાની ભાવના કરતાં ધાર્મિકતાના અંશ વધારે હતા. એટલે રાષ્ટ્રીયતાની ખરી ભાવના ( idea of nationality ) હિંદને અંગ્રેજી રાજ્યે અને અંગ્રેજી કેળવણીએજ આપી એમ બેધડક કહી શકાય.

૩. ખુદ યૂરપમાં પણ એ ભાવના સોળમા સૈકામાં ઉદ્ભવી; પણ તેનું પ્રબળ ઓગણીસમી સદીમાંજ દઢ રૂપે સ્થાપિત થયું છે. ત્યાર પહેલાં રાજ્ય એટલે રાજાના તાબાનો મુલક એ અર્થ થતો; અને રાજ્યનું કામ એટલે રાજાની મરજી સંપાદન કરવી એ અર્થ સમજાતો. એ અર્થમાં ફ્રાન્સના ચૌદમા લુઇએ કહેલું ( L'etat eest moi, I am the state) “રાજ્ય એટલે હું રાજા.” ઉપરાંત વળી રાજા અને પ્રજાનાં હિત પરસ્પર વિરોધી છે, અને રાજાની મરજી સંપાદન કરવામાં પ્રજા હિતની વિરૂદ્ધ આચરણ કરવુંજ પડે; અને પ્રજાને લાભ કરવામાં રાજાના સ્વાર્થની હાની થાયજ એ સૂત્ર રૂપે મનાતું હતું. આપણા દેશમાં પણ જમાનાઓ સુધી એજ સૂત્ર મનાતું આવ્યું છે અને એ સૂત્રને નીચેના શ્લોકમાં મૂર્તિમાન કરવામાં આવ્યું છે:—

नरपतिहितकर्त्ता द्वेष्यतां याति लोके
जनपदहितकर्त्ता त्यज्यते पार्थिवेन्द्रैः ।
इतिमहति विरोधे वर्त्तमाने समाने
नृपतिजनपदानां दुर्लभः कार्यकर्त्ता ॥

આ પ્રમાણે નરપતિ અને જનપદનાં હિતનો વિરોધ મહાન ગણાતો હતો.

પરંતુ ઇ. સ. ૧૭૮૯ ના ફ્રેંચ રાજ્ય વિપર્યયને અંતે નેપોલિયન બોનાપાર્ટે ફ્રાન્સના શહેનશાહનુ પદ ધારણ કરી પોતાના વિજયી સૈન્યની મદદથી સ્પેન, ઇટલી વગેરે દેશોમા પોતાના ભાઇઓની રાજ્ય ગાદી સ્થાપવાના મિથ્યા પ્રયત્નો કર્યા, અને ઇગ્લાંડ સિવાય આખા યૂરપના બધા દેશોને જીતી તેઓને પોતાને તાબે રાખવના પ્રયત્નો પર પ્રયત્નો કર્યા; પરંતુ છેવટે દરેક દેશ પોતપોતાનું સ્વતંત્ર જીવન પોતપોતાની રાજ્યપદ્ધતિ અનુસાર ચલાવવા શકિતમાન થયો છે; આ ઇતિહાસના શિક્ષણ નીચે જર્મની, ઇટલી વગેરે યૂરપના રાજ્યોમા રાષ્ટ્રીયતાની ભાવના સ્ફુરી અને એ ભાવનાને બળે આજે યૂરપના નહાનાં નહાના નબળા રાજ્યો પણ નિશ્ચિંતતાથી પોતાપોતાની પ્રજાની ઉન્નતિના શાન્તિમય ઉપાયો યોજવામા ગુ થાઇ ગયા છે.× સ્પેન, પોર્ટુગલ, સ્વિટ્ઝર્લેન્ડ, ડેનમાર્ક, બાલકનની ખીણના રાજ્યો જેવા કે સર્વિઆ, રોમાનીઆ, બલગેરીઆ એ બધાંની સલામતિ એ રાષ્ટ્રીયતાની ભાવના ઉપર આધાર રાખે છે

× કેટલો યુરોપીય મહાવિગ્રહ એ નિશ્ચિંતતાના ભંગને લીધે શરુ થયો હતો અને તેના પરિણામરૂપે પોલાડ, હંગરી, ચેકોસ્લોવાકીઆ, જુગો-સ્લોવાકીયા વગેરે પ્રજાઓએ પોતપોતાના સ્વતંત્ર રાષ્ટ્રો સ્થાપ્યા છે એ ઉપરના રાષ્ટ્રીયતાના સિદ્ધાંતને પોષક છે ખરેખર એ યુદ્ધના એક કારણ તરીકે આગળ ધરવામા આવેલ સૂત્ર To make the world safe for democracy એ આ રાષ્ટ્રીયતાના સિદ્ધાતનો પર્યાય માત્ર છે

૪. ત્યારે એ રાષ્ટ્રીયતાની ભાવના એટલે શું તે આપણે જરા તપાસીએ. મૂળમાં એ ભાવના એક જાતિ ઉપર આધાર રાખે છે; અને એકજાતિ [ =એકજ લોહીની પ્રજા ] ઉપરાંત એક ધર્મ, એક ભાષા, એક રાજ્યછત્ર અને એક દેશ એ એનાં ઉપકારક અંગ ગણાય છે. જમાનાઓ જતાં જાતિની એકતાની લાગણી નબળી થતી જાય છે, કારણ દેશમાં જુદે જુદે પ્રસંગે ચડી આવેલ જુદી જુદી જાતિઓના સહવાસ અને સંકર થાય છે+ ધર્મમાં વિભાગો પડવાથી જુદા જુદા પંથની પ્રજા એકજ રાજ્ય નીચે રહી શકે એ સંભવિત લાગે છે; અને પછી ધીમે ધીમે જુદા જુદા ધર્માનુયાયીઓ પણ એક રાજ્યછત્ર નીચે રહે એ બીના સહજ થાય છે. એ પ્રમાણે ધીમે ધીમે રાષ્ટ્રીયતા, એક દેશ નિવાસ, ભાષાનું ઐક્ય અને સ્વસ્થ પ્રગતિમાન જીવનની રક્ષા કરનાર રાજ્યસત્તાની એકતા, એટલામાં આવી રહે છે, અને તેને દેશના નામ સાથે જોડી દેવામાં આવે છે એટલે એ ભાવના માટેના આદરનું નામ સ્વદેશાભિમાન (Patriotism) યાને દેશભક્તિ પડે છે.

આ પ્રમાણે એક દેશમાં વસતા, એક ભાષા બોલતા, એક સરકારની આમન્યા પાળતા જનો પ્રજા (Nation) નું ઉપનામ પામે છે. એક બીજાની સાથે સહકારી ભાવથી વર્ત્તી, અન્ય પ્રજાઓ સાથે હરીફાઇ કરી પોતાનું પ્રજાકીય જીવન વધારેને વધારે ઉન્નત કરે છે. પ્રજાના અંતર્ગત સદ્ગુણોને

+ જુવો ઇંડિયન ઍન્ટિક્વરી ઇ. સ. ૧૯૧૨ જાન્યુ.-માર્ચના અંકમાં રા. રા. દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકરનો 'Foreign elements *in Indian Castes*' નો નિબંધ.

કેળવે છે,અને એકંદર રીતે પ્રજા દરેક રીતે સ્વાવલંબી અને સ્વતંત્ર રહી પોતાનું ચારિત્ર અને કાર્ય શક્તિ ઉચ્ચતર શ્રેણીએ ચડાવે છે.

હિંદના ઇતિહાસનું નિરીક્ષણ કરતાં આપણે જોઇએ છીએ કે એક હજાર વર્ષથી સ્વતંત્રતાની ભાવના નાશ પામી છે, દેશ પરદેશીઓને તાબે થયો છે, અને તે પણ દરેક પગલે આપણા દેશી રાજ્યોના કુસંપ અને પરસ્પરની ઇર્ષાને પરિણામે. રાજપૂતોના કુસંપ કલહોને પરિણામે મુસલમાન સત્તા હિંદમાં સ્થાપન થઇ, અને છેક મુગલ સમય સુધી પરદેશી રાજ્ય સત્તાના મોટા મદદગાર તરીકે હિંદુ સૈન્યો હતાં. મિસસ પોસ્ટન* રોમન શાસન નીચે બ્રિટનની જે સ્થિતિ વર્ણવે છે તે આ સમયના હિંદને આબાદ લાગુ પડે છે. "એક લડાયક શુરવીર જાત ધીમે ધીમે નિર્માલ્ય થતી ગઈ; તેણે પોતાના વિજેતાની તાબેદારી ખુશીથી ઉઠાવી, પોતાની અંદર અંદરના કુસંપને લીધે પોતાનું સ્વામિત્વ ગુમાવ્યું અને નિયમિત રીતે તેઓએ પોતાની ખંડણી ભરી." વળી મોગલ શહેનશાહતની પડતી પછી દેશમાં સર્વત્ર, અને તે શહેનશાહતના છેડા ઉપર તો તે અગાઉ પણ એટલી બધી અસ્વસ્થતા ને જાનમાલની સલામતીની ગેરહાજરી હતી કે કોઇ પણ જાતની શાન્તિની કળાઓને સ્ફુરણા મળતીજ નહિ. એ "રાવણનાં દશ માથાં જેવાં ફરતાં રાવણાં"માંથી બચાવી દીર્ઘકાળની શાન્તિનું ભાન દેશને બ્રિટિશ સત્તાએ આપ્યું છે.

---

* પરિશિષ્ટ ૨.

અને એ શાન્તિને પરિણામે વ્યાપાર, રોજગાર, હુન્નર, કળાની વૃદ્ધિ દેશમાં ઘણી ઝડપથી થતી નજરે આવે છે.

રાષ્ટ્રીયતાનું બીજું અંગ એક ભાષા. હિંદ એવડો મોટો વિશાળ દેશ છે કે તેમાં લગભગ ૩૮ જુદી જુદી ભાષાઓ બોલાય છે. પરંતુ અંગ્રેજી કેલવણીના પ્રસારથી દેશનો શિક્ષિત વર્ગ એક બીજાના વિચાર આપલે કરી શકવાની સ્થિતિમાં આવ્યો છે; દર વરસ નેશનલ કોંગ્રેસ, સંસાર સુધારા સમાજ, ઔદ્યોગિક સમાજ વગેરે મંડળોની બેઠકો થાય છે, જ્યાં દેશના જુદા જુદા ભાગના આગેવાનો એકઠા થઈ અંગ્રેજી ભાષાના યોગથી પોતાના વિચારોનાં આપલે કરી શકે છે; અને સામાન્ય કામકાજની યોજના કરી શકે છે. માત્ર અંગ્રેજી ભણેલાની સંખ્યા એટલી બધી નહાની છે અને પ્રજાનો એવડો મોટો ભાગ અભણ દશામાં છે કે આ મંડળોને રાષ્ટ્રીય (national) નામ આપી શકાય કે કેમ એ વિષે શંકા ઉઠાવવામાં આવે છે. પણ સરકારનું ઘણુંખરૂં મહત્વનું કામ કાજ અંગ્રેજી ભાષામાં ચાલે છે. ખાસ કરીં લૉર્ડ મોરલિના સુધારા પછી ધારાસભાઓ વગેરેમાં હિંદીઓને મોટા પ્રમાણમાં બેઠકો મળવા લાગી છે. તેઓ અંગ્રેજી ભાષાદ્વારા પોતાના વિચાર અને અભિપ્રાય સરકારને જણાવવા, તથા સરકારની રાજ્યનીતિ ઉપર અસર કરવાને શક્તિમાન થાય છે.* એ પ્રમાણે સુશિક્ષિત વર્ગ માટે તો અંગ્રેજી ભાષા અત્યારે એક ભાષા જેવી સ્થિતિમાં છે એમ કહી શકાય.

---

* "You often hear people talk of the educated section of the people of India as a mere hand-

રાષ્ટ્રીયતાનુ ત્રીજુ અગ એક ધર્મ, આ અંગ ઉપર હવેના કાલમાં બહુ મહત્વ રાખવામા નથી આવતુ. ઇ. સ ના ૫૯૨મા સકામાં ખ્રિસ્તી ધર્મનાજ પ્રોટેસ્ટ ટ અને રોમન કૅથલિક પથ વચ્ચે એટલો બધો વિરોધ હતો કે જેટલો એ જુદા જુદા ધર્મ વચ્ચે સાધારણ રીતે ન હોય છતા દેશની જરૂરીઆતને પ્રસંગે એ બને પક્ષના આગેવાનોએ એક સાથે મળી પરદેશી દુશ્મનનો ભય ટાળ્યો હતો, એ ઇગ્લાડના ઇતિહાસમા મશહૂર છે વળી આજે તો આ સુધરેલા જમાના મા ધર્માધતા એ દોષરૂપ ગણાય છે, અને બધા જનોને પોતપોતાની મરજી પ્રમાણે ઈશ્વિર શોધવાની છૂટ અપાય છે* એટલે ધર્મના ભેદોની ભિન્નતા કરતા એક દેશના વતનીં તરીકે એકતાની લાગણી વિશેષ પ્રબળ હોય છે.

વળી રાજ્યસત્તા સ્થિર અને પ્રબળ ન હોય ત્યારે ન્યાય પણુ તેવોજ હોય છે, જ્યારે નહાના નહાના રાજ્યો એક બીજા સાથે પોતાની હસ્તી માટેજ લડતા હોય ત્યારે વ્યકિત વ્યકિત વચ્ચે ન્યાય કરવાની વૃત્તિ કે શકિત બનેનુ પ્રમાણ ઓછુ

---

ful, an infinitesimal fraction So they are, in numbers, but it is fatally idle to say that this infinitesimal fraction does not count *This educated section is making and will make all the difference* " Lord Morley in the House of Commons, 6th June, 1907.

* Compare the famous edict of Frederick the Great of Prussia " Everybody in my kingdom must seek felicity after his own fashion. "

હોય છે. પણ હવે બ્રિટીશ રાજ્યની વિસ્તારેલી પાંખ નીચે બહુધા શુદ્ધ અને સ્વચ્છ ન્યાય મળે છે; એ ન્યાય નીચે મોટા નહાના, રાય રંક, બ્રાહ્મણ શુદ્ર, વગેરે કંઈ વિભાગો જોવામાં આવતા નથી; પણ માણસ માણસ વચ્ચે નિર્મલ નિષ્પક્ષપાત ન્યાય થાય છે. અને એ ન્યાયની ખાત્રી એ બ્રીટીશ રાજ્યની એક મોટી બક્ષીસ છે.

રાષ્ટ્રીયતાનું છેલ્લું અંગ એક દેશ. આ અંગ વળી એક રીતે સર્વ કરતાં વધારે મહત્વનું ગણાય છે. જંગલી દશામાંથી સુધરેલી દશામાં આવવાના પ્રથમ પગથીઆ તરીકે પણ આ અંગ ગણાય છે. કારણ, જંગલી માણસની જીંદગી પ્રથમ શિકારી તરીકેની, પછી ગોવાળની, અને ત્રીજી ખેડુતની થાય છે. એ ત્રીજા પ્રકારમાં પહોંચે છે ત્યારે તે એક ઠેકાણે ઠરીઠામ બેસે છે, અને તેને જન્મભૂમિ માટે આદર પેદા થાય છે, તથા ધીમે ધીમે તે સુધારાને રસ્તે ચડે છે. જન્મભુમિ માટેની લાગણી વખતના વહેવાની સાથે એટલી બધી મજબૂત થાય છે કે પછી તે દરેક જણના આત્મા સાથે ગોયા વણાઇ જાય છે અને તેને માટે માણસ ગમે તેટલા ભોગ આપવા તૈયાર થાય છે. **जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी** એવાં વાકયો એ લાગણીના પૂર્ણ સ્વરૂપને ઉદ્દેશીને લખાયલાં છે. સમગ્ર હિંદને માટે એમ કહેવામાં આવે છે કે એ એક દેશ નથી પણ દેશોનો સમૂહ એટલે ખંડ છે. કારણ એક દેશમાં વસનાર પ્રજામાં એકતાની લાગણી સામાન્ય હોય છે; પણ હિંદમાં ગુજરાતી અને દક્ષિણી, પંજાબી અને બંગાળી, મારવાડી અને તેલંગી એક બીજાથી ભાષામાં અને

વિચારમાં પણ જુદા હોવાથી એકતાની લાગણી પ્રસરી શકતી નથી. આ અભિપ્રાય દર્શાવનારા ટીકાકારો હિંદનાં પ્રાચીન ધર્મ, ઈતિહાસ અને સંસ્કૃતિની દેશની એકતાની લાગણીપરની અસર ભૂલી જાય છે. ઋગ્વેદના કાળથી આજ સુધીની પ્રાચીન હિંદુ ધર્મની ભાવના સમગ્ર દેશને એક રૂપેજ ઓળખાવતી આવી છે. મહારાજા રામચંદ્રની સવારી હિમાચળની તળેટી-માંથી ઉપડી કુમારીભૂશીર સુધી પહોંચેલી,–હિંદનું સર્વથી દક્ષિણનું બિંદુ રામચંદ્રજીના નામ સાથે જોડાયલ આજે પણ મશહૂર છે. તે પછીના ઐતિહાસિક સમયમાં બીજું હિંદુ સામ્રાજ્ય મહારાજા અશોકના સમયમાં પ્રવર્ત્યું. તેનો વિસ્તાર પણ એટલોજ વિશાળ હતો એટલે પ્રાચીન ધર્મ અને પ્રાચીન સંસ્કૃતિ પ્રજાની અને ભાષાની ભિન્નતાની પર થઇને દેશની એકતાની તરફેણમાં નિરંતર દોરી જાય છે.

ઉપર કહ્યાં તે બધાં રાષ્ટ્રીયતાનાં કુદરતી અંગ કહેવાય છે. તે ઉપરાંત કેટલાંક કૃત્રિમ ( artificial ) અંગો પણ હોય છે; તે કાયદા, રૂઢી અને હકુમત ચલાવનાર સત્તાની એકતા અને સ્વરક્ષણ અને વ્યાપારી લાભો સાચવવાના સામાન્ય સ્વાર્થ એટલાં છે. આ અંગો પ્રજાની એકતાનાં મૂળ કારણ રૂપ હોતાં નથી, પણ દરેક પ્રજા ધીમે ધીમે એ અંગો કેળવે છે. અને તે વડે પોતાની એકતાની લાગણી સુદૃઢ કરે છે. મુસલમાની અમલથી દેશમાં પ્રવર્તતી અંધાધુંધી, વિક્ષેપ, કજીઆ ટંટા, વિભાગો અને તેને લીધે કાયદા અને રૂઢીની ભિન્નતા, રક્ષણની ગેરહાજરી, અને વ્યાપારી લાભોની અનિ-શ્ચિતતા એ બધાથી રાષ્ટ્રીયતાની લાગણી નબળી પડી ગઈ

હતી, અને દેશ પ્રીતિનો ગુણ ભૂલાઈ ગયો હતો + પરંતુ બ્રિટિશ રાજ્યે ફેલાવેલ શાન્તિ ( Pax Brittanica ) નીચે સરખો ન્યાય, સરખા કાયદા, સરખી રૂઢી, જાનમાલની સલામતિ, અને વ્યાપારની છુટને લીધે લાંબા સમયથી ભૂલાઈ ગયેલી એકતાની ભાવના ફરી પાછી જાગ્રત થવા માંડી છે, અને તેમાં અંગ્રેજી સાહિત્ય 'અને યૂરોપીય ફિલસુફીના અભ્યાસથી સ્વતંત્રતા, સ્વાભિમાન અને સ્વનિયંત્રણના અંશો ( liberty, self-respect and self control ) ના મધુર સંસ્કાર બેસવા માંડયા છે. પરંતુ હજી માત્ર શરૂઆત છે. રાજકીય કામકાજની ખરી લાયકાત મેળવતા પહેલાં ઘણી ઠોકરો ખાવાની છે, અને ઘણું શિક્ષણ ગળે ઉતારવાનું બાકી છે, એ વાત જાહેર કામકાજમાં ભાગ લેનાર સર્વ કોઇને હસ્તામલકવત છે. *

૫. આ પ્રમાણે આપણે જોયું કે હિંદને બ્રિટિશ રાજ્ય તરફથી મળેલી મોટામાં મોટી બક્ષીસ તે ઉપર કહેલી રાષ્ટ્રી-

---

+ Sir John Malcolm " Our success and moderation, contrasted with the misrule and violence to which the great part of the population have for more than a century been exposed have at this moment raised the reputation of the British nation so high, that men have forgotten, in the contemplation of the security and prosperity they enjoy under strangers their feeling of patriotism. " જુઓ પરિશિષ્ટ આંક ૩

* " I will only say this to my idealist friends

ચતાની ભાવનાનું પુનરુજ્જીવન છે. એ રાજ્યની આપણને બીજી બક્ષીસ, ઉપલા અંગની પોષક છતા તેના મહત્વને લીધે જુદી તરીકે ગણી શકાય તેવી, તે અંગ્રેજી કેલવણી છે; આ સંબંધમા એ પણ યાદ રાખવાનું છે કે પ્રજાકીય કેલવણી આપવાની રાજ્યની ફરજ યૂરપમાં પણ હમણાંજ સમજાવા માંડી છે; અગાઉ તો તે ધનાઢ્ય અને અમીર વર્ગના દાનનો વિષય માત્ર ગણાતી. ઓક્સફર્ડ અને કેમ્બ્રિજની પાઠશાળાઓ પણ એવી રીતે ખાનગી દાનમાંથી સ્થપાણી છે, એવી સ્થિતિમાં પણ ઈ. સ. ૧૮૩૩ ના પરવાના વખતે મેકોલે, વિલ્બરફોર્સ, વગેરે ઉદારચરિત અંગ્રેજોના પ્રયાસથી દેશી કેલવણી પાછળ દર વર્ષે એક લાખ રૂ. ખર્ચવાની ઈસ્ટ ઇંડિયા કંપનીને માથે ફરજ નાખવામાં આવી અને એ પ્રમાણે તેઓએ પોતાને પોતાના જમાના કરતા વધારે દૂરદર્શી અને વિચારવંત પુરવાર કીધા છે. તેજ અરસામા હિંદમાં આપવાની કેલવણીની પદ્ધતિ વિશે પણ વિવાદ ચાલતો હતો, અને તેમા મેકોલેની જોરદાર દલીલથી અંગ્રેજી કેલવણીની

---

whether Indian or European, that for every passage that they can find in Mill, or Burke, or Macaulay, or any other of our lofty sages with their noble hearts and potent brains, I will find them a dozen passages in which history is shown to admonish us how many a weary step has to be taken before they can form themselves into a mass that has a true political personality " Lord Morley at Arbroath 21st October 1907.

જીત થઈ. મેકોલે સમજતો હતો કે અંગ્રેજી અમલની સલામતીને માટે એ જરૂરતું હતું કે અંગ્રેજ અમલદારો અને દેશી રૈયત વચ્ચે અંગ્રેજી જાણનાર દેશી અમલદારોનો વર્ગ ઉભો કરવો જોઈએ; તેની સાથે તે એ પણ સમજતો હતો કે કેળવણીથી દેશી પ્રજાના વિચાર ઉન્નત થશે, અને તેઓ વખત જતાં યુરોપીય સંસ્થાઓ માગશે; છતાં એ ભવિષ્યના સ્વપ્નાથી બ્હી જવાને બદલે તેને તેણે અંગ્રેજી અમલના સર્વથી મહાન યશસ્તંભ તરીકે આવકાર આપ્યો એ તેની મહત્તા છે. * ઈ.સ. ૧૮૩૮ માં મિસિસ પૉસ્ટન્સ નામની અંગ્રેજ બાનુએ પશ્ચિમ હિંદમાં મુસાફરી કરેલી તેનું વર્ણન લખ્યું છે, તેમાં પણ અંગ્રેજી કેળવણીની ફરજ ઉપર તેણે ખાસ ભાર મૂક્યો છે. તે કહે છે કે: × "અંગ્રેજ પ્રજા જે એક શરીર રંગતી જંગલી પ્રજા હતી તેમાંથી તે જે કેળવણીના સુયોગથી અત્યારની શૂરવીર સુધરેલી પ્રજા થઇ છે, તે કેળવણી આપણે હિંદના દેશીઓને આપવી એ આપણી મોટામાં મોટી ફરજ છે. હિંદ આપણે તલવારથી જીત્યું, પણ તે આપણે તલવારથી સાચવી નહિ શકીએ. સુધારાના આગમન સાથે તેનો પાયોજ ડગવા માંડ્યો છે. પણ આપણી પાસે સાધનો છે જેની મદદ વડે આપણે એવો સ્મરણ સ્તંભ ઉભો કરી શકશું કે જે આકાશ સુધી પહોંચશે અને સદાકાળ ઉભો રહેશે: આ સાધન તે કેળવણીનો ફેલાવો છે." આવાજ સ્પષ્ટ શબ્દોમાં સર હેન્રી મેઇને (વાઈસરૅાયના વહીવટી મંડળનાં ન્યાય ખાતાના સભાસદ અને સમર્થ ધારા-

---

* જુવો પરિશિષ્ટ આંક ૪.

× જુવો પરિશિષ્ટ આંક ૨.

શાસ્ત્રીએ ) કેમ્બ્રિજ યુનિવર્સિટિ સમક્ષ ભાષણ કરતાં કહ્યું હતું કે " કુદરતનાં અનિવાર્ય બળો સિવાય આ જગતમાં જે કાંઇ પ્રગતિમાન છે તેનું મૂળ ગ્રીસમાં મળી આવશે. એ મૂળમાંથી ફેલાએલ ચેતને જગતની બધી પ્રગતિમાન જાતોને જીવંત કરી છે. એક જાતમાંથી બીજી જાતમાં એ ચેતન વહ્યું છે અને તે તે પ્રજાઓના આંતર ગુણોને લીધેજ કેટલેક ઠેકાણે તેણે ખુદ ગ્રીસમાં આવી શકયાં છે તે કરતાં પણ વધારે આશ્ચર્યકારક પરિણામ આણ્યાં છે આપણે અંગ્રેજો આ ઉન્નતિનો સિધ્ધાંત હિંદને શીખવીએ છીએ. આપણે એ સિદ્ધાંતના ઉત્પાદક નથી; એને માટે આપણને કાંઇ ખાસ માન ઘટતું નથી. તે આપણી પાસે ઘણા જુદા જુદા માર્ગે થઇને આવ્યો છે. પણ આપણને તે મળ્યો છે, અને જેવો તે મળ્યો છે તેવો આપણે તે હિંદને આપીએ છીએ. એ સિદ્ધાંતને પરિણામ લાવવાને માટે પુરતો વખત મળે તો દુનિયાંની બીજી પ્રજાઓમાં તેણે જે પરિણામો આણ્યાં છે તેવાંજ આશ્ચય કારક પરિણામ તે હિંદમાં પણ લાવશે એ બાબતમાં શંકા રાખવાનું કાઇ કારણ નથી." *

એતો નિર્વિવાદ છે કે અંગ્રેજી કેલવણી પૂર્વના પશ્ચિમ સાથેના સંયોગ માટેનું અચ્છું સાધન થઇ પડયું છે. એ કેલવણીથી પૂર્વ અને પશ્ચિમના આત્મા એક બીજાને ઓળખવા, એક બીજાના પરિચયમાં આવવા, એક બીજાને માટે માન અને આદરની લાગણી વધારવા શક્તિમાન થયા છે. સરખામણી એ વિચાર કરતાં શીખવાની શાળા છે.

---

* જાઓ પરિશિષ્ટ આંક ૫.

આપણે આપણા ગુણ અવગુણ એક બીજાની સરખામણીમાં શીખી શકીએ છીએ. આપણે આપણી માતૃ ભાષાની ખુબીઓ પણ બીજી ભાષાના અભ્યાસ પછીજ સમજી શકીએ છીએ. તેજ પ્રમાણે આપણે આપણા ધર્મ, આપણા પ્રાચિન સાહિત્ય, આપણી પ્રાચીન કળાની કિંમત હવે સમજતા થયા છીએ. છેલ્લાં એક હજાર વર્ષના અંધકારમાં હિંદુસ્તાનની પ્રજાએ પોતાનું મગજ ખોઈ દીધું હતું એમ કહીએ તો ચાલે. આચાર વિચારમાં રૂઢીનું પ્રાબલ્ય અને નવા વિચારની ગેરહાજરી, એ પરદેશી રાજ્યસત્તા નીચે ચગદાએલા મગજની મૂર્છા સૂચવે છે. એ જમાનામાં નવો કવિ, નવો ફિલસુફ કે નવો ચિતારો નજરે પડતો નથી પણ આજે અંગ્રેજી કેળવણીથી નવી વિચાર શ્રેણી સ્ફુરી છે. કાલિદાસના શાકુન્તલની ખૂબી જર્મન કવિ ગટેએ અને આપણાં જુનાં ઉપનિષદોની ખુબીઓ શોપનહાવરે બતાવા અને ઋગ્વેદની સપ્રમાણ આવૃત્તિ મેકસમુલેરે બહાર પાડી ત્યારેજ આપણી આંખ ઉઘડી. તેજ પ્રમાણે કૅન્ટ અને હેગલની ફિલસુફીથી શંકરના વેદાન્ત ઉપર અજવાળું પાડવામાં આવ્યું છે કલાની અંદર રાષ્ટ્રીયત્વની ભાવનાથી જોતા આપણને મી. હેવેલ અને ડા. કુમારસ્વામી જેવાએ શીખવ્યું. તેમજ કેલવણી અને ચારિત્રમાં રાષ્ટ્રીયત્વની ભાવનાની ખરી મહત્તા ભગિનિ નિવેદિતાએ આપણને બતાવી ત્યારે આપણે આંખ ચોળીને ઉભા થઈએ છીએ. એ પ્રમાણે અંગ્રેજી કેલવણી આપણી બુદ્ધિના વિકાસ ક્રમમાં મહત્વનું સ્થાન ભોગવે છે. અને એ પરિણામ લાવવાના સહેતુક પ્રયત્નો કરવા માટે સમગ્ર હિંદ આજે મેકૉલે, માઉન્ટસ્ટૂઅર્ટ એલ્ફિન્સ્ટન, સર ટોમસ મન્રો, ...

બિશપ વિલ્બરફોર્સ, સરજોન માલ્કમ, જોન સ્ટુઅર્ટ મિલ, સર હેન્રી મેઈન જેવા ઉદારચરિત અંગ્રેજ ગ્રહસ્થોના અપરિમિત ઉપકાર નીચે દબાએલું છે.

૬. બ્રિટિશ અમલની ખાસ ખુબી એ છે કે તે નિયમ અને પદ્ધતિ પર રચાયલો છે. પૂર્વના દેશોમાં રાજ્ય અમલ વ્યકિતગત એટલે રાજાની મરજી ઉપરજ આધાર રાખે છે, અને કોઈ નિયમને અધીન વર્તતો નથી. આથી પરિણામ એ થાય છે કે અમલમાં કાંઈ નિયમ, પધ્ધતિ કે સળંગ રાજ્યનીતિ જળવાતી નથી; પણ વ્યકિતની મરજી પ્રમાણે કામ સારૂં નરતું થાય છે. ઈ સ. ૧૭૬૧ ના પાણીપતના યુદ્ધમાં મરાઠા લશ્કર શૌર્યથી અહમદશાહ અબ્દલીના પઠાણ સૈન્ય સામે લડતું હતું, પણ જે ઘડીએ વિશ્વાસરાવ પડયો અને તેનો હાથી પોતાના સરદાર સિવાય ન્હાસતો સૈન્યે જોયો કે તરત મરાઠા સૈન્યમાં ભંગાણ પડયું, અને સર્વેએ ફાવે તેમ ન્હાસવા માંડયું. જે સ્થિતિ રણમાં થઇ તેવીજ સ્થિતિ દેશના સામાન્ય અમલમાં પણ થતી. ધણીની નજર હોય ત્યાં સુધી તેની મરજી પ્રમાણે અમલ થાય અને તે નજર દૂર થાય ત્યારે અમલ ચલાવનાર અમલદારની મરજી પ્રમાણે અમલ ચાલે, અને દેશી પ્રજાની દૈવ અને નશીબની માન્યતા તેઓને રાજ્ય અમલનાં સુખ દુઃખ નિર્વિકારપણે સ્વીકારતાં શીખવતી. "આખરે દરેક રાજ્ય અમલ પ્રજાની સંમતિ ઉપર આધાર રાખે છે, કારણ કે રાજ્યકર્ત્તાના મનસ્વી સ્વેચ્છાચારને પણ હદ હોય છે, અને એ હદની બહાર જુલમ થાય, તો પ્રજા એક સાથે ખંડ ઉઠાવી રાજાને પદભ્રષ્ટ કરી શકે" એ યૂરોપીયન

રાજ્યનીતિનું સૂત્ર છે+ પરંતુ હિંદના સંબંધમા એ સૂત્ર પણ લાગુ પડતું લાગતું નથી. હિંદી પ્રજા એટલી બધી ગરીબ અને રાંકડી થઈ ગઈ છે કે રાજા ગમે તેટલો જુલમ કરે તો પણ પ્રજાએ તે સહન કરવો, એ ધર્મ છે, એમ જાણે સ્વીકારતી આવી છે. ઈ. સ. ના ચૌદમા સૈકામા મહમદ તઘલખે રૂપાને બદલે ત્રાંબાનાં ચલણ દાખલ કર્યાં અને પોતાના રાજ્યનું પાટનગર દેહલીથી ફેરવી દોલતાબાદ સ્થાપ્યું તો દેહલીની રૈયત તેની પાછળ ત્યા પણ આવેલી પછીના વખતમા શિવાજીની સરદારી નીચે મરાઠા અને ગુરૂ નાનકના શિક્ષણ નીચે સીખ પ્રજાએ

---

+ "If left to the normal course of things, a people will tolerate their rulers upto a certain point of oppression and misgovernment, but when things go beyond the limits of their toleration, they, or their neighbours will put an end by them selves to such misgovernment." Speech of the Hon Claude Hill, Esq., I. C. S., C. S. I, C. I. E, at Bhavnagar on 17th March, 1912. "The sovereign prince or assembly governs without any assigned superior or formal check, but always at the peril of being infact overthrown, if it appears to a competent number of the subjects that the evils of submission are greater than those of resistance × × × × In short, to be legally supreme governor is one thing, and to govern as you please is another." Sir F. Pollock's History of the Science of Politics, pp. 99–100

રાજ્યકર્ત્તા સામે બંડ ઉઠાવેલાં તેમાં પણ ઉપર કહેલી રાજ્ય-નીતિના સિદ્ધાંત કરતાં ધર્મપ્રીતિનું શૌર્ય વિશેષ બળવાન હતું.

આ પ્રમાણે કોઈપણ નિયમ વગરની સ્વેચ્છાચારી મરજીને અધીન અમલની અનિશ્ચિતતા અને અતર્ક્ય દૈવાધીનતામાંથી બ્રિટિશ અમલે દેશને છૂટકારો આપી કાયદા અગર નિયમનું આધિપત્ય સ્વીકાર્યું છે. બ્રિટિશ અમલ પહેલ વહેલો ઇસ્ટ ઇંડિયા કંપનીને કરવાનો હતો એટલે તે કંપનીએ પોતાના નોકરોના દરજ્જા, તેઓનાં કામ અને તેઓની જવાબદારી માટેના સ્પષ્ટ નિયમો ઘડયા હતા. પછી ધીમે ધીમે તમાં ફેરફાર કરવામાં આવ્યા તે તે નિયમોમા રહેલી અસ્પષ્ટતા દૂર કરવા તરફ તેમજ અધિકારીને માથે વિશેષ જવાબદારી મેલવા તરફજ મથતા. કંપનીના અમલ પછી બ્રિટિશ રાજ્યે હિંદને સીધો પોતાની દેખરેખ નીચે લીધો, ત્યારે પણ બ્રિટિશ રાજ્યમા રાજાને નામે બધી સત્તાનો ઉપયોગ પાર્લામેન્ટેજ કરવાનો હોવાથી ત્યાં પણ સત્તાની વહેંચણીની પદ્ધતિ હતી, એટલે કંપનીના વખતની હકુમતની પદ્ધતિ કાયમજ રહી. એ પદ્ધતિની ખાસ ખુબી એ છે કે અમલની સત્તા એકજ વ્યકિત અથવા એકજ મંડળના હાથમાં સોંપવાને બદલે નહાના મોટા દરજ્જાના જુદા જુદા અમલદારોને જુદા જુદા પ્રમાણમાં વહેંચી દેવામાં આવી હોય છે; એટલે બધાને એકજ વ્યકિત અથવા મંડળ તરફ જોવાનું નથી હોતું; પણ પોતાના કામના પ્રકારના પ્રમાણમાં નહાના મોટા અમલદારોની પાસેથી કામ લેવાનું હોય છે. તેટલા માટે જુદા જુદા અમલદારોના ઉપયોગ માટે નિયમો ઘડવામાં આવે છે. આવી રીતે રેવન્યુ કોડ, એકાઉન્ટ કોડ, પબ્લિક વર્કસ કોડ, વગેરે નિયમાવલિમાં

દરેક ખાતાના અમલદારોની જવાબદારી, તેઓની અમુક હદમાં પોતાની મુન્સફી પ્રમાણે કામ કરવાની સત્તા વગેરે નિશ્ચિત કરવામાં આવી હોય છે. વળી ન્યાય ખાતું આ સર્વથી અલગજ રાખવામાં આવેલું હોય છે. આજે પણ આપણે જોઈએ છીએ કે એક દેશી રાજ્યમાં જાહેર રસ્તાપર કોઈનો ઓટલો રસ્તામાં અડચણકારક હોય તો દરબાર હુકમ આપે કે તે ખોદી નાખવો એટલું બસ છે. પણ બ્રિટિશ રાજ્યમાં એવી સ્થિતિમાં લૅન્ડ ઍકવીઝીશન ઍક્ટની અમુક કલમ ટાંકીને તે જગ્યા જાહેર ઉપયોગ માટે લેવાની શરતો પ્રમાણે તેની કીંમત આપીને પછીજ તેને હાથ લગાડી શકાય છે. મુંબાઈ જેવા શહેરમાં એક જાહેર રસ્તાની મરામત કરાવવા માટે, રસ્તો ખોદી, નવી કાંકરી પાથરી, રોલર ફેરવવો હોય ત્યારે પણ પ્રથમ મ્યુનિસિપલ કમિશનર નીચે પ્રમાણે જાહેર ખબર આપે છેઃ

Notice.

Under section 319 of the City of Bombay Municipal Act, 1888, this road is partially closed during the progress of works.
(ઈ. સ. ૧૮૮૮ ના મુંબાઈ શહેરના મ્યુનેસિપલ કાયદાની કલમ ૩૧૯ પ્રમાણે આ રસ્તાનો થોડો ભાગ સમાર કામ ચાલતાં સુધી બંધ કરવામાં આવ્યો છે.) નિયમ એવો છે જે કાયદામાં અમુક કામ કરવાને અમુક અમલદારને સ્વતંત્ર સત્તા આપવામાં આવી હોય તો તે પોતાના ઉપરી અમલદારના અભિપ્રાયને પણ માત્ર સલાહ તરીકે ગણી તે પ્રમાણે વર્તવા અથવા તેને બાજુએ રાખવાનો હકક ધરાવે છે. આવી રીતે અમુક

કરે છે અને એવા અખતરા દાખલ કરે છે કે કેટલીક બાબતોમાં એ રાજ્યોને નમૂનેદાર રાજ્યોનો માનવંતો ઈલકાબ આપવામાં આવે છે. બીજા પણ કેટલાક રાજાઓએ ફરજીયાત પ્રાથમિક કેળવણી, ધારાસભા પ્રજા, પ્રતિનિધિ મંડળ વગેરે પોતાના રાજ્યમાં દાખલ કર્યા છે. વળી બ્રિટિશ હિંદમાં પ્રજાના હક્ક અને કારોબારી તથા કાયદા ઘડનાર મંડલમાં પ્રજાના પ્રતિનિધિઓનાં સ્થાન અને વજન જેમ જેમ વધતાં જશે તથા બ્રિટિશ હિંદનું રાજ્ય બંધારણ જેમ જેમ વધારે પ્રજાકીય બનતું જશે તેમ તેમ તેની અસર દેશી રાજ્યોના બંધારણ ઉપર પણ થશે એવી આશા છે.

૭. બ્રિટિશ અમલની બીજી એક ખુબી એ છે કે એનાં ધોરણો અને સૂત્રો નિરંતર જાહેર ચર્ચા માટે ખુલ્લા મૂકવામાં આવે છે. આ જાહેર ચર્ચાની છુટને લીધે, રાજ્ય અમલ પ્રજાની સંમતિ ઉપર આધાર રાખે છે, એ હમેશ ધ્યાનમાં આવી શકે છે. પૂર્વના દેશોમાં આ છુટની ગેરહાજરીને લીધે અમલદારો અને પ્રજા વચ્ચેનો ભેદ એક હુકમ કરનાર અને હુકમ ઉઠાવનાર તરીકે સ્પષ્ટ અને કાયમ રહેછે અને તેઓ એક બીજાના વિરોધી લેખાયછે, પણ બ્રિટિશ અમલે બતાવી આપ્યું છે કે અમલદારો કેવલ પ્રજાના પ્રતિનિધિ છે* તેઓનો

---

* Frederick the Great used to call himself *the first servant of the State* જર્મનીનો મહાન ફ્રેડરિક પોતાને રાજ્યના સર્વથી મોટા–પ્રથમ–નોકર તરીકે ગણાવતો હતો. ઇંગ્લાંડની ગાદીના પાટવીનું સૂત્ર—" Ich Dien "—" હું સેવક છું "—એ છે. ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી હમેશ બોધ કરતા કે " જેના હાથમા વિશેષ સત્તા, જેની પદવી ઉચ્ચ, તેને માથે વિશેષ ધર્મ. "

સત્તા પ્રજાએજ તેમને આપી છે, અને એ સત્તા આપવાનો હેતુ એકંદરે પ્રજાહિત સાચવવાનો—આપણા સ્મૃતિકારોના શબ્દોમાં કહીએ તો—લોક રક્ષાનો છે. જ્યારે એ હેતુ પાર ન પડે ત્યારે એ અમલદાર વર્ગ પોતાની પ્રથમ ફરજમાંથી ચુકે છે; અને એ જાતનો અમલ તેવે પ્રસંગે "બ્યુરોક્રસી" ( bureaucracy ) નું ઉપનામ પામેછે. તે દુર્ગુણ અટકાવવાનો સૌથી સારો માર્ગ અમલદાર વર્ગના કામકાજની પદ્ધતિ જાહેર પ્રજાની ચર્ચા માટે ખુલ્લી મૂકવી એમ સમજાયું છે.

બ્રિટિશ રાજ્યમાં તો રાજ્ય પદ્ધતિ જાહેર પ્રજાની ચુંટણી ઉપર આધાર રાખતી હોવાથી દર છ છ વર્ષે અને કેટલીક વખત એથી પણ ઓછા સમયના અવધિમાં પ્રજા સમક્ષ લાવવામાં આવે છે. અને એનાં સુત્રો સામાન્ય મત આપનાર પણ સમજી શકે એવાં સ્પષ્ટ કરવાની ફરજ પ્રાપ્ત થાય છે. એજ પ્રમાણે હિંદની રાજ્ય પદ્ધત્તિનાં સુત્રો શરૂઆતમાં બ્રિટિશ પાર્લામેન્ટમાં સ્પષ્ટ કરવાની ફરજ પ્રમથીજ ઇસ્ટ ઇંડિયા કંપનીને માથે પડી હતી કંપનીના પરવાના માત્ર ૨૦ વર્ષના અરસા માટે આપવામાં આવતા એટલે દર વીશ વર્ષે પરવાના ફરી ચાલુ કરવા માટે કંપનીને પાર્લામેન્ટ પાસે આવવું પડતું; તે વખતે હિંદના અમલની વિગતોની બારિક તપાસ કરવામાં આવતી. જ્યારે કંપનીનો અમલ બંધ થયો, અને હિંદના અમલની સીધી જવાબદારી પાર્લામેન્ટે પોતાપર લીધી, ત્યારે દર વર્ષે હિંદનો હિસાબ પાર્લામેન્ટ સમક્ષ રજુ કરવાની હિંદી પ્રધાનપર ફરજ નાખવામાં આવી; તે ઉપરાંત મહત્વના સવાલોમાં

પાર્લામેન્ટની મંજુરીની અપેક્ષા હોવાથી તેની ચર્ચાના પ્રસંગો પણ મળતા. પરંતુ " પહેરનારજ જાણે છે કે જોડા ક્યાં ડંખે છે. " તે પ્રમાણે હિંદના અમલની ખરી ખોડખાંપણ તો હિંદીઓજ સમજી શકે, એ સુત્રને યોગે હિંદી સવાલોના પાર્લામેન્ટની ચર્ચાથી સંતોષ ન માનતાં ખુદ હિંદમાં હિંદીઓની ચર્ચા સાંભળવાના પ્રસંગો પણ બ્રિટિશ પ્રજાએ ઘડી કાઢયા, એ એ પ્રજાની ઉદારતા અને મહાનુભાવતાની નિશાની છે. ઇ. સ. ૧૮૭૦માં લોર્ડ મેયોની સરકારે પ્રાન્તિક વહેંચણીનો પ્રખ્યાત ઠરાવ ઘડયો તેમાં સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ રચવા માટે સૂચનાઓ દાખલ કરી. પંદર વર્ષ પછી એ સંસ્થાઓને પ્રજાકીય સ્વરૂપ લોર્ડ રિપનની સરકારે આપ્યું તે વખતે વડી ધારાસભામાં એ ઉદારચરિત મહાનુભાવ વાઇસરાય બોલ્યા હતા કેઃ—" It is not primarily with a view to the improvement of administration, that this measure is put forward; it it chiefly desirable as an instrument of political and popular education." આ [ સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ ઘડવાના ] પગલાનો હેતુ ખાસ કંઈ રાજ્ય કારોબારમાં સુધારો કરવાનો નથી; એ તો રાજ્ય પ્રકરણી અને પ્રજાકીય કેલવણીના સાધન તરીકે ખાસ આવકારદાયક છે. "

આ પ્રમાણે જાહેર કામકાજ વહીવટમાં જરા કચાશને ભોગે પણ પ્રજાકીય કેલવણીના સાધન તરીકે પ્રજાકીય સંસ્થાઓ ઘડવાનુ કામ લોર્ડ રિપનની સરકારે કર્યું અને ત્યાર પછી ઇ. સ. ૧૮૯૨ ના અને ઇ. સ. ૧૯૦૯ નાં હિંદી

ધારાસભાના સુધારા વધારાના કાયદાઓથી પ્રજાકીય સંસ્થાઓમાં મહત્વના સુધારા વધારા થયા છે, તથા એ સંસ્થાઓમાં હિંદી આગેવાનો માનવંતો ભાગ લેતા આવ્યા છે.

છેવટે ઇ. સ. ૧૯૧૯ ના સુધારાથી બ્રિટિશ પાર્લમેન્ટે હિન્દનો બ્રિટિશ સામ્રાજ્યના એક મહત્વના અંગ તરીકેનો દરજ્જો સ્વીકારી, જવાબદાર રાજ્ય તંત્ર દાખલ કર્યું છે તથા પ્રજાઓની સમિતિ ( League of nations ) માં એક સભાસદ તરીકે હિંદને સ્થાન અપાવ્યું છે. આ જવાબદાર રાજ્ય તંત્ર સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં સંપૂર્ણપણે, અને પ્રાન્તિક સરકારોમાં મહત્વના અંશમાં દાખલ કરવામાં આવ્યું છે, અને હવે અનુભવથી જેમ જેમ જવાબદારીની ભાવના કેળવાશે અને રાજકીય પ્રવૃત્તિ પ્રજાની અંદર ફેલાશે તેમ તેમ સ્વરાજ્યના વધુ અને વધુ અંશો દેશના વહીવટમાં આમેજ થશે એ નિર્વિવાદ છે.

પ્રજાકીય કામકાજમાં મહત્વનો ભાગ લેનાર એક બીજો વર્ગ તે વર્તમાનપત્રોનો છે. પ્રજાકીય આગેવાનોનું કામ મહત્વના સવાલો પર પ્રજા મત કેળવવાનું અને સ્પષ્ટ રીતે પ્રદર્શિત કરવાનું છે. તે માટે તેઓ જાહેર ભાષણો અને જાહેર લેખોનો ઉપયોગ કરે છે. એ પ્રજાકીય કેળવણીમાં વર્તમાનપત્રો અગત્યનો ભાવ ભજવે છે. ઇંગ્લાંડમાં વર્તમાનપત્રોનો દરજ્જો એટલો બધો મોટો ગણાય છે. અને તેની અંદર આવતી ચર્ચાની અસર લોકમત તૈયાર કરવામાં એટલી બધી સચોટ ગણાય છે કે ત્યાં રાજસત્તાના ત્રણ અંગો, જે રાજા, અમીરોની સભા, અને આમની સભા, તેમાં વર્તમાનપત્રો

જાણે રાજસત્તાનું ચોથું અંગ ( fourth estate ) હોય એમ તેમને માન આપવામાં આવે છે. તેજ પ્રમાણે હિંદનાં વર્ત્તમાનપત્રોને ગણુ સ્વતંત્રતા આપી જાહેર ચર્ચા, નિષ્પક્ષપાત તુલના અને સ્પષ્ટ ઉક્તિના ગુણો કેળવવાના પ્રસંગ પ્રાપ્ત થયા છે.

૮. આ પ્રમાણે બ્રિટિશ પ્રજાએ પ્રથમ પાશ્ચિમાત્ય કેળવણી, અને પછી પાશ્ચિમાત્ય સંસ્થાઓ અને પદ્ધતિ જેવી કે ધારાસભા, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ, સત્તાની વહેંચણી ( decentralisation ), જાહેર ચર્ચા અને વ્યક્તિગત અમલને બદલે ન્યાય નિયમનનાં ધોરણુ રચી હિંદી પ્રજાને એકતા, રાષ્ટ્રીયતા અને સ્વમાન ( unity, nationality and self–respect ) ની ભાવનાની અમૂલ્ય બક્ષિસ કરી છે. એ બક્ષિસ અપાવવામાં આગ્રહપૂર્વક ભાગ લેનાર ઉદારચરિત, હિંદ માટે અત્યંત કાળજી અને દિલસોજ લાગણી ધરાવનાર ગૃહસ્થોમાં એડમંડ બર્ક, જેમ્સ મિલ, મેકૉલે, સર ટૉમસ મન્રો, માઉન્ટસ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન, લૉર્ડ વિલ્યમ બેન્ટિક, સર ચાર્લ્સ મેટકાફ, સર જૉન માલ્કમ, લૉર્ડ મેયો, લૉર્ડ રિપન, લૉર્ડ મિન્ટો, લૉર્ડ મોર્લિ, લૉર્ડ હાર્ડિન્જ, મી. મોન્ટેગ્યુ અને મહારાણી વિક્ટોરિયાનાં યશસ્વી નામ હિંદની પ્રજાના ઉપકારી અંતઃકરણમાં નિરંતરને માટે આળેખાયલા રહેશે.

# પરિશિષ્ટ.

( પ્રકરણ ૧૬ માના આધારભૂત ઉતારાઓ. )

૧

Fxtract from speech of Mahadev Govind Ranade made in the Town Hall Bombay, on 6th October 1893, in memory of the late Mr. Justice Kashinath Trimbak Telang.

---

" It appears to me that the moral interest of the chequered career of our departed friend lay in the fact that he represented in his own person the best idea of character that the imperative necessities of our present situation require and predetermine Ladies and Gentlemen, many of you, blessed with a fullgrown and integrating civilization of your own, will find it hard to imagine the two fold life the divided and con flicting life that we have to live, in the midst of two civilizations, two forms of faith two ideals of life and conduct There are those among us who think that there is no occasion for such a divided existence To some of them the past the irrevocable past is still the living present They think that time and tide have worked no change, and they may still live and thrive, as their ancestors did before them, isolated from all the world There are others among us again who think that the past is dead and buried and has

no obligation on us, and that our allegiance is solely due to the present and the future. Between these extreme views, there are a small number among us, who while they revere the past, would see it gradually adapt itself to *the new circumstances with which it has pleased Providence to surround us, as we believe, for our own ultimate good*. We cling to the past and yet would keep our hold on the future. We are thus liable to be too often misunderstood by foes and friends alike. Of this class of men, our late lamented friend was the guide and the philosopher and the hero or martyr (Applause). I verily believe that if his honesty of purpose would have permitted him to cast off the toils of such a divided life, and led him to live in the past as though the present did not exist, or in the present as though it had no past, he would have been spared longer, his health would not have broken down and his anxieties would have been at rest. There is, therefore, little exaggeration in the statement that I have made that he was a martyr to truth and to his fidelity to truth, as he understood it. Our European friends cannot realize the character of this struggle which Mr. Telang and his friends have to wage. Let them, however, put themselves in our position, or rather let them place themselves

in the position of their own ancestors when they also lived such a divided existence, authority on one hand, reason on the other. Greece and Rome had their periods of transition; the early Christian fathers had this experience, the early Protestants had it–Melancthon and Erasmus lived in the same age as Luther. Sir Thomas More and Lord Bacon were the contemporaries of the early Calvinists Our situation is more complex, for, it is not only in one department, but in all the varied activities of our life, social, religious, political, and industrial that this conflict hems us in, and we have to tread the path of duty, every moment balancing one set of valid obligations against others equally imperative, with a determination to walk straight but not so as to tread upon the toes of others. Mr. Telang, as you all know, lived under the protecting shadow of father and mother; and he typified us all in this respect (Hear, Hear) We belong to a community which, notwithstanding the reverses that have befallen it, feels with the Jews that we are a chosen race with a noble past and a noble future still in store for us meant for great ends in God's Providence This self-respect we may not forego and will not forego. It is the salt which saves us from being, like the other stagnant

and back-ward races, wiped out of existence, ( Loud applause ).

२

Extract from " Western India in 1838 " by Mrs. Postans. Vol. I. ( pp. 66-68 )

---

On this subject the learned and amiable biographer of Agricola has afforded materials for a very interesting comparison. He proves the British Isles to have been once the stronghold of ferocious islanders, and the asylum of Druids, whose altars daily reeked with the sacrifice of human victims. He describes the country as being torn by the factions of various chieftains, and he enlarges on the fierceness of the hill tribes, and their subsequent reduction to obedience. He speaks of the degeneracy of the subdued, of the want of union which betrayed a powerful and warlike people, of the alacrity with which they served their masters, and the readiness with which they paid their tribute. India stands in a similar position to Britain now, which Britain once did to the powers of Rome. To Agricola we are indebted for wise regulations, and for the establishment

of an efficient plan of general education He gave to the sons of the leading chiefs, a " tincture of letters, " he encouraged the natives by assistance and exhortation, and introduced manners which served to sweeten slavery We, the descendants of this once savage tribe of painted islanders, have now a name hallowed and glorious through out all lands, benefitting, as we have done, by the introduction of enlightenment, how sacred is the obligation to do as we have done by The lesson left us by Agricola is rife with instruction Our military rule in India cannot retain its strength, the very basis totters at the approach of civilization, but we have the materials around us wherewith to erect a monument of fame, which shall reach unto the heavens, and endure for ages

— —

૩.

Extract from instructions regarding intercourse between European officials and natives issued by Sir John Malcolm Agent of the Governor-General, in his Minute, dated 28th June 1821, to his Assistants in Central India

---

Our success and moderation, contrasted with the misrule and violence to which a great part of the population of India have for more than a century been exposed, have at this moment raised the reputation of the British nation so high that men have forgotten in the contemplation of the security and prosperity they enjoy under strangers, their feelings of patriotism but these are feelings which the very knowledge that it is our duty to impart must gradually revive and bring into action. The people of India must, by a recurring sense of benefits, have amends made them for the degradation of continuing subject to foreign masters and this can alone be done by the combined efforts of every individual employed in a station of trust and responsibility to render popular a Government which though not national has foundations laid deep on the principles of toleration, justice and wisdom. Every agent of Government should study and

then judge them by his own observations and knowledge, and his opinion will, in all probability, be formed not comparatively with Europeans of their own class of life, but with the public servants of Government, a class of men who are carefully educated, whose ambition is stimulated by the highest prospects of preferment, and whose integrity is preserved by adequate salaries through every grade of their service. Before this last principle was introduced (which is little more than thirty years) the European servants of Government were in the habit of making money in modes not unsimilar to those we now reproach the Natives in our employ with doing; and it may here be asked, if the same endeavours have been made to alter the habits of the latter as the former. I believe the contrary to be the fact, and that the system since introduced has not operated more to elevate the European, than to sink and depress the Native character; but this is is not the place for the discussion of this large question.

Many of the moral defects of the Natives of

understand the above facts He should not content himself with having acquired a knowledge of the languages and of the customs of those with whom he has intercourse All his particular acts ( even to the manner of them ) should be regulated by recurrence to the foundation of our rule and a careful observation of those principles by which it has been established and can alone be maintained Of the importance of this I connot better state my opinion than by expressing my full conviction that, independent of the prescribed duties which every qualified officer performs there is no person in a situation of any consequence who does not, both in the substance and manner of his conduct, do something every day in his life which as it operates upon the general interests of the empire through the feelings of the circle he controls or rules, has an unseen effect in strengthening or weakening the Govern ment by which he is employed My belief that what I have assumed is correct, will be my excuse for going into some minuteness in my general instructions to those under my orders

\+ + + +

I have recommended those foundations of manner, towards the Natives of India, upon which I feel my own to be grounded I can recoll-

ect ( and I do it with shame ) the period when I thought I was very superior to those with whom my duty made me associate; but as my knowledge of them, and of myself, improved, the distance between us gradually lessened. I have seen and heard much of our boasted advantages over them, but I cannot think that, if all the ranks of the different communities of Europe and India are comparatively viewed, there is just ground for any very arrogant feeling on the part of the inhabitants of the former, nor can I join in that common-place opinion which condemns in a sweeping way the Natives of this country as men, taking the best of them, not only unworthy of trust and devoid of principle, but of too limited intelligence and reach of thought, to allow of Europeans, with large and liberal minds and education having rational or satisfactory inter course with them Such impressions, if admitted, must prove vital as to the manner of treating the Natives of India. I shall therefore say a few words upon the justice of the grounds upon which they rest. The man who considers them in this light can grant little or no credit to the high characters and the eulogies which are given to individuals and great bodies of men in their own histories, traditions, and records He must

then judge them by his own observations and knowledge, and his opinion will, in all probability, be formed not comparatively with Europeans of their own class of life, but with the public servants of Government, a class of men who are carefully educated, whose ambition is stimulated by the highest prospects of preferment and whose integrity is preserved by adequate salaries through every grade of their service Before this last principle was introduced (which is little more than thirty years) the European servants of Government were in the habit of making money in modes not unsimilar to those we now reproach the Natives in our employ with doing and it may here be asked, if the same endeavours have been made to alter the habits of the latter as the former. I believe the contrary to be the fact, and that the system since introduced has not operated more to elevate the European than to sink and depress the Native character, but this is is not the place for the discussion of this large question

Many of the moral defects of the Natives of India are to be referred to that misrule and oppression from which they are now in a great degree emancipated I do not know the example

of any great population, in similar circumstances, preserving, through such a period of changes and tyrannical rule, so much of virtue and so many good qualities as are to be found in a great proportion of the inhabitants of this country. This is to be accounted for, in some degree, by the institutions of the Hindus, particularly that of caste; which appears to have raised them to their present rank in human society, at a very remote period; but it has certainly tended to keep them stationary at that point of civil order to which they were thus early advanced With a just admiration of the effects of many of their institutions, particularly those parts of them which cause in vast classes not merely an absence of the common vices of theft, drunkenness, and violence, but preserve all the virtuous ties of family and kindred relations, we must all deplore some of their usages and weak superstitions but what individuals or what races of man are without great and manifold errors and imperfections, and what mind that is not fortified with ignorance or pride can, and on such grounds, come to a severe judgment against a people like that of India ?

---

५.

Extract from speech on Indian Education by T. B. Macaulay:—

'The destinies of our Indian Empire are covered with thick darkness. It is difficult to form any conjecture as to the fate reserved for a state which resembles no other in history, and which forms by itself a separate class of political phenomena. The laws which regulate its growth and its decay are still unknown to us. It may be that the public mind of India may expand under our system till it has outgrown that system; that by good government we may educate our subjects into a capacity for better Government; that having become instructed in European knowledge, they may, in some future age, demand European institutions. Whether such a day will ever come I know not. But never will I attempt to avert or to retard it. Whenever it comes, it will be the proudest day in English history. To have found a great people sunk in the lowest depths of slavery and superstition, to have so ruled them as to have made them desirous and capable of all the privileges of citizens, would indeed be a title to glory all our own. The sceptre may pass

away from us. Unforeseen accidents may derange our most profound schemes of policy Victory may be inconstant to our arms But there are triumphs which are followed by no reverse There is an empire exempt from all natura causes of decay. Those triumphs are the pacific triumphs of reason over barbarism; that empire is the imperishable empire of our arts and our morals, our literature and our laws

---

५.

The Rede lecture on ' The effects of observa tion of India on modern European Thought ' by Sir H. S. Maine.—

---

From whatever point of view India is examined, if only it be carefully and conscientiously examined, one consequence must, I think, certainly follow The difficulty of the experiment of governing it will be better understood, and possibly the undertaking will be regarded with more consideration The general character of this difficulty may be shortly stated There is a double current of influences playing upon this remarkable dominion. One of these currents has its origin in this country beginning in the strong moral and political

convictions of a free people. The other arises in India itself, engendered among a dense and dark vegetation of primitive opinion, of prejudice if you please, stubbornly rooted in the debris of the past. As has been truly enough said, the British rulers of India are like men bound to make their watches keep true time in two longitudes at once. Nevertheless the paradoxical position must be accepted. If they are too fast, there will be no security. The true solution of the problem will be found, I believe, in such examination and classification of Indian phenomena as that of which I have been venturing to affirm the possibility Those who, guided solely by Western social experience, are too eager for innovations which seem to them indistinguishable from improvements, will perhaps be overtaken by a wholesome distrust when they see in institutions and customs, which would otherwise appear to them ripe for destruction, the materials of knowledge by which the past, and to some extent the present, of the west may be interpreted. On the other hand, though it be virtually impossible to reconcile the great majority of the natives of India to the triumph of western ideas, maxims, and practices, which is nevertheless inevitable, we may at all events say to the best and

most intelligent of them that we do not innovate or destroy in mere arrogance We rather change because we cannot help it Whatever be the nature and value of that bundle of influences which we call Progress, nothing can be more certain than that when a society is once touched by it, it spreads like a contagion Yet, so far as our knowledge extends, there was only one society in which it was endemic, and putting that aside, no race or nationality, left entirely to itself, appears to have developed any very great intellectual result except perhaps in Poetry. Not one of those intellectual excellencies which we regard as characteristic of the great progressive races of the world—not the Law of the Romans, not the philosophy and sagacity of the Germans, not the luminous order of the French, not the political aptitude of the English, not that insight into physical nature to which all races have contributed—would apparently have come into existence if those races had been left to themselves To one small people, covering in its original seat no more than a hand's breadth of territory, it was given to create the principle of Progress, of movement onwards and not backwards or downwards, of destruction tending to construction That people was the Greek Except the blind

*forces of Nature, nothing moves in this world which is not Greek in its origin. A ferment* spreading from that source has vitalised all the great progressive races of mankind, penetrating from one to another and producing results accordant with its hidden and latent genius, and results of course often far greater than any exhibited in Greece itself. It is this *principle of Progress which we Englishmen are communicating* to India. We did not create it. We deserve no special credit for it. It came to us filtered through many different media. But we have received it; and as we have received it, so we pass it on. There is no reason why, if it has time to work, it should *not develop in India effects as* in any other of the societies of mankid.

